# શ્રી શ્રી માઁ આનન્દમયીના સાન્નિધ્યમાં

## ભાગ-૩

શ્રી શ્રી માઁ આનન્દમયી જન્મ શતાબ્દી વર્ષ પ્રકાશન




-: પ્રકાશક :-

શ્રી સંતરામ મંદિર, નડિયાદ.

॥ શ્રી સંતરામ મહારાજ સત્ય છે. ॥

# શ્રી શ્રી માઁ આનન્દમયીના સાન્નિધ્યમાં

## ભાગ-૩




-: સંકલન :-

જયંતિભાઈ ગો. જોશી




: પ્રકાશક :

શ્રી સંતરામ મંદિર, નડિયાદ.

પ્રકાશક : શ્રી સંતરામ મંદિર, નડિયાદ-૩૮૭૦૦૧.

પ્રકાશન : ૪૭મું સંયમ સપ્તાહ મહાવ્રત પ્રારંભ
સં. ૨૦૫૨ માગશર સુદ - ૮. તા. ૨૯-૧૧-૧૯૯૫
શ્રી શ્રી મા આનન્દમયી જન્મ શતાબ્દી વર્ષની ભાવાંજલિ

સહયોગ : પટેલ શારદાબેન ઈન્દુભાઈ ઈપ્કોવાળા ચેરિટેબલ ટ્રસ્ટ, નડિયાદ.

સંપાદન : જયંતિભાઈ ગો. જોશી

પ્રત : ૮૦૦૦

મૂલ્ય : અમૂલ્ય

પ્રાપ્તિસ્થાન : શ્રી સંતરામ સમાધિ સ્થાન, નડિયાદ-૩૮૭૦૦૧.
શ્રી સંતરામ મંદિર, વડોદરા-૩૯૦૦૦૧.
શ્રી શ્રી મા આનન્દમયી આશ્રમ, ભીમપુરા, ચાણોદ-૩૯૧ ૧૦૫.

મુદ્રક : "શાર્પ પ્રિન્ટ", ઈપ્કોવાળા ટ્રસ્ટ બિલ્ડીંગ,
પો.બો.નં. ૧૦૩, નડિયાદ-૩૮૭૦૦૧.

॥ શ્રી સંતરામ મહારાજ સત્ય છે. ॥




## યોગીરાજ અવધૂત શ્રી સંતરામ મહારાજની દિવ્ય અખંડ જ્યોતિના શુભાશીર્વાદ.

વર્તમાન ભારતની આ પૂરી થતી શતાબ્દીમાં ભારતના પ્રસિધ્ધ વીતરાગ તપસ્વી સંતોમાં શ્રી 'મા' આનન્દમયી માનું ગૌરવવંતુ સ્થાન છે. શ્રી શ્રી મા આનન્દમયીના આવિર્ભાવ શતાબ્દીનું આ વર્ષ સમગ્ર દેશ માટે, એની આધ્યાત્મિક ચેતના ઉજાગર કરનારું બની રહો. શ્રી શ્રી મા આનન્દમયીમાં ભક્તિરસની ગંગા સદા વહેતી હતી. જ્ઞાન-ભક્તિની આ ગંગામાં ભક્તોને શીતળતાનો અનુભવ થતો. શ્રી શ્રી માનું જીવન મંગલમય હતું. એમની પાસે નિત્ય ઉત્સવ ઉજવાતો રહેતો.

"શ્રી શ્રી મા આનન્દમયીના સાન્નિધ્યમાં -૧-૨-૩" તેમાં આ ત્રીજો ગ્રંથ અણમોલ અને જીવનને પ્રેરણા પ્રદાન કરનાર છે. બાલસહજ નિર્દોષ હાસ્ય, ટૂંકા-મર્માળા વેણ, વાણી જીવંત અને ઓજસ્વી શ્રી માની હતી. શ્રી માના મુખમાંથી વહેતી વાણી શ્રવણ જ કર્યા કરીએ એવો મધુરવાણીનો રસ તેમાંથી ટપકતો હતો. શ્રી માનું સ્વરૂપ, દર્શન જગદંબાસમું દિવ્ય. એમની અનુભૂતિની ભાષા, એમની વાણી અમર બની ગઈ. શ્રી મા એ કંઈ લખ્યું નથી, સંસાર, સંતો, ભક્તોની વચ્ચે રહેતાં, સરળ જીવન જીવતાં જે સીધી-સાદી ભાષામાં એમની અનુભૂતિ વ્યક્ત કરી છે તે આ ગ્રંથમાં ગુંથાઈ છે.

શ્રી શ્રી મા સાથે વાર્તાલાપ, સંતોનો એમની સાથેનો વાર્તાલાપ એમાં શ્રી મા જે ભાવો વ્યક્ત કરતા, જે અનુભૂતિના ઉદ્દ્ગાર કાઢતા તેમાં શાસ્ત્ર-સંતોના અનુભવનો રણકો હતો. ભારતના આધ્યાત્મિક સંતોનો અનુભવ એક સરખી રીતે શ્રી મા માં વ્યક્ત થતો. શ્રી શ્રી મા ના સદાચાર, ધર્મપરાયણ જીવને, એમની વાણીએ, આખા દેશને સમતા, એકતા બક્ષ્યાં છે. શ્રી શ્રી માનું વ્યક્તિત્વ જ એવું હતું, એમનામાં

દૈવીતત્ત્વ એવું હતું, એમનામાં નિખરતું મા જગદંબાનું દર્શન જ એવું હતું, આખો દેશ શ્રી માને માનતો, ભજતો, પ્રણિપાત કરતો. શ્રી શ્રી મા એ જીવનભર પ્રેમ અને ભક્તિ તથા ઉપાસનાની વાત કરી, એ એમના દિલની વાત હતી, એમના દિલની આ અનુભૂતિ ભાવપૂર્ણ હતી, જે ભાવક, સાધક, ભક્તને સ્પર્શી ગઈ હતી. જે વાણી આ સત્સંગ, સાન્નિધ્યમાં પ્રાપ્ત થાય છે.

જેમની અંતર્મુખ દ્રષ્ટિ હોય, જે સંસારથી ઉફરા ચાલે, જે સંતોને પ્રેમ કરે, એ સંતોની વાણીને સમજી શકે. શ્રી મા ના સાન્નિધ્યની આ વાણી ગૂઢ છતાં, સાધકને પથ પ્રદર્શન કરાવનારી છે. વર્તમાનમાં ભૌતિકદોડ, અશાંતિ, અજંપો, તનાવ, આમ છતાં સુખ બધાંને જોઈએ, આવા સંજોગોમાં શ્રી શ્રી મા ના સાન્નિધ્યના આ અનુભવો, આ પ્રત્યુત્તરો, જીવંત સંવાદ માનવને જીવન જીવવાની પ્રેરણા, શક્તિ પ્રાપ્ત કરાવશે. સંતોનું ક્ષર જીવન ભલે ન હોય, એમનું અક્ષર જીવન, યશઃશરીર સાધક, ભક્તોના જીવનને લીલુંછમ, ચેતનથી ધબકતું બનાવે છે.

શ્રી શ્રી મા પ્રેમ-કરુણાની મૂર્તિ હતાં. એમનામાં સમતા, વ્યવસ્થા, ગતિ હતાં. શ્રી શ્રી મા ઉદારચરિત, સહુને આત્મસ્વરૂપ માની ચાલનારાં હતાં. શ્રી મા એ ભક્તિનું અમૃત પાઈ અનેકોને સદ્‌માર્ગે ચાલવાની પ્રેરણા આપી. શ્રી શ્રી મા આનન્દમયીનું નામાભિધાન જ આનંદ પ્રસરાવનારું છે. આનંદ જીવનનો મૂળ સ્તોત્ર છે. આનંદસૃષ્ટિનું ઉદ્‌ગમસ્થાન છે. ઉપનિષદનો પણ 'આનંદ' માટેનો ભાવ, 'આ સકળ સૃષ્ટિ આનંદમાંથી જન્મી છે, અહીં સર્વ કાંઈ આનંદ દ્વારા ટકી રહ્યું છે અને છેવટે એ સર્વ આનંદ પ્રતિ પાછું વળે છે.'

શ્રી માના આવિર્ભાવ પર્વ મહોત્વમાં સહુ આનંદની ઉપલબ્ધિ પ્રાપ્ત કરે. શ્રી શ્રી માના સ્તવન, સ્મરણ, એમના બોલના પંથે સંચરી જીવન કલ્યાણ કરે એવી શુભભાવના.

નારાયણદાસ મહારાજ
મહંત : શ્રી સંતરામ મંદિર, નડિયાદ.

# પ્રસ્તાવના

યોગીરાજ અવધૂત શ્રી સંતરામ મહારાજના સમાધિ મહોત્સવપર્વે શ્રી શ્રી મા આનન્દમયીના જન્મશતાબ્દી મહોત્સવના ઉપલક્ષમાં શ્રી સંતરામ મંદિરના પ. પૂ. મહંત શ્રી નારાયણદાસજી મહારાજના નિમંત્રણથી એમની નિશ્રામાં "ઉપનિષદ સ્વાધ્યાય સત્ર", "૪૭મું સંયમ સપ્તાહ મહાવ્રત" યોજાઈ રહ્યું છે. 'ઉપનિષદ સ્વાધ્યાય સત્ર' ના દિવસો તા. ૧૯-૧૧-૯૫ થી તા. ૬-૧૨-૯૫ સુધી છે. 'સંયમ સપ્તાહ મહાવ્રત' તા. ૨૯-૧૧-૯૫ થી તા. ૬-૧૨-૯૫ સુધી છે. અનંત વિભૂષિત મ. મં. સ્વામી શ્રી વિદ્યાનંદગિરિજી મહારાજ, કૈલાસ પીઠાધીશ્વર ૧૮ દિવસમાં ૧૦ ઉપનિષદોનો સ્વાધ્યાય કરાવશે. સાથોસાથ દિવસભર ચાલનાર વ્રત, જપ, તપ, ધ્યાન - સંકીર્તન - સત્સંગયુક્ત સંયમ સપ્તાહ મહાવ્રત ચાલશે. ભારતના વીતરાગ તપસ્વી સંતોનો સત્સંગ, દેશભરના શ્રી માના ભક્તો - ધર્મજિજ્ઞાસુઓ એમાં ભાગ લેશે. આવા અધ્યાત્મના વિશેષ કાર્યક્રમોની સાથે શ્રી શ્રી મા આનન્દમયીના સાહિત્યને ભક્તો સુધી પહોંચાડવાનો, પ્રકાશનનો જ્ઞાનયજ્ઞ સુલભ બન્યો છે. તા. ૭ ઑક્ટો. ૧૯૯૫ના દિવસે કથાકારમિલનમાં લોકસંત શ્રી મોરારીબાપુએ 'શ્રી શ્રી મા આનન્દમયીના સાન્નિધ્યમાં - ૧' ગ્રંથનું ઉદ્ઘાટન ગુજરાતના કથાવ્યાસોની ઉપસ્થિતિમાં કર્યું. તેઓએ કથાવ્યાસો સમક્ષ વિશ્વના આધ્યાત્મિક જગતને જગદંબાસ્વરૂપ શ્રી શ્રી મા આનન્દમયીની પ્રેરણાનો ઉલ્લેખ કરી, શ્રી શ્રી માનું આવું સાહિત્ય પ્રકાશન થાય છે એનો હર્ષ વ્યક્ત કર્યો.

શ્રી શ્રી મા આનન્દમયીના સાન્નિધ્યમાં - ૧ - ૨ - ૩ ગ્રંથરૂપે પ્રકાશિત કરી, શ્રી શ્રી માના જન્મશતાબ્દી મહોત્સવપર્વે, આ ૪૭મા સંયમ સપ્તાહ મહાવ્રતમાં સહુને પ્રાપ્ત થાય એવો પ્રકાશનનો પુરુષાર્થ આમાં છે, અને એની પ્રેરણા, શુભાશીર્વાદ પ. પૂ. મહંત શ્રી નારાયણદાસજી મહારાજ, પ. પૂ. સ્વામી ભાસ્કરાનંદજી મહારાજના છે.

ધર્મજિજ્ઞાસુ, ભક્તો, સાધકો, વ્રતીઓમાં બ્રહ્મનિષ્ઠા જાગૃત થાય તેવો હેતુ સંયમ સપ્તાહ મહાવ્રતનો, ઉપનિષદ સ્વાધ્યાયનો શ્રી શ્રી માને અભિપ્રેત હતો.

વ્રતી, સાધકો, જિજ્ઞાસુ, સંયમ સપ્તાહ મહાવ્રતના દિવસોમાં અંતર્મુખ બનીને, આત્મા - પરમાત્માનું, સત, ચિત, આનંદનું દર્શન કરે, સાથે વેદ - ઉપનિષદ - પુરાણોનો સ્વાધ્યાય કરે, સંતવચનામૃત શ્રવણ કરે અને તપ, ત્યાગ, સંયમ પૂર્ણ નિયમથી જીવન જીવે, શ્રી શ્રી માના સાન્નિધ્યમાં, તીર્થમાં, ઘરમાં એવું માનું આયોજન રહેતું. નિરંતર ગતિશીલ ભક્તસમુદાય - સંતસમુદાય, જીવન સાથે પરિવ્રાજક રહેતા શ્રી શ્રી માને જે લાધ્યું, સ્વયંમાં તો સ્ફૂર્ત હતું જ, તે બધું શ્રી શ્રી માના શ્રી મુખે પ્રવાહિત થયું, એને જે તે સમયના ગાળામાં પ. પૂ. બ્ર. સ્વા. ભાગવતાનંદગિરિએ ઝીલ્યું, આત્મસાત કર્યું, તે તેઓએ મુમુક્ષુઓને ઉપલબ્ધ કરાવ્યું તે આ "સાન્નિધ્ય" ગ્રંથ. સ્વામીજીની આ આધ્યાત્મિક સેવા ભક્તોને પ્રેરણા પ્રદાન કરનારી બની, શ્રી શ્રી માની વાણીને સંરક્ષનાર બની.

શ્રી શ્રી મા આનન્દમયીસંઘના દિવંગત શ્રી બી. કે. શાહને શ્રી શ્રી મા "ભૈયા" ના હુલામણા નામથી સંબોધતા. મુરબ્બી "ભૈયા" ના માર્ગદર્શનમાં અધ્યાત્મ આયોજન કરતા.

સ્વર્ગસ્થ શાહ સાહેબનો પ્રેમ પણ આ પ્રકાશન સાથે છે. એ શ્રી શ્રી માના ભક્તો માટે આનન્દની ઘટના છે. આજીવન શ્રી શ્રી મા પ્રત્યેની દઢભક્તિ, ગુરુભાવ તથા શ્રી માની વાણીમાં સંપૂર્ણનિષ્ઠા તેથી આ પુનઃ પ્રકાશનમાં એમની પ્રેરણા પ્રોત્સાહક રહી છે.

ઉપરોક્ત ગ્રંથ અપ્રાપ્ય હતો. પ્રેરણાદાયી માતૃવાણીની ઝંખના પુનઃ પ્રકાશનની હતી. શ્રી શ્રી મા આનન્દમયીના વ્હાલા પુત્ર દેવાંગ પટેલ વિદેશ વસવાટ પછી ફરી શ્રી શ્રી માનાં સેવા કાર્યોમાં સંકળાયા. શ્રી શ્રી મા આનન્દમયી આશ્રમ, ભીમપુરાની કાયાપલટ તથા આવા મહોત્સવ, પ્રકાશમાં એમનો, એમના શાર્પપ્રિન્ટ, પ્રકાશનના સહયોગીઓનો સહકાર રહ્યો જેથી કઠિન કાર્ય સરળ બન્યું. આવી જ્ઞાન પ્રસાર - પ્રકાશનની સેવા બદલ શ્રી શ્રી માના સંતો, ભક્તોની એમના પરની પ્રસન્નતા જાણીતી બની છે.

પટેલ શારદાબેન ઈન્દુભાઈ ઈપ્કોવાળા ચેરિટેબલ ટ્રસ્ટ, નડિયાદના અગ્રણી ઉદ્યોગપતિ શ્રી ઈન્દુભાઈ પટેલ વ્યાવસાયિકક્ષેત્રે પરિવારની ભાવના સાથે શ્રી સંતરામ મંદિરના પ. પૂ. મહંત શ્રી નારાયણદાસજી મહારાજમાં ગુરુભાવ રાખી ધર્મ, સંસ્કૃતિ, સંસ્કાર, સમાજની સેવા સમર્પે છે. શ્રી સંતરામ મંદિરના, શ્રી શ્રી માના આ નિમિત્તે થનારા પ્રકાશનોને અમૂલ્ય સહયોગ આપવા બદલ ધન્યવાદ પાઠવીએ છીએ.

"શ્રી શ્રી મા આનન્દમયીના સાન્નિધ્યમાં - ૩" ને અધ્યાત્મપિપાસુ સુધી પહોંચાડવાનું શ્રેય, પોતાની મૂક સેવા સમર્પનાર સહુને છે.

ઈપ્કો પરિવારના "શાર્પપ્રિન્ટ" પ્રેસના ભાઈઓ જયેશભાઈ, પ્રિતેશ, સંજયભાઈ, રમેશભાઈ, અચ્યુતભાઈ, આશિષ, બ્રિજનંદન, પ્રચેત, પ્રકાશ, દિપકભાઈ સહુ આ જ્ઞાનદાનના સહયોગીઓ પર યોગીરાજ શ્રી સંતરામ મહારાજ, શ્રી શ્રી મા આનન્દમયીના શુભાશીર્વાદ ઉતરો એવી પ્રભુ પ્રાર્થના.

॥ જય મહારાજ ॥

- જયંતિભાઈ ગો. જોશી
શ્રી સંતરામ મંદિર, નડિયાદ.

- નારદે કહ્યું છે - ઈશ્વરમાં જે પરાનુક્તિ છે, એને જ ઉત્તમ ભક્તિ કહે છે. ફક્ત ભગવાનને પામવા માટે જે ચેષ્ટા છે એને જ ભજન કહે છે.

- કેવળ માત્ર એક વાર વિશ્વાસ અને શ્રદ્ધાથી પ્રાણ ભરીને જે કહી શકશે-મા! આપ આવો, આપના વિના મારા દિવસો નથી વીતતા, ત્યારે સાચે જ મા પોતાના સ્વરૂપમાં એને દર્શન આપશે. પોતાના સ્નેહમય ખોળામાં એને ઉપાડી લેશે. દુઃખની ચપેટમાં ક્ષણવાર માટે એમને કોઈ રહસ્યમય આશ્રમ ન સમજશો, યાદ રાખજો તેઓ સર્વક્ષણ પ્રાણશક્તિની જેમ તમારી અત્યંત નિકટ વિદ્યમાન છે, એટલેજ તમારે બીજુ કંઈ નહીં કરવું પડે. તેઓ તમારો બધો ભાર લઈ લેશે.

## ઈ. સ. ૧૯૪૮, સંવત ૨૦૦૪

શ્રી મા તા. ૯ ફેબ્રુઆરી ઈ. સ. ૧૯૪૮, કાશી તરફ રવાના થઇ અને તા. ૧૨ ફેબ્રુઆરીએ દિલ્હી જવા માટે કાશીથી નીકળી. હું એ સમયે પરમ પૂજ્ય મહાત્મા ગાંધીજીના અવશેષનાં દર્શન કરવા માટે અલ્લાહાબાદમાં રોકાઇ ગયો હતો; તા.૧૨મીએ શ્રી માની સાથે અલ્લાહાબાદ સ્ટેશનેથી જોડાઇ ગયો. અમે તા.૧૩મીએ સાંજે ડૉ. પન્નાલાલના જમાઈ શ્રીવાસ્તવજીને ત્યાં ન્યૂ દિલ્હીમાં પહોંચ્યાં. માતાજી માટે સુંદર તંબૂની વ્યવસ્થા થઇ છે અને તેમની સાથેના માણસો માટે નાના તંબૂઓ તૈયાર કરવામાં આવ્યા છે. રાત્રે અમે બધા શ્રીમાના તંબૂમાં જઇને બેઠા. ડૉ. પન્નાલાલ તથા સુધીર સરકાર વચ્ચે રમૂજી તકરાર થઇ. શ્રી મા બંનેને સમજાવે છે અને મધુર વાણીથી બધાંને હસાવે છે. શ્રીમાએ સહજ કહ્યું : 'હું આવી ત્યારે કોઇ છોકરાએ ભૂલથી એક ફૂલ મને પગમાં માર્યું હતું. તેથી આ તકરાર થઇ ગઇ ને તેનું ફળ નષ્ટ થઇ ગયું. આ શરીર તરફથી તો કંઇ નથી. તમારી દૃષ્ટિએ વાત કરી.'

### તા. ૧૪ ફેબ્રુઆરી, મહા સુદ ૪, શનિવાર, ન્યૂ દિલ્હી

શ્રીમા સવારે ઊઠીને ભાગવત માટે તૈયાર કરવામાં આવેલા મંડપમાં આંટા મારે છે. આજુબાજુ માના ભક્તો છે. અભય શ્રીમાને ગાંધીજીના અવસાન બાદ શ્રી અરવિંદે આપેલો સંદેશો વાંચી સંભળાવે છે. મા બેઠી એટલે અભયે પ્રશ્ન કર્યો; "તમે સેવાગ્રામમાં ગાંધીજીને કહેલું કે 'સમય આવ્યે તમને લઇ લઇશ'-તો શું આ સમય આવ્યો હતો?" ("ठीक समय पर तुम्हें ले जाऊंगी पिताजी । क्यों ठीक है?" 'श्री श्री माँ आनन्दमयी' : શ્રી ગુરુપ્રિયાદેવી, ભાગ ૧૦.

સેવાગ્રામમાં શ્રીમા મહાત્માજીને મળ્યાં તે વિગત છે તેમાં પણ આ નોંધ છે. જુઓ 'Ma Anandamayi Lila' : Shir Hariram Joshi, p. ૧૩૧.)

મા હસે છે, ખાસ કંઇ જવાબ આપતી નથી. એક બહેને પ્રશ્ન કર્યો:

'ગાંધીજીનો ફરીથી જન્મ થશે?'

મા : આ શરીર તો એ સંબંધમાં કંઇ કહેતું નથી.

સ્વામી દિવ્યાનંદજી: 'ભારતવર્ષ પહેલાં ઉન્નત હતો તેવો થશે કે નહીં?'

મા : આ શરીર ભવિષ્યવાણી કરતું નથી. ખ્યાલ (Kheyal-जो होये जाय.) આવી જાય તો કહે.

થોડીવારમાં અભયે કીર્તન શરૂ કર્યું. (પૂજ્ય મહાત્માજી સંબંધમાં સમાચાર સાંભળતાં શ્રીમાએ તુરત કહ્યું : "ईसा मसीहकी तरह ।" ઈસા મસીહે હિંસાને સર્વાંગથી આલિંગન કરતાં શરીર છોડ્યું. હિંસાથી પણ હિંસા ના કરી. ગાંધીજીએ પણ હિંસાવૃત્તિ પર અહિંસાવૃત્તિ દ્વારા વિજય પ્રાપ્ત કર્યો-મેળવ્યો. શાંતિભાવથી 'રામ-રામ' કરતાં ચાલી ગયા. 'श्री श्री माँ आनन्दमयी' શ્રી ગુરુપ્રિયાદેવી, ભા. ૧૨.)

શ્રીમા પોતાના તંબૂમાં બેઠી છે. શ્રી અરવિંદે ઈ. સ. ૧૯૩૬માં માતાજી સંબંધમાં જે લખાણ લખ્યું હતું તે આજુબાજુના ભક્તોને અભય વાંચી સંભળાવે છે. એ સાંભળી કેટલાક ભક્તો પોતપોતાની વિરક્તિ જાહેર કરે છે. બહાર રમતા છોકરાઓને જોઇ શ્રીમાએ કહ્યું : 'આ છોકરાઓ કેવી રીતે પોતાને રમવા માટે અનુકૂળતા શોધી લે છે? તેવી રીતે સાધકે પણ જ્યાં જાય ત્યાં સાધના-ભજન માટે અનુકૂળતા કરી લેવી જોઇએ. એમ નહીં કે અમુક જગ્યા ના હોય તો સાધન-ભજન થાય નહીં! જ્યાં જાઓ ત્યાં અનુકૂળતા કરી લો'....વગેરે શ્રીમાએ સુંદર વાતો કરી....ભોજનનો સમય થતાં બધું લખી શકાયું નહીં. તે પછી શ્રીમા પાસે જઇને બેઠો. સોલનના

રાજા શ્રીમા પાસે આવ્યા છે. તેઓ કોંગ્રેસ સરકારની રાજાઓ સાથેની વર્તણૂક સંબંધમાં શ્રીમાને વાતો કરે છે. શ્રીમા પણ અત્યંત રસપૂર્વક જાણે બધી વાતો સાંભળી રહી છે.

સાંજે શ્રીમા મંડપમાં બેઠી છે. ભક્તોની તમન્ના શ્રીમાની નજીકમાં નજીક જઇ બેસવાની છે. અભયે શ્રીમાને કહ્યું: 'મા, કાલે સરસ્વતીપૂજા છે. સરસ્વતીપૂજા પહેલાં થઇ હોત તો સારું થાત. નામયજ્ઞ પછી થઈ શકત.'

મા : નામયજ્ઞ જે થઇ રહ્યો છે તે સરસ્વતીની પૂજા જ છે! ભગવાન નામયજ્ઞ તે પણ વાગ્દેવતાની જ પૂજા છે.

અભય : અમે તો સરસ્વતીરૂપિણી શ્રીમાની પૂજા કરવા માગીએ છીએ.

મા : નામયજ્ઞ તો વાગ્દેવતાની જ પૂજા છે.

મા : થોડી વાર પણ ભગવાન માટે ખૂબ અંતરની પ્રાર્થના કરવી જોઇએ. ભગવાન અમારી દુર્વૃત્તિ હટાવી દો. ભગવાન દરેક કાર્યનું ચૂંટી ચૂંટીને ફળ આપે છે. ચોરીનું ફળ જેલ, સજા, ફાંસી, સુફળ સાથે કુફળ પણ આપે છે. પરમ માટે જનારનું કાર્ય જુદું છે. જેટલું સાધન કરવું જોઇએ તેટલું નથી થયું. સાધનમાં જેટલો સત્સંગ, શુદ્ધ ભાવ થવો જોઇએ તે નથી થયો ત્યાં સુધી આંતરિક પ્રાર્થના કરવી.

પ્રશ્ન : કોઇ બે કલાક દેવસેવા કરે, પૂજા કરે, સ્તવન કરે તો કોઇ દરિદ્રનારાયણની સેવા કરે, કોઇ ગરીબનું ધન લૂંટે; કોઇ વળી જપ કરે નહીં પરંતુ દયાળુ હોઇ સર્વનાં આંસુ લૂછે; સર્વની શુભકામના છે તેમાં શ્રેષ્ઠ કોણ?

મા : સત્ય બોલવું જેને કહે છે તેમ સત્ય બોલો. કોઇ કર્મદોષથી ઘણો સમય ખરાબ કામ કરે છે, ઈચ્છા નથી છતાં કરે છે. સત્ય બોલવું અને સાધન કરવું. તત્ જ્ઞાનથી સેવા કરવી.

સત્ય બોલવાની ગુરુએ આપેલી આજ્ઞાથી તેનું પાલન કરનાર ચોરનું જીવન રાજાને ત્યાં ચોરી કરતાં કેવી રીતે બદલાઇ જાય છે તે વાત શ્રીમાએ કહી. ચોરે મહાત્માના આદેશ પ્રમાણે સત્ય બોલવાનું શરૂ કર્યું. ચોરી એ જ તેની આજીવિકાનો મુખ્ય ધંધો હોવાથી, તે છોડી દેતાં ઉપવાસ કરવા પડ્યા. ફરીથી ગુરુ મહારાજનાં દર્શન થયાં; ગુરુએ સુકાઈ જવાનું કારણ પૂછ્યું. ચોરે કહ્યું: 'તમારો આદેશ છે કે સત્ય બોલવું ને ચોરી કરવી નહીં તેથી ઉપવાસ કરવા પડે છે.' ગુરુએ કહ્યું: 'ચોરી કરવી હોય તો કરજે, પણ સત્ય બોલજે.' તેણે ચોરી કરવી શરૂ કરી ને રાજાના મહેલમાં ચોરી કરતાં પકડાઇ ગયો ત્યારે સત્ય વિગત રજૂ કરી. રાજાને આશ્ચર્ય થયું! ચોર થઇ બિલકુલ જ સત્ય કેમ બોલ્યો! ચોરે ગુરુના આદેશપાલનની વાત કરી તેથી ખુશ થઇ રાજાએ તેને જીવનભર ચાલે એટલું ધન આપ્યું. તેણે ચોરી કરવી છોડી દીધી.

પ્રશ્ન : સાધુ થઈને મહાત્માએ ચોરી કરવાનો આદેશ કેમ આપ્યો?

મા : બાબા, એ તો વાત છે ને! એમ પણ બને, ચોરીના થોડા સંસ્કાર હતા તે કપાઇ ગયા.

પ્રશ્ન : વ્યવહારમાં પણ સત્યપાલન થવું જોઇએ?

મા : જરૂર.

પ્રશ્ન : એક માણસની પાછળ કોઇ ડાકુ પડ્યો છે. એક ભાઇને ખબર છે કે તે માણસ કયે રસ્તે ગયો. ડાકુ આવી તેને પૂછે છે કે એ માણસ કયે રસ્તે ગયો? જો સત્ય કહે તો એ માણસનો પ્રાણ જાય છે, આવે વખતે શું કરવું?

મા : પ્રાણરક્ષા માટે, બીજાને બચાવી લેવા માટે પણ અસત્ય બોલી લે છે. આ શરીર તો એમ કહે છે કે કોઈ સંજોગોમાં અસત્ય વ્યવહાર નહીં કરવો જોઇએ.

પ્રશ્ન : પૂજ્ય ગાંધીજીએ કહ્યું છે કે જ્યારે આવો પ્રસંગ ઊભો થાય ને માણસ ક્યાં ગયો છે તે પોતે જાણે છે ત્યાં ચૂપ રહેવું અથવા તો કહેવું કે જાણું છું પણ કહીશ નહીં!

મા : સત્ય બોલવું એટલે સત્ય પામવું. સત્યની સાથે સત્ય મદદ કરે છે. સત્ય બોલો તો સત પકડી લે છે. આગને સ્પર્શ કરવાથી તાપ લાગે તે એનો સ્વભાવ છે તેમ સત્ય બોલવાનો જેનો સ્વભાવ છે તેનો વ્યવહાર પણ સત્ય થઇ જાય!

પ્રશ્ન : એક છોકરો સ્કૂલમાં જઉં છું કહીને ઘેરથી જઇ નિશાળમાં આખો દિવસ રમતો રહે તો? સ્કૂલમાં તો ગયો, સત્યપાલન થયું!

મા : એ સત્ય નથી. નિષ્ઠા એટલે એકનિષ્ઠા-સત્યનિષ્ઠા હોવી જોઇએ.

પ્રશ્ન : સાધના માટે માંસ છોડવું જરૂરી છે?

મા : ગુરુ જે બતાવે તે કરો. ગુરુએ દીક્ષા આપી કંઇ ના કર્યું! કશું છોડશો નહીં-માંસ છોડવું કે ના છોડવું આપોઆપ પત્તો લાગશે. માંસ-માછલી ખાવી, છોડવી, જે ગુરુ કહે એમ કરવું જોઇએ. ભગવાનનું નામ લીધા કરો. આપોઆપ છૂટી જશે. ભોલાગિરિ મહારાજે કહ્યું કે 'છોડી દો.' કોઇ કોઇએ ચોરી કરીને ખાઇ પણ લીધું....અથવા રસગુલ્લાં ખાવાની ઇચ્છા છે તો શું કરવું જોઇએ? મનને દોસ્ત બનાવી લો. (એને કહો) કાલ આપીશ, આજે નહીં આપું. સાત દિવસમાં એક દિવસ આપીશ એમ કરતાં કરતાં છૂટી જશે. પોતાના ગુરુ જે કહે તે કરવું એ મૂળ વાત છે. જે ખાવાથી ભગવાનના રસ્તામાં વિઘ્ન થાય તે છોડી દો. જે ખાવાથી સાત્વિક ગુણ વધે છે તે ખાઓ. આ શરીરે કંઇ લીધાનું જાણ્યું નથી. કંઇ કોઇ ચીજ છે? માંસ નહીં એટલે માછલી નહીં એટલે કંઇ શું? મને પાગલ કહી શકો છો. પાગલ તો જે તે છે. ઘી, માખણ ચીજ શું છે? હાય! હાય! નથી લઇ શકાતું! શરીર પોતાની ચરબી, લોહી શું ખાય છે! ગોરસ કેવી રીતે ખાઉં? બધા માણસો મલાઇ આનંદથી ખાય છે....ડુંગળી લસણ નહીં ખાઉં....નાનું બાળક જન્મથી દૂધ પીએ છે. ગંધ, સુગંધ કોઇ અંતર નહીં. સર્વ ગંધસ્વરૂપમાં પણ એ જ છે. ગંધ સ્વરૂપમાં તમે જ છો. સુગંધથી પ્રેમ, દુર્ગંધની ઘૃણા....બાકી સુગંધ, દુર્ગંધ એક રૂપમાં જ છે 'પૂર્ણ'. બાળકની વાત કરો....હું પણ બાળક છું. દૂધ પણ એ છે.

પ્રશ્ન : બાંગ્લાદેશમાં માંસ-માછલીનો ભોગ લે છે. વૃન્દાવનમાં નથી લેતા....દેશકાળ ભેદથી થાય છે!

મા : ગૌમાતા તો માતા છે જ, સર્વને દૂધ પાય છે.

પ્રશ્ન : વાછરડાને છોડી દે છે, પૂરું નથી લેવા દેતા.

મા : વાછરડાને ભોજન ના આપે તે ઠીક નહીં. ગાય ચોરીને પણ બચ્ચા માટે રાખે છે. રાખે છે માટે ચોર નથી, એનો હિસ્સો રાખે છે.

ભક્તોના આગ્રહથી શ્રીમા ધૂન બોલવા માંડે છે.... 'હે ભગવાન, હા ભગવાન....પ્રેમ ભગવાન, શ્રેય ભગવાન....મંગલમય હે ભગવાન, આનંદમય હે ભગવાન.' તે પછી ખૂબ સુંદર કીર્તન જામ્યું.

## તા. ૧૫ ફેબ્રુઆરી, મહા સુદ ૫ (વસંતપંચમી), ન્યૂ દિલ્હી

આજે ભક્તોની ઇચ્છાથી નામયજ્ઞની વ્યવસ્થા થઇ છે. અને સવારના સાત વાગ્યાથી મંડપમાં કીર્તનનો આરંભ થઇ ગયો છે. 'શ્રીકૃષ્ણ ચૈતન્ય પ્રભુ નિત્યાનંદ; હરે કૃષ્ણ, હરે રામ શ્રી રાધે ગોવિંદ'ના સુમધુર સ્વરથી કીર્તન થઇ રહ્યું છે. મંડપની વચમાં સુંદર મંચ તૈયાર થયો છે. મંચને ચારે બાજુથી આસોપાલવથી શણગાર્યો છે ને સુંદર ફોટાઓથી સુસજ્જિત કર્યો છે.

વીજળીના દીવાઓથી મંચ ઝગમગી રહ્યો છે. ચારે તરફ ફરતાં ફરતાં કીર્તન થાય છે. શ્રીમા બપોરે કીર્તન સમયે આવીને બેઠી છે. કીર્તનકારોનો ઉત્સાહ તેથી ખૂબ વધી જાય છે ને કીર્તન જામે છે. ભક્તો નાચતાકૂદતા આનંદવિભોર થઈ ગયા છે. રાય, રંક, ગરીબ કે તવંગર બધા જ એકસાથે આનંદથી કીર્તન કરે છે. સાંજ થતાં શ્રીમા પોતે કીર્તનમાં ફરવા લાગી ને શ્રીમાના સુમધુર કંઠનો આસ્વાદ લેવા દેવતાઓ, અહો! સાક્ષાત્ ચૈતન્ય મહાપ્રભુ કીર્તનમંડપમાં પધાર્યા. શ્રીમા ગવડાવે છે : 'શ્રીકૃષ્ણ ચૈતન્ય પ્રભુ નિત્યાનંદ; હરે કૃષ્ણ, હરે રામ શ્રી રાધે ગોવિંદ.' ભક્તો આનંદ ભરપૂર હૃદયથી કીર્તનના સ્વરને ઝીલે છે! શ્રીમાનો કંઠ સુણવા મંડપ ભરાઇ ગયો છે. સહુ એ સુમધુર સ્વરથી ખેંચાઇ પોતપોતાનું કામ પડતું મૂકી કીર્તનમાં જોડાઇ જાય છે. શ્રીકૃષ્ણ ભગવાનની વાંસળી સાંભળી ગોપીઓ પોતાનું કામ છોડી દોડે છે તેમ! તેવી જ રીતે શ્રીમાના મધુર કંઠથી ગવાતું કીર્તન મંત્રમુગ્ધ કરે છે, કીર્તન પૂરું થતાં ભક્તો શ્રીમાને સરસ્વતીરૂપે (આજે સરસ્વતીપૂજન હોવાથી) મંત્ર-પુષ્પાંજલિ અર્પણ કરે છે. ભક્તો માટે પ્રસાદની વ્યવસ્થા થઈ છે. પ્રસાદ ગ્રહણ કરતાં શ્રીમાના દર્શનથી ભક્તોમાં પ્રસન્નતા વ્યાપી ગઈ છે.

## તા. ૧૬ ફેબ્રુઆરી, મહા સુદ ૬, સોમવાર, ન્યૂ દિલ્હી

શ્રીમા સવારે દસ વાગ્યા પછી મુખ્ય મંડપમાં ફરે છે. થોડા ભક્તો ત્યાં છે. શ્રીમા આગલા દિવસના કીર્તનનાં વખાણ કરતાં કહે છે : 'અહા! ગઈ કાલે કીર્તન ખૂબ સુંદર થયું; એક તન્મયતાનો ભાવ હતો.' ભક્તો શ્રીમાના સુમધુર કંઠથી નિર્ઝરતા સ્વરથી હૃદયની એકતાન અવસ્થાની શ્રીમાને વાત કરે છે.

મા : અહીં તો તાલ, બેતાલનું કંઇ ભાન નથી, જે આવે તે ગવાય છે.

એક ભક્ત : ના, મા તમે ખૂબ સુંદર ગાતાં હતાં.

શ્રીમા ભાગવત પાઠ માટે કેવી વ્યવસ્થા કરવી તેની સૂચના આપે છે. ત્યાર પછી સ્વામી પરમાનંદજી શ્રીમાને પત્રો વાંચી સંભળાવે છે.

પત્ર લખનાર : હું તો અહીં વનવાસમાં છું.

મા : તેના સાંનિધ્યમાં મનનો વાસ કરો. (જવાબમાં)

પ્રશ્નકર્તા : જો મન ચંચળ હોય!

મા : જો મન ચંચળ હોય તો એ અચંચળનું ધ્યાન કરો. ભગવાન જે કરાવે તે કરવું.

પ્રશ્ન : કુંડલિની શું? જાગરણ શું?

મા : તમારું શાસ્ત્ર શું કહે છે? કુંડલિની એટલે શું?

પ્રશ્નકર્તા : શિવલિંગની જેમ વીંટળાયેલી રહે છે, તેનાં સાડાત્રણ (ત્રણ ગુણ ને પ્રકૃત્તિ (વિકૃતિ સાથે) તે સાડાત્રણ કુંડાળાં પ્રકૃતિના ત્રણ ગુણો-) કૂંડાળાં કહે છે, તે જાગ્રત થતાં ષટ્ચક્રભેદ થાય છે.

મા : કુંડલિની જેને કહે છે તે, એ આકારે રહે છે. સર્પાકારે નિબદ્ધ રહે છે. તમારી અંદર એ આકારે મૂલા ધારમાં રહે છે. તેનું મુખ બંધ હોય છે, જેનું જાગરણ ગુરુશક્તિ દ્વારા થાય છે. જે શક્તિ દ્વારા જાગ્રત થાય. એમાં શક્તિ સ્વયં રહે છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

પ્રશ્નકર્તા : સાડાત્રણ કૂંડાળાં શા માટે? સમજવું ઘણું કઠિન.

મા : એ કયા શાસ્ત્રમાં છે?

પ્રશ્નકર્તા : તંત્રશાસ્ત્રમાં. પ્રથમ બિન્દુરૂપે જેને શિવબિન્દુ કહે છે. ચિદ્રૂપિણી શક્તિ.... જાગ્રત થતાં સુધી બિન્દુ આકાર ધારણ કરે છે, બિન્દુમાંથી રેખા....

મા : ત્રિગુણી આકૃતિ..તે તો પૂર્ણ..પૂર્ણમાં આચ્છાદન..મનનું આચ્છાદન..તમે શું કહો છો? શિવલિંગ કેમ?

પ્રશ્નકર્તા : શાસ્ત્રમાં કહે છે.

મા : એની વ્યાખ્યા જુદા જુદા આકારે....જે સૂતેલી હોય....પ્રકાશ ના થાય ત્યાં સુધી કંઇ નહીં....કુંડલિની શું? શક્તિ શું?

સ્વામી : સર્પાકાર બ્રહ્મની શક્તિ.

મા : ક્રિયાશક્તિ કોને કહો છો?

સ્વામી : ગતિ, રાજસશક્તિ....આડીઅવળી સર્પાકારે ગતિ ચાલે.

મા : ક્રિયા એટલે સીધી ગતિ છે?

પ્રશ્નકર્તા : રજોગુણ દૂર થાય. સત્ત્વગુણ પ્રધાન. તંત્રશાસ્ત્રમાં વિસ્તારથી લખ્યું છે.

મા : કુંડલ આકારે કેમ? એ આકારે નથી શું? તમે અલગ કરો ને જેથી એવું જાણી લો.

જગદીશ ચેટરજી : કુંડલિની શક્તિ (ચિદ્‌રૂપિણી શક્તિ જે ગોળાકારે વીંટળાયેલી રહે છે) ત્રણ ગુણની મધ્યમાં એક ગુણે પ્રકાશ; ગુણ શબ્દનો અર્થ રજ્જુ. જેને પરમ મહત્-અણોઃ अणीयान्. महतो महीयान् કહે છે. જે દેશ કાલાતીત.. અણુ બોલો, મહાન બોલો; શૈવદર્શને શિવબિન્દુ-ચેતના શક્તિ; ચેતનમાં કોઇ ગતિ નથી? કાલિ જે શક્તિરુપિણી છે. શક્તિ વગર શિવની ક્રિયા નથી તેથી માત્ર શિવબિન્દુ કે કંઇ બીજું? જગત જે દ્વૈત ભાવે (૧) વ્યક્ત જગત જે અનંત (૨) અવ્યક્ત એટલે કારણરૂપ જગત તે બિન્દુ. જગત(વ્યક્ત-અવ્યક્ત) માં કોઇ શક્તિ છે જે બીજરૂપે નિહિત છે. ત્રણ પ્રકારે પ્રકાશ થાય. કાશ્મીર શૈવદર્શને સ્પંદમાત્ર બોલે છે. (૧) વિસ્તાર-રજોગુણ વ્યાપાર એ સરળ રેખા છે. (૨) રજ એટલે ધૂળ, તે જ્યારે પ્રબળ હોય ત્યારે જગત જાણે રજ-ની માફક ઊડી જાય!

મા : અનંત નહીં શું?

જ. ચે. : अणोः अणीयान्, महतो महीयान्....જે કાળમાં જુઓ જગતનો અંત નથી. બુદ્ધની કથા છે કે બુદ્ધની પાસે એક દેવપુત્ર આવ્યો. તેણે પ્રશ્ન કર્યો. ચલ લોકના અંતમાં પહોંચી શકાય? બુદ્ધે કહ્યું, ના; જગતનો અંત નથી હોઇ શકતો. (આ) જન્મ લેતાં પહેલાં ઋષિ હતો, સિદ્ધિ હતી; તીરવેગે ચાલી શકતો હતો. અંત ના જડ્યો! સમર્થન માટે પૂછ્યું; બુદ્ધે કહ્યું, જ્યારે દુનિયાના અંતમાં નહીં પહોંચ્યો ત્યારે અંતરમાં જવું પડશે ત્યારે અંત થઇ જશે.

મા : એ જ મામલો થઇ ગયો! જ્યાં એના અંતરમાં પેસવું પડશે-જો અંતર રહી જાય....અંતરમાં ઘૂસવું પડે....બાબા, અંતર....ભીતરમાં.

જ. ચે. : એક બિન્દુ છે.

મા : રજ, તમ, સત્ત્વ ત્રણે એક જ છે-ત્રણમાં હું છું.

જ. ચે. : રજ એટલે ધૂળ.... 'હું' પણાની શક્તિ જો પ્રબળ હોય તો સમસ્ત દુનિયાની વસ્તુઓ રજ-ની જેમ ઊડી જાય! છૂટી પડે ને વેરાઈ જાય! તમઃ સંકોચન શક્તિથી બિન્દુ થઇ જાય....જગતમાં કંઇ નથી. વાસ્તવમાં ગતિ છે. સંકોચન પૂરું થાય તો બિન્દુ માત્ર થઇ જાય.

મા : સત્ત્વ, રજ, તમ-ની બીજી વ્યાખ્યા કરો. તમપ્રધાનની વ્યાખ્યા શી?

જ. ચે. : શિવ તમપ્રધાન છે. ગિરિ શાંત ને ગિરીશ તેનું નામ છે. ગિરિ=ગળવું-swallow. એમાં એનું સુખ છે. મનથી એ જગતનો ગ્રાસ (કોળીયો.) કરે તે એનો આનંદ છે. કાળા રંગનો અર્થ દુનિયાનો પ્રકાશ દૂર થતાં બિન્દુભૂત થઈ અંધકાર થઈ જાય છે. ચૈતન્ય-આધારથી શક્તિક્રિયા તેથી તમોગુણ....શિવરૂપથી ભજન કરો તો તમસ ચાલ્યું જાય. જેણે જાળ બિછાવી તેણે જાળ છોડવાની છે. બ્રહ્મા રજોગુણનું સ્વરૂપ છે. તેમનું હંસ વાહન છે. જેનો અર્થ છે હંસની માફક ઊડી જાય છે. બ્રહ્મા ચારે મુખથી વેદ બોલે છે. ચારે બાજુથી વિસ્તાર કરે છે.

મા : હંસ ક્યાંથી આવે છે?

જ. ચે. : હંસ માનસરોવરથી આવે છે. ઉત્તર મેરુમાં હું ગયો હતો. છ માસ દિવસ, છ માસ રાત્રિ. ચોવીસ કલાક સૂર્યને ફરતો જુએ. ઉપર નીચે ઘૂમે છે. ત્યાં જઈ વેદમંત્ર કર્યા. જ્યારે રાત્રિ થાય ત્યારે સૂર્ય ના દેખાય....ઑરા રહે....વિદ્યુતશક્તિની રોશની; અપૂર્વ જ્યોતિ....રોશનીથી પૂરું ના દેખાય....હંસ ત્યાંથી આવે છે. મા, તમે ઍરોપ્લેનમાં ચાલો. નોર્થ નોર્વે સાઈબીરિયાથી આવે છે, કાશ્મીરથી હંસ આવે છે....રજોગુણ પ્રબળ હોય તો ઊડી જાય, તમોગુણ હોય તો બિન્દુની જેમ થઈ જાય. સત્ત્વગુણ વિમાન છે-એટલે વિષ્ણુના હાથમાં સત્ત્વ અસ્ત્ર છે....ત્રિરંગી ઝંડાનું વર્ણન. સત્ત્વથી જગત રહી શકે છે તેથી ગરુડ વાહન. આજકાલ સાયન્સ જે કહે છે અણુ(atom)માં ત્રણે ક્રિયા છે. સત્ત્વશક્તિથી સત્તા થાય છે, રજથી ઊડી જશે, ·તમથી અંધ. સત્ત્વ સમતોલ રાખે. ત્રિવલય રજ, તમ, સત્ત્વ, ત્રણ વલય, અર્ધ વલયથી જગત રહે છે એ વિષ્ણુ સ્થિતિનું કારણ. સૃષ્ટિ એટલે..... projetion manifestation, expansion-સૃષ્ટિનો અર્થ.

મા : તમે સમજાવો એનું નામ સૃષ્ટિ છે. પ્રલય દશામાં સઘળી શક્તિ કુંડલિની રૂપે થઈ જાય છે. એ કુંડલિની નાભિથી નીચે છે. જગતની (ઉત્પત્તિ) નાભિ પણ એ છે, જેમાંથી ફરી જગતની સૃષ્ટિ થાય છે. તમોનાશ ત્યાં હોય તે તમારો આશ્રય. ત.... મ-મ માને મૈં, ત તુમ; ત્યાં, અહીં, તું, હું; હું, તું-એ તમ.

બપોરે ૧૨ થી ૪ સ્ત્રીઓનું કીર્તન શરૂ થાય છે. 'શ્રીકૃષ્ણ ચૈતન્ય પ્રભુ નિત્યાનંદ; હરે કૃષ્ણ હરે રામ'....નો મધુર ધ્વનિ સંભળાય છે. સાંજે જોન આર્થર મોર સ્ટેટ્સમેનના editor (સંપાદક) તથા રૂપચંદ આવે છે. જગદીશબાબુ શ્રીમાને પરિચય કરાવે છે.

આર્થર મોર (શ્રીમાને સંબોધીને) : એમને કેટલી વયે ભગવદ્પ્રાપ્તિ થઈ છે?'

જ. ચે. : બાળપણથી જ....માત્ર કોઈક જ તે સમજી શકે છે.

આ. મો. : એમણે લગ્ન કર્યું હતું?

જ. ચે. : ઘણી જ નાની વયમાં; તેમના પતિ તેમના શિષ્ય થઈ ગયા હતા.

આ. મો. : કોઈ યોગનું શિક્ષણ તેમણે લીધેલું?

જ. ચે. : તેઓ તેનાથી પર છે. તેમનો કોઈ પંથ નથી. તેઓ પૂર્ણમુક્ત આનંદરૂપ છે. તે તેમનું સ્વરૂપ જ છે.

જગદીશચન્દ્ર તેમના વિષયના લેખો વગેરે સમજાવે છે.

રૂપચંદ : પાકિસ્તાનની શું હાલત થશે? હું તો ત્યાં રહેવાવાળો છું.

મા : ઘર પણ ત્યાં જ છે?

જ. ચે. : લાહોર તેમને ઘેર રહે તો. એમનાં બધાં સગાં ત્યાં છે.

મા : ભવિષ્યની કથા બોલાતી નથી. કોઇ સમય કોઇ કથા બોલી જવાય એ અલગ વાત.

જગદીશ ચેટરજી અંગ્રેજીમાં અનુવાદ કરી આર્થર મોરને સમજાવે છે.

મા : અસલ ઘર તો કોઇનું ક્યાંય નથી. પોતાના ઘરને કોઇ લઇ શકતું નથી. જ્યાંથી પ્રકાશ થયો અથવા જ્યાં જવાનું છે એ જ ઘર ઠીક છે. રસ્તામાં રોકાણ સ્ટેશન પર થાય....આ ઘર કોઇ વાર નષ્ટ થાય. એ ઘર નષ્ટ નથી કરી શક્તા....તો ઘર જ ઘર છે. એવાં એવાં રૂપ છે. થવાનું છે ને એટલે થયું(પાકિસ્તાન) દુનિયા છે ને! બે રહેશે. (શ્રીમા 'દુનિયા'-દુ એટલે દો, નિયા એટલે કે બેને લઇને-દ્વન્દ્વને લઇને દુનિયા એમ સમજાવે છે.) આવવું-જવું; રોશની-અંધકાર; દુઃખ-સુખ; હર્ષ-શોક વગેરે દ્વંદ્વ; ખરું ઘર કદી નાશ પામતું નથી. એ જ ચિંતન, એ જ ધ્યાન.

આ. મો. : અમારે ઈશ્વરને શોધવો પડશે કે એ અમને શોધશે?

મા : અનુસંધાન કરો.

રૂપચંદ : સૃષ્ટિનો ઉદ્દેશ શો?

મા : કોઇ કહે છે એનો ખેલ છે, લીલા છે. પિતાજી, મને હિંદી નથી આવડતું.

રૂપચંદ : મને પણ હિંદી, અંગ્રેજી આવડતું નથી.

મા : એ જેમ કહ્યું એવી જ રીતે બોલવાથી આવશે. આ શરીર તો પક્ષીની જેમ બોલી લે છે.

આ. મો. : નાટક છે.-It is a drama.

જ. ચે. : તે કેવળ લીલામાત્ર છે. (तत् भूलोकवत् लीला कैवल्यम्)

મા : drama; લોકમત શું કહે છે? જેઓ લોક છે તેમનો મત બોલે છે;-આ થઇ એક બાજુની વાત. એક રીતે ખેલ, લીલા. જેમની જે દૃષ્ટિ તેમ તેમ.

રૂપચંદ : ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा : मा गृधः कस्यस्विद् धनम् ।।

મા : મને તો કોઇએ ભણાવી નથી. તમે લોક બોલો.

જ. ચે. : દુનિયામાં બે ભાગ. જગત જ્યાં દિવસ-રાત ચાલે છે.

મા : ચાલવું એટલે ગતિ.

જ. ચે. : સર્વ કંઇ ચાલે છે. ચાલવા છતાં પણ સ્થિર રહે છે. કોઇ શક્તિ છે એની સીમામાં બદ્ધ રહે છે. ઈશશક્તિ પોતપોતાની મર્યાદામાં રમે છે.

મા : જે શક્તિ પોતાને પોતાની સ્થિતિમાં રાખે છે એ જ ઈશ્વર શક્તિનું નામ-વાસ એટલે નિવાસ.

જ. ચે. : એ જે ઈશશક્તિ-ભિન્ન ભિન્ન અર્થ છે. ચાલતી છતાં પણ સર્વને પોતાની મર્યાદામાં વાસ કરાવે છે. તમારી મર્યાદા જેટલી કરી લીધી તે લઇને (તેમાં) ભોગ કરો.

મા : સઘળું અનંત જેમ છે.

રૂપચંદ : હું ઈશ નામ શીખ્યો છું. ઈશાવાસ્ય જાળથી આચ્છાદિત.

મા : જાળ કેમ કહો છો? ચૈતન્ય બાદ કરતાં તો કંઇ નથી.

જ. ચે. : શક્તિની જાળ-આચ્છાદન કરી.

પરમાનંદ : જેવી દૃષ્ટિ તેવું દેખાય.

મા : એક વાત છે. તમે ભગવાનને જોઇ નથી રહ્યા, તમે અનીશ્વરને જોઇ રહ્યા છો. ઈશ્વરબુદ્ધિ સર્વમાં રાખવાથી ઈશ્વરનો પ્રકાશ થશે. ઈશ્વરભાવનાથી આચ્છાદન કરો.

જ.ચે. : જુદી જુદી તરેહના મત છે.

મા : માનવીનો મામલો નથી. અસલી ચીજ શું છે? કોઇ ભાવની વાત નથી કહી. એ છે તે તમે મનમાં લઇ લો. એક છે ભાવના કરો, ભગવાન છે જ, ઈશ્વર છે એમ ભાવના કરો, સમુદ્ર અથવા જળ-લહર તરફ દૃષ્ટિ કરો, લહર શું છે? લહર પણ પાણી (જળ) છે! પાણી છે એમ જુઓ તો પાણી છે; એ છે, એ છે, એ છે. જે લાઇન લેવાથી સત્ય પ્રકાશ થઇ જાય એ લાઇન બરાબર છે.

આ. મો. : શ્રી અરવિંદ કોઇ વાર પણ માને મળ્યા હતા?

મા : સ્થૂળથી જોયા નહોતા.

આ. મો. : Does she really practice yoga? (શું એ ખરેખર કોઇ યોગસાધન કરે છે?)

જ.ચે. : સમજો; નાનપણથી જ સાધના-સ્વરૂપનો ઈતિહાસ બતાવે છે. અત્યારે તમે જે જુઓ છો તે જ છે. બહારથી તમે કંઇ જ જોશો નહીં. નામ પણ ભક્ત વડે અપાયું છે. તેઓ હંમેશ આનંદમાં જ રહે છે.

આં. મો. : તમારું આસન શું છે?

મા : હં, આસન થયું-વળી એક વાત છે. એક હિસાબથી જેમ બેસો તે આસન છે. આસન વગર તો કોઇ હોતું નથી. એક ભોગાસન, એક ત્યાગાસન. ત્યાગાસન એટલે પરમ ભોગ. જે જતું રહે છે, જે જવાનું, અસલ ક્યાં જવાનું છે? જ્યાં પરમ ભોગ છે ત્યાં પરમ આસન છે. એમ તો જે કોઇ બેસે છે.... જેવું જેવું ચિંતન રહે તેવું તેવું શ્વાસની સાથે આસન. આસનની સાથે મુદ્રા હોય છે. સહુ કોઇને કોઇ સમયે બતાવી દે છે, એક position માં બહુ વાર બેઠા, જોવામાં આવે, વિચારની ગતિ જેમ રહે-એક વાત છે આરામ આસનમાં બેઠી. એવા આસનમાં બેસો (એવી રીતે બેસો) જેથી આરામ મળે, જે આસનથી ભગવત્‌ચિંતન સારું લાગે. પણ શું થઇ જાય છે કમરદર્દ, શરીરદર્દ. જો વિચારપ્રવાહની જેમ અંગભંગિ કરો એ આસનમાં બેસાડી દેશે. એ રીતે શિર, અંગુલિ વગેરેને શક્તિશાળી, આસન જોતાં વિચારધારા કહી શકે છે. વિષયચિંતન પણ, પરમાર્થચિંતન-એ અંતરદૃષ્ટિની વાત નથી. જેમ દાક્તર બીમારીનો પત્તો લગાડે છે તેમ લક્ષણ જોવાથી-લક્ષણથી ખબર પડી જાય છે (કહી દે છે)-કે એ જ વિચાર કરે છે. જેવી ગતિ, લહરનું આસન. વિષયચિંતનથી આસનનો અર્થ શો? એ પણ ધીરે ધીરે પોતાનામાં પરિવર્તન થાય-ચિંતન એટલે સ્થિતિ. જેવો વિચાર તેવી સ્થિતિ. મનની ગતિ બદલાય-આસન બદલાઇ જશે. આસન કરતી વખત જેવી શ્વાસની ગતિ તેમ આસન બદલાઇ જાય છે. પગને બીજી રીતે મૂકો-શ્વાસની ગતિથી આસન આપોઆપ બદલાઇ જાય છે. અસલી આસન-સર્વાંગ આસન થઇ જશે. સર્વ અંગથી જુદી જુદી રીતનાં આસન થઇ જશે. અમે એક આસનને સર્વાંગ નથી કહ્યું; જે આસનથી હઠયોગ રાજયોગ તે વ્યાયામ, શરીરનો વ્યાયામ. શરીરની વાત જ નથી.... પરમાર્થ સ્થિતિ માટે આસન અલગ અલગ છે.

આ. મો. : તમે એની મેળે (આપોઆપ) ક્યારે જોઇ શકો છો? તમને ખબર પડે છે, શ્વાસના ધબકારા તમે જોઇ શકો છો?

જ.ચે. : તેઓ જે કંઇ કહે છે તે ચોપડીનું વાંચેલું નથી. તેઓ નિરક્ષર છે. એ જે કહે છે તે પૂર્ણ સત્ય છે. તેમનો પોતાનો જ અનુભવ.

આ. મો. : એમને દિવ્યચક્ષુ છે તે મને જાણવું ગમશે. તમારી અનુભૂતિ જ છે ને!

મા : (હસે છે.)

જ. ચે. : એ હંમેશ ત્યાં જોડાયેલી રહે છે. એમની આંખ તરફ જુઓ, એ હજારો માઇલ દૂર જોતી દેખાય છે?

આર્થર મોર નમસ્કાર કરીને જાય છે-જતાં જતાં શ્રીમા કહે છે :

મા : કોઇ સ્થાન એવું છે કે જ્યાં દ્વિતીય નેત્ર શું, અનંત નેત્ર હોઇ શકે છે! અનંતચક્ષુ-ફળ પણ એક-એ જ્ઞાનચક્ષુ છે. બેથી દ્વંદ્વ થાય છે. અસલ નેત્ર તો એ છે જે નેત્ર ન હોતાં કંઇ જ નથી. એ તો જ્ઞાનનેત્ર છે. દુનિયા એટલે દ્વન્દ્વ.

જગદીશ ચેટરજી કહે છે કે આ ભાઇ પાકિસ્તાન જાય છે, ત્યાં તેઓ એવા કામે જાય છે જ્યાં મૃત્યુનો ભય છે.

મા : ત્યાં પણ રહેવાનું છે. ભય જ્યાં છે ત્યાં મૃત્યુ છે. અભયની સ્મૃતિ રાખવાની કોશિશ કરવી જોઇએ.

રૂપચંદ : હું તો સૈનિક હતો.

મા : અભયની સ્મૃતિ રાખો. કોઇથી ડરવું નહીં. વીરની જેમ. તેની જ સ્મૃતિ રાખવી. ભગવત્-સ્મૃતિ છોડવી નહીં.

રૂપચંદ : એ નથી છૂટતી. મેં જ્યારે આપનાં દર્શન કર્યાં ત્યારે મારી બહેન મને યાદ આવી. એને મળતો આપનો ચહેરો છે....

શ્રીમા private કરવા જતાં જવાબ આપે છે કે 'એને કહેજો કે એને આ શરીર સાથે યોગાયોગ છે.'

## તા. ૧૭ ફેબ્રુઆરી, મહા સુદ ૭, મંગળવાર ન્યૂ દિલ્હી

સવારે સાત વાગ્યે શ્રીમા સભામંડપમાં પધાર્યાં ત્યારે અમે કીર્તન કરતા હતા. કીર્તન સમાપ્ત થતાં શ્રીમાએ કહ્યું : 'તમે બધા શ્રીમદ્ભાગવત, ગીતાપાઠ કરો અને ૧૧ થી ૧૨ કીર્તન કરો.' પંડિતજીએ શ્રીમદ્ભાગવત-પાઠ સંસ્કૃતમાં વાંચવો શરૂ કર્યો. શ્રીમા લગભગ કલાક બેસી પછી તંબૂમાં ગઇ....નાનો બાળક રામલાલ માળા નહીં પણ મીઠાઇ બતાવતાં (શ્રીમા પાસે) આવે છે.

મા : ભગવાન પહેલાં આપે છે-જેમ અનિત્ય વસ્તુથી અનિત્ય મળે છે, ધીમે ધીમે આકર્ષણ થતાં તે તત્ત્વ સમજે છે, તે પછી અનિત્ય વસ્તુ પર વૈરાગ્ય... નિત્ય વસ્તુ પર અનુરાગ.

પ્રશ્નકર્તા : કંઇ માગવું ના જોઇએ. અથવા માગવું તો ભગવાન પાસે માગવું.

મા : માગવું જ ના જોઇએ બિલકુલ કંઇ જ ના માગવું. ભગવાનને માટે ભગવાનને માગવા. બાળક છે, મા પાસે માગે છે. મા પાસે બાળક હોતાં મા આપોઆપ સમયસર ખવરાવે છે. જે મળતાં બીજી કંઇ ઇચ્છા ના રહે તેને પામવાની મનુષ્યમાત્રે કોશિશ કરવી; અથવા માગવું હોય તો ભગવાન માટે ભગવાન માગો. માગવાની બુદ્ધિ હોય તો એ માગો. ભગવાન માટે જે માગે છે એની વાસનાબુદ્ધિ જતી રહે છે. તે મળતાં સર્વ ઇચ્છા ચાલી જાય છે. જે જે ગુણે સ્થિત તે અનુસાર તેની ઇચ્છા-વાસના; ગુણ એટલે દોરી. દોરીનું બંધન છે રજ, તમ, સત્ત્વ.

પરમ વસ્તુ જેમને જોઇએ છે તે પરમ વસ્તુ મળતી નથી. ચાહવાનો સ્વભાવ. સત્ય કથા સારી લાગે....એક ચરમ બુદ્ધિ, અનીશ્વર કે પ્રકાશ? ....પોતાને ચાહવાનો સ્વભાવ. અમારે જોઇએ છે શાંતિ, પરમ આનંદ, મહાજ્યોતિ....જ્યારે જ્યોતિપ્રકાશ સર્વની ભીતરમાં જ છે.

અજ્ઞાને આવૃત છે તેથી દેખાતો નથી. અનાવૃત દર્શન, અનાવૃત પ્રાપ્તિ... (ધૂપ સળગેલી ઢગલી બતાવીને) જરા અનલ પણ રહ્યો. નિર્વાણ પછી પાઉડર રહ્યો. -જળી ગયું તેની જેમ. દગ્ધપત્ર- એક કાગળ સળગે છે પરંતુ અક્ષર ઓળખાય છે! જીવન્મુક્ત પુરુષ જુઓ-બધામાં છે. જુઓ (ધૂપની ઢગલી બતાવીને).

પ્રશ્નકર્તા : અને અંદર ગંધ નથી.

મા : નિર્ગુણ....કેવું દેખાય જેમ આકાર દેખાય....જલવું, ગળવું સર્વ કંઇ. પગ ચાલતા નથી, મુખ ખાતું નથી, આંખ જોતી નથી; મુખ વગર ખાય, પગ વગર અન્ય જગ્યાએ જાય, તેને અન્ય નથી. તેને અન્ય દેખાતું નથી. તેને મુખ, ચક્ષુ નથી. તે ત્યાં નથી. પૂર્ણ થયો ને? પગ રહે છે અન્ય જગ્યાએ જવા માટે. મુખ નથી, ચક્ષુ નથી. જો જવાનું હોય તો પગનો પ્રશ્ન હોય! તો પછી જગ્યા છે અને વળી જગ્યા નથી. એક પછી બીજું.

સ્વામી : મા ઉપનિષદની કથા બોલે છે.

મા : ઉપનિષદ તો ભણી નથી, જ્યાં ત્યાં મામલો આ છે. જીવન્મુક્તને શું જોવામાં આવે? જીવન્મુક્ત દેખાડવાથી નથી થતું. દેખાડવાનું રહેતું નથી, એની મેળે જ (આપોઆપ જ ) દેખાય છે. દેખાડવાથી દેખાતું નથી.

સ્વામી : ઘણી કઠિન વાત, મા.

મા : ત્યાં એક રહે છે - પ્રારબ્ધકર્મનો ભોગ કરે.એ એક સ્થિતિ રહે છે. જે અગ્નિ એકદમ સળગે એમ શું જળી શકે છે? મુક્ત પુરુષ એક શરીર એ વાત-બાબા, ચાલુ switch બંધ કરી દો. માનો શી ગતિ રહે છે? connection બંધ થયું છતાં ગતિ! તે જ પ્રારબ્ધ! જીવન્મુક્તનું વળી પ્રારબ્ધ એ રીતનું.

પ્રશ્ન : તો પછી શરીર રહે કેવી રીતે?

મા : શરીરનો વળી પ્રશ્ન જ ક્યાં છે?

સાંજે ૪॥ થી ૫ કીર્તન થયું, તે પછી ભાગવતકથા. શ્રીમાએ પણ કીર્તન કર્યું. થોડી વારમાં મા ભોજન કરીને આવ્યાં ત્યાં શ્રીમાના તંબૂમાં દરબાર ભરાઇ ગયો. મા આવીને ડૉ. પન્નાલાલ સાથે વાત કરે છે.

મા : મારા આવતા પહેલાં તમે અહીં સૂતા હતા?

ડૉ. પન્નાલાલ : હા.

મા : તો હવે કેમ સૂતા નથી?

ડૉ. પન્નાલાલ : મા, તમે મને કહ્યું નથી.

મા : (હસે છે) દીદીએ મને એક વાત કહી. એક ઘરમાં એક છોકરી હતી. તે દરરોજ સાધુમહાત્મા, ફકીર, ભિખારી જે કોઇ આવે તેને પૂછ્યા વગર દાન કરતી. પરંતુ તેનું લગ્ન થયું પછી માને પૂછે કે 'મા, આપું?' માને નવાઇ લાગી. કારણ પહેલાં પૂછતી નહોતી તો હવે લગ્ન થયા પછી શું પરાઇ થઇ! માએ કહ્યું 'આપો.'

શ્રીમાએ ડૉ. પન્નાલાલને તંબૂમાં સૂવાની આજ્ઞા આપી.

## તા. ૧૮ ફેબ્રુઆરી, મહા સુદ ૮, બુધવાર, ન્યૂ દિલ્હી

સવારે શ્રીમદ્ભાગવતના સંસ્કૃત પાઠ વખતે શ્રીમા આવીને બેઠી હતી. સાંજે સાડાચાર થવા આવ્યા છે. શ્રી ઇન્દિરા નહેરુ શ્રીમાનાં દર્શને આવ્યાં છે. તેમને શ્રીમાએ કહ્યું : જ્યાં રામ

છે ત્યાં આરામ, ભગવત્કથા તે જ કથા, બાકી સઘળું વૃથા-વ્યથા. શ્રી હરિરામ જોશીએ ગાંધીજી વિશે પૂછતાં શ્રીમાએ કહ્યું : 'મારનાર ગાંધીજીનો શિષ્ય હતો તેથી કહ્યું હતું કે જિસસ ક્રાઇસ્ટ જેવું મૃત્યુ થયું.' - '૧૫ ઑગસ્ટે જ્યારે સ્વરાજ્ય મળ્યું ત્યારે કહ્યું હતું કે મહાત્માજીના જીવન માટે ભયછે.'

મા : (ઈન્દિરા પ્રત્યે) ઉપાધ્યાય (નહેરુના સેક્રેટરી.) ક્યાં છે? પિતાજીની ( શ્રીમા હંમેશ પુરુષોને 'પિતાજી' કહી સંબોધે છે, સ્ત્રીઓને 'મા' કહે છે.) સાથે રહે છે? ઉપાધ્યાયની સાથે મા (કમલા નહેરુ) આવી હતી. કમલાએ કહ્યું હતું કે હું ગાંધીજીને પૂછીશ. મારાથી કામ નહીં થાય. હું માની સાથે રહું.

પ્રશ્નકર્તા : જવાહરલાલમાં પણ ભાવ છે.

મા : અંદરથી જવાહરલાલમાં ભાવ છે, તેઓ સેવામાં લાગી ગયા. અંદરથી ભાવ ના રહે તો સેવા કેવી રીતે કરે?

પ્રશ્નકર્તા : સેવા હંમેશ ક્યાં કરે છે-એક વાર કેમ્બ્રિજમાં કહેતા હતા-૫૦૦ રૂ.માં અમે બધા કેવી રીતે રહેતા હતા તે.

મા : સારી જિંદગીનો ત્યાગ કર્યો. ભાવ ના હોય તો કેમ બને!

પ્રશ્નકર્તા : કમલાને ખ્યાલ હતો કે મોડું થશે તો પંડિતજી નારાજ થશે. શ્રીમાએ કહેલું પિતાજી(નેહરુ)ને ભોજન પહોંચતું કરી ફરી આવજે.

હરિરામ જોષી: કમલાએ કહ્યું, - પંડિતજી સાધુસંતો પાસે જવું પસંદ નથી કરતા. તમારી પાસે આવતા પહેલાં પણ એવો ભાવ હતો.

મા : (ઈન્દિરા પ્રત્યે) અહીં ભાગવત સપ્તાહ ચાલી રહી છે.

જ. ચે. : તમે આશીર્વાદ આપો, જવાહરલાલનું મન શાંત થાય. ભગવદ્-ભક્તિભાવ થાય, જગતના લોક માટે તો કરે છે ને.

મા : (ઈન્દિરા પ્રત્યે) ભગવાનની ભક્તિ કરો. ભક્તિ આનંદ આપનારી છે. એમાં મન પરોવવાની કોશિશ કરવી. અસલી આનંદ મળશે. દુનિયાનો આનંદ તો ક્ષણિક પ્રકાશ. મનના આનંદમાં મગ્ન થઇ જવાનું છે. આનંદનો ભંડાર મળે તો કેવો આનંદ થાય! બ્રહ્માનંદ છે.

જ. ચે. : તમે આનંદનો સાગર. focussing point.

મા : ભગવાન સચ્ચિદાનંદ છે. આનંદ સ્વરૂપ, સત્ય સ્વરૂપ.

પ્રશ્ન : જીવમાં અજ્ઞાન અને દુઃખ ક્યાંથી આવ્યું?

મા : જીવ કોને કહેવામાં આવે છે? જે બદ્ધ છે તે જીવ છે. જગત જે ગતિ છે. જીવાત્મા ને પરમાત્મા-જ્યાં બંધન નથી તે પરમાત્મા, સર્વમાં જીવાત્મા છે. જે બદ્ધ છે તે જીવ છે. આત્મા બંધનમાં નથી, જેમ શુદ્ધ પાણી-પરમાત્મા; ગંદું પાણી (ડહોળાયેલું)-જીવાત્મા. શુદ્ધ જળ લેતાં શરીર સારું થઇ જાય છે. અશુદ્ધ જળથી બીમાર થવાય છે. બંધ જળ ગંદું થઇ જાય છે, ગંદું પણ નહીં, એમાં કીડા થઇ જાય છે. જળ જે છે આત્મા, ગંદા પાણીને filter કરાય તો શુદ્ધ આત્મા. પરમાત્મા બંધનથી ગંદા થઇ જાય છે-બદ્ધ છે તે ગંદું થાય છે. મુક્ત છે તેને filter ના કરાય; તે જળ તો છે જ, ગંદુ કેમ થાય છે? બંધનમાં (મા હસે છે). બંધનમાં રહે અને કહે મુક્ત થવાની ઇચ્છા છે. બંધન કેવી રીતે? જ્યાં રામ ત્યાં આરામ, જ્યાં નહીં રામ ત્યાં બેઆરામ....એનું ધ્યાન, જપ કરો. જેમ આગની પાસે રહેવાથી ઠંડી નથી રહેતી, જ્યાં જવાથી બંધન તૂટી જાય ત્યાં જવું જોઇએ.

મા : કેશ રાખવા, કિરપાણ રાખવી, કડું-એ શીખની નિશાની છે.

જ. ચે. : ગુરુ ગોવિંદસિંહ રોજ ચંડીનું પૂજન અને દુર્ગાસપ્તશતીપાઠ કરતા હતા.

મા : કાલિ, કૃષ્ણ એક તો છે, એક જ રૂપ છે; રૂપ છે, નથી પણ, જે કહો એ જ છે.

જ. ચે. : ગુરુ નાનકની વાત કરી 'તેરા રામ' (ગુરુ નાનક જ્યાં નોકરી કરતા હતા ત્યાં ૧ થી ૨, ૩ એમ નંબર બોલતાં ૧૩ નંબર આવ્યો ને બોલવા માંડ્યા 'તેરા રામ'.) જેમના જેમના.

મા : આદર્શ પુરુષ હતા-(ઇન્દિરા પ્રત્યે)-પિતાજી અહીં રહેશે? પિતાજી દહેરાદૂનમાં મળ્યા હતા.

ઇન્દિરા : હા.

જ. ચે. : ત્યાં એમનું (નેહરુનું) મન શાંત રહે છે. એ ધમાલમાં શાંતિ મેળવે છે.

મા ચૂપ રહે છે.

## તા. ૨૨ ફેબ્રુઆરી, મહા સુદ ૧૩ રવિવાર, ન્યૂ દિલ્હી

સવારે શ્રીમા ભાગવત-પાઠના મંડપમાં આવ્યાં. દસ વાગ્યા પછી શ્રી ચારુબાબુને ત્યાં નવા મકાનમાં શ્રીમાને લઇ ગયા. નવા ઘરના એક રૂમમાં શ્રીમા બેઠી છે ત્યાં કીર્તન શરૂ થયું. શ્રીમાએ સુંદર કીર્તન કર્યું:

'હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે.'

ખૂબ જ સુંદર મધુર સ્વરે શ્રીમાએ કીર્તન કર્યું ને કીર્તન સુંદર જામ્યું. તે પછી શ્રી ચારુબાબુએ શ્રીમદ્ભાગવત-પાઠ કર્યો ને અંતે કહ્યું: 'અહા, આજે સાક્ષાત્ માધવ ઘરમાં પધાર્યા છે તેથી મને આનંદનો પાર નથી. ખૂબ જ આનંદ! આનંદ!' પ્રસાદ વહેંચાયા પછી શ્રીમાને ચારે બાજુ ફેરવ્યાં. ત્યાંથી શ્રી સુધીર સરકારને ત્યાં શ્રીમાને લઇ ગયા (૨૭, અશોકનગર). આજે શ્રીમાને અહીં ભોગ ધરાવવાનો હતો. એક સુંદર શણગારેલા પલંગ ઉપર (મકાનના પાછલા વરંડામાં) શ્રીમાને બેસાડ્યાં. સાથે સુધીરદા, તેમનાં પત્ની તથા બીજાં ભાઇબહેનો હવન કરવાની તૈયારીમાં બેઠાં હતાં. સામેની દીવાલ ફૂલથી સુંદર શણગારી હતી. સંગીત સાથે વૈદિક મંત્રોથી શ્રીમાની હાજરીમાં હવન થયો, ત્યાર પછી કીર્તન; તે પછી શ્રીમાને ભોગ ધરાવ્યો. ભોજન બાદ શ્રીમા છોકરીઓ સાથે રમત રમ્યાં. પુરુષોને મનાઇ, છતાં અમે રમત દૂરથી જોઇ. શ્રીમાને નાના બાળકની જેમ દોડતાં જોઇ આનંદ આવતો હતો. મા કેવાં સુંદર, અલૌકિક છે! દોડીને આવ્યા પછી એક ભાઇએ શ્રીમાને કહ્યું: 'મા, ઝટ ઝટ દોડતાં હતાં.'-મા કહે: 'અરે, હું પગમાં કંઇ પહેરીને દોડી કે પહેર્યા વગર!' કોઇએ કહ્યું: 'મા, પહેર્યા વગર.' મા કહે: 'મને કંઇ ખ્યાલ નથી.' શ્રીમાનો બીજા ભક્તો સાથે gorup photo લેવામાં આવ્યો....

સાંજે ભાગવત-પાઠ શરૂ થયો, સાથે કીર્તન ખૂબ જામ્યું. એટલામાં એક અંગ્રેજ બાલિકા તથા બે-પાંચ બંગાળી છોકરીઓ આર્થર મોરની સાથે શ્રીમાની પાસે વાતો કરવા આવી છે. કીર્તન ચાલતું હોવાથી તેઓ દૂર ઊભાં છે. કીર્તન પૂરું થતાં શ્રીમાએ હાથે પ્રસાદ આપવા માંડ્યો. ભક્તો પોતાના જીવનને ધન્ય માનતા શ્રીમાના હાથનો પ્રસાદ લે છે. શ્રીમાએ કહ્યું: 'જેઓ આવ્યા છે એમને બેસાડો. હું આવું છું.'

શ્રીમા સાથેની કેટલીક વાતચીત પછી....મા કહે છે: જ્યાં શીખવાનું (લેવાનું) છે ત્યાં આપવાનું પણ છે. અહીંની વાત છોડી દો. જેમ ભજન થાય....હિંદી આવડતું નથી....પક્ષી બોલે

તેમ બોલે છે-સ્ત્રીલિંગ, પુંલિંગ ગાયબ....(બધાં હસે છે) બધાંને સ્નેહ કરે છે....તૂટીફૂટી વાણી બોલે છે. શરીર જ મોટું છે બાકી નાની બાળકી છે.

જ.ચે. : अणो....अणियान्....महतो महीयान्

મા : अणो....महीयान् સર્વમાં છે.

એક ભાઇ: ના, જો એમ હોય તો લોકો તમારા જેવા કેમ નથી?

મા : એ વાત; અણુ જ્યાં છે, અણુ મળે છે; મહાન જ્યાં છે, મહાન મળે છે. તમે જુદા ક્યાં છો? અણુ અણુ ક્યાં છે, અહીં છે. ત્યાં છે. છે જ, છું, હું છું. અણુ અણુ પાસે આવે છે-મહાન એ તો મહાન.

જ.ચે. : It is a Porfound philosophical idea (આ નગદ તત્ત્વદર્શી વિચાર છે.)

રૂપચંદ : મા, ૐ શું છે?

મા : શબ્દબ્રહ્મ કહે છે, તે એ છે. મામલો શું છે? એ સ્વયં પ્રકાશ છે. કઇ વસ્તુ પોતાનાથી પ્રકટ થાય છે? શાસ્ત્રમાં જુદી જુદી રીતે બતાવ્યું છે. (Self-luminous-પોતાનો જ પ્રકાશ) અને વળી એક ચમત્કાર છે....બધામાં બધું છે. બિલકુલ સત્ય છે. સર્વમાં સઘળું-બધામાં બધું-ના રહે તો સમજવું કે એને અનુભવ થયો નથી. એમ એકાગ્ર એટલે કે અનેકની આગળ હોય છે જ તો-એકાગ્ર. એકમાં જ, જે હોય; મૂળ એક-એકાગ્ર થતાં મૂળમાં ચાલી જાય, તેની સૃષ્ટિ કેવી રીતે થઇ? એકાગ્ર થતાં તે પમાય, મામલો એ છે. એકાગ્ર થતાં પોતાને મેળવી લેવાશે. પોતાને મેળવવાથી સઘળું મળી જશે-બધું પામી શકાશે. એનો ઉત્તર ૐ પ્રણવ-માં કહ્યું-આપોઆપ આવી ગયું. બોલીશ કહીને વળી ના બોલ્યા. હું તો સીધું કહું છું જેવું બજાવશો તેવું સાંભળશો. કેટલું સુંદર! દુનિયાની દૃષ્ટિથી જે છે તેટલું આપી શકાય છે. પુસ્તકમાં લખીને રાખ્યું છે એટલું તો આપી શકાય છે. વળી જેમ પુસ્તકમાં લખ્યું છે સમજાવવાને માટે.... આ વાત કોઇ વાર પુસ્તકમાં નથી પણ લખી શકાતી એટલા માટે અલગ અલગ પુસ્તકો છે. Thesis જેમ શીખતાં અભ્યાસ થાય.... Lectures આપવામાં આવે છે. વધારે શીખી શકાતું નથી તોપણ આપવામાં આવે છે. કોઇ શીખ્યું, કોઇને ના સમજાયું. અર્થ કરતાં જુદી જુદી વિદ્યા આવે છે. એન્જિન ખૂલી જાય એ જેમ સત્ય છે....દાક્તરી ભણવાનું શીખવાનું જેમ છે.... મતલબ એ છે કે બધામાં બધું. જેમ શીખવવાનું છે, એટલા માટે શિખવાડ્યું છે. નવાં નવાં પુસ્તક કેટલાં? અંત ક્યાં? અંત અને અનંત. એક વૃક્ષ, બીજમાં અનંત વૃક્ષ, અનંત ગતિ, અનંત પ્રકાશ, અનંત માપ. અંત નથી કહી શકાતો. અસલ માં છે એક. એટલા માટે એનાથી તમારી સૃષ્ટિ, વૃક્ષ શું છે? સર્વ જેનાથી પશુ, પક્ષી, મનુષ્ય - જે કોઇને જાણવાથી અસલ જાણવાનું થાય છે. પોતાનું....સમજી લીધું....દસ ગાઉ ત્યાં પણ પોતાનું કહો છો....બાહ્યદૃષ્ટિથી પણ પોતાનું થઇ જાય છે. ઠેકાણું લખતી વખતે કહો છો મારું છે, પોતાને જાણવાથી સમજાઇ જશે. બ્રહ્મવિદ્યા જ સઘળું-બધું-છે. બ્રહ્મવિદ્યાથી જ અર્થ કરી લીધો, એક દિવસ તેનો પ્રકાશ એમાં ચાલી જાય, જે જુએ છે તે એક જ છે. થડ ખબર નથી; પાંદડાં, શાખા લઇ કહે છે 'એ નથી'-ત્યારે એ દૃષ્ટિ-એ જ એક વાર, પોતાને જો સમજી શકાય તો બધામાં બધું છે. એટલા માટે કહેવાય છે યોગી, યોગ-બળથી જાય છે. એક જ સ્થાનમાં સર્વ કંઇ છે. જેમ આકાશ (કોઇ) સ્થળમાં અલગ તો છે જ નહીં. તમે જ છો. પોતે એટલે કે શરીર નહીં. જેમ

મૂર્ખ છે, લખતોવાંચતો તો છે જ નહીં. એ તો લખેલું ભૂંસી નાખશે. ભાગવતમાં મન જોડો. જે લાઇન જેને બતાવી (શિખવાડી) બ્રહ્મવિદ્યાનો પણ અધિકારી છે, એ લાઇનમાં કોશિશ કરે તો જરૂર મેળવે. યોગથી આનંદમાં મગ્ન થાય છે. એના મોહમાં બિલકુલ લપટાઇ જાય, એને સારી દુનિયા અંધારું (અંધકાર) છે. દુનિયામાં જ્યાં મોહ બંધન છે ત્યાં તે અંધારું જુએ છે. એ કારણે થયું આનંદનો ખજાનો-આનંદ જ છે. કોઇએ કહ્યું : આનંદમાં મોટર મળશે-મેં કહ્યું, સેંકડો-અનંત મોટર મળશે.

પ્રશ્ન : તમારા નામથી માની કહ્યું?

મા : આનન્દમયી નામ કોઇએ આપ્યું? જેમ કોઇ ઉમા, દુર્ગા નામ આપે છે ને? એમ કોઇએ આનન્દમયી નામ આપી દીધું.

જ. ચે. : તમને કુશળ કેળવણી (diplomatic service) શીખવી હોય તો સારું.

એક વ્યક્તિ : યોગીલોક બધું જાણે છે.

મા : યોગી જાણે પણ છે, ચમત્કાર તો ત્યાં છે કે ચાલે પણ છે અને નથી પણ ચાલતો.

જ. ચે. : नमः पुरस्ताद् अथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व।
अनन्तवीर्यामितविक्रमस्त्वं
सर्वसमाप्नोतिततोऽसि सर्वः ॥ अ ११.४०

સર્વ બાજુથી પ્રણામ કરતાં શાલિગ્રામ કે જે કોઇ સ્વરૂપે પ્રણામ.

મા : સજીવને કે નિર્જીવને અથવા તો સન્મુખ કે પશ્ચાત્ (આગળ કે પાછળ) સ્થિતિ નહીં તો! સર્વ દિશાએથી સન્મુખ, સર્વ દિશાએથી પશ્ચાત્; આત્મા જળી શકતો નથી, ગળી શકતો નથી, શરીરને લીધે દુઃખ થતાં સુખ મળતું નથી; કપડાં માટે દુઃખ હોય તો ગમે તે રીતે કપડાં મળશે, જો પ્રાર્થના કરો-પહેલાં કે પછી ગમે ત્યારે ગમે ત્યાંથી પણ મળશે. વાસના રહી જાય તો જન્મ લેવો પડે છે. કપડું એટલે શરીર. શરીર માટે ઇચ્છા રહે તો ફરી જન્મ લેવો પડશે. શું થાય છે-return ticket-આવાગમન; જો ઇચ્છા રહી ગઇ તો ટિકિટ થઇ ગઇ, અથવા શરીર માટે દુઃખ હોય તો પરમ સુખ નથી મળતું. જેને માટે દુઃખ થવાથી દુઃખ જતું રહે છે; આનંદ જ પ્રકાશ થાય છે....

પ્રશ્નકર્તા : જ્યાં દુઃખ નહીં ત્યાં સુખ પણ નહીં.

મા : જેમ વૃક્ષ અને છાયા. એક સ્થાનથી બીજું રહી ગયું. જ્યાં નથી ત્યાં ભાષા-વાણીની પણ વાત નથી. શું છે ને શું નથી તે ભાષાથી પ્રકટ નથી થતું, દુનિયા દૃષ્ટિથી. પરમ સુખ ક્યાં છે-આત્માનંદ, પરમાનંદ. તોપણ ભાષામાં નિબદ્ધ રહે, તોપણ કંઇ રહી જાય છે. જેમ એક ફૂલ ઘણું સુંદર છે, જે ફૂલ જુએ તે કહે ઘણું સુંદર છે, જે ન જુએ તેને કહેવામાં આવે-સુંદર છે. રંગ છે-પોતાના ભાવ પ્રમાણે લેશે. તમને જેવું લાગ્યું બીજાને તેવું નહીં લાગે. કોઇ રસગુલ્લાં ખાય, ફ્રૂટ્સ જ્યાં સુધી ના ખાય સ્વાદ માલૂમ નહીં પડે. સ્થૂળ ચીજની ખબર નથી પડતી તો પરમ સુખની ક્યાં વાત છે! નિરાકાર પાણી-સાકાર બરફ. જેમ ભગવાન નિરાકાર, નિર્ગુણ છે, વળી સાકાર, સગુણ છે. કંઇક કહી શકાય છે, બધું નથી કહી શકાતું. શું છે ને શું નથી તે નથી બોલી શકાતું. છે પણ, નથી પણ-બધું સત્ય સાંભળો-આમતેમ વાત સાંભળો.

જ. ચે. : તમારી આમતેમ, આડીઅવળી કથા (વાત) સાંભળવામાં બ્રહ્માનંદ છે. એકદમ ગંભીર આમતેમ (એલોમેલો) કથા બોલો.

મા : તે કોણ છે, પોતે છે. (ભગવાન કોણ છે? પોતે જ છે.)

જ. ચે. : અમને એક દિવસ ગાંધીજીએ ચિઠ્ઠી લખી હતી. પોતાનો અનુભવ લખો. મેં લખ્યું તમે જે પોતે માની અનુભવ કર્યો.

મા : તમે પોતાને પામો. બીજું કંઇ નહીં. અમારા પોતાના ઠાકુર (ભગવાન) કેવા? અમારા પોતાના ઠાકોર ઘેર? સમજી લો તો! પોતાને પામવું. સઘળું કંઇ આ છે- તમને પામવા-પોતાને મેળવવા. તમે અથવા પોતે? અમારું પોતાનું. તમારું બોલવાની (કહેવાની) વાત જ નથી. મેળવવું કે પોતાનું સર્વ સમયે, સર્વત્ર સમભાવે રમે છે. એ જ્યાં નથી ત્યાં આવરણ હતું. ક્યાં સુધી છે, નથી એટલે તો નિરાવરણ પ્રકાશ કરવો.

રાત્રે શ્રીમા ભાગવત સપ્તાહના મંડપમાં જ સૂતાં. કેટલાક ભક્તો પણ માની આજુબાજુ સૂઇ ગયા. રાત્રે શ્રીમાએ બધાંને હસાવ્યાં. શ્રીમાની પાસે સૂવાનો પણ લહાવો હતો.

## તા. ૨૩ ફેબ્રુઆરી, મહા સુદ ૧૪, સોમવાર, ન્યૂ દિલ્હી

આજે ભાગવત-પાઠની પૂર્ણાહુતિ હોવાથી મોડા સુધી શ્રીમા સભામંડપમાં રહ્યાં....H. V. Kamath શ્રીમા પાસે આવ્યા છે. જગદીશ ચેટરજી પરિચય આપે છે. એક બ્રહ્મજી નામના મહાત્મા છે. આ મહાત્મા કલાકના સાઠ માઇલ ચાલી શકે છે. યોગીરાજ છે.

મા : સઘળું સંભવ....હું કેમ બંધાયેલો....એવા કોઇ યોગબળથી બહુ દૂર ચાલી જાય એ ઠીક છે-વિહંગમની જેમ એટલે ઉપર ચાલી જવું, એક પગ રાખી જમીન ઉપર ચાલવું, કોણ ચાલી જાય....તમને પત્તો મળ્યો....એ રીતે એક. બીજું નથી.

મા : વિશેષ જ્ઞાન જ્યાં-એ જ્ઞાનની કોઇ વાત નથી.

જ. ચે. : મા, નીલગિરિ જશો ને, અષ્ટાચલમાંથી એક નીલગિરિ પાસે જશો ને?

મા : તમે જ્યાં લઇ જાઓ-નીલગિરિ લઇ જાઓ.

જ. ચે. : નીલગિરિ વાસ્તવમાં નીલ છે.

મા : કંઇ કંઇ પહાડમાં જોવામાં આવે છે. ગેરુઆ રંગનું-સિલોનમાં (શિલોંગ) ગેરુઆ રંગની માટી....કૈલાસમાં કોઇ જગ્યાએ ઉપર ઉપર જેનો મુકામ રહ્યો. ઘર બનાવી લીધું. જ્યાં બરફ, પહાડ....ઘરની જેમ દેખાય છે. કોઇ કોઇ નીલ, પહાડમાં પણ જુદા જુદા રંગ.

બ્રહ્મજી : લામા ગુરુ આ રસ્તેથી જાય છે. જ્યાં મહાત્મા ૪૦૦-૫૦૦ વર્ષની કેવળ અસંપ્રજ્ઞાત સમાધિમાં રહે છે. એમની તો સમાધિ અમારા લોકો માટે કઠિન નથી. આપ લોકો માટે-

મા : હા, હું તો પહાડમાં નથી રહી. અલૌકિક પુરુષોમાંથી કેટલી મૂર્તિની સાથે આપને પરિચય થયો?

બ્રહ્મજી : ત્રણ-ચાર.

મા : જો જુઓ, ચાર જોયા-કેવા આસનમાં? પિતાજી સાંભળો....અથવા ફરતાં રહ્યા, બેસતા રહ્યા-

બ્રહ્મજી : સ્વસ્તિક, પદ્માસન, સિદ્ધાસનમાં રહે છે.

મા : જે કોઇ જેમ બેસે તે આસન છે.

બ્રહ્મજી : આસન જે કરે છે તે તેને માટે આસાન છે.
મા : જે સમાધિમાં રહે એને આસનની વાત નથી.
બ્રહ્મજી : એ લોકોને દેહનું ભાન નથી રહેતું.
પ્રશ્ન : દર્શકોને માટે કેવું આસન હોય એ પૂછ્યું?
બ્રહ્મજી : એક આસનમાં બેસી વર્ષો કાઢી નાખે છે.
મા : ઊઠશે કોણ? ઊઠવાની, ચાલવાની ક્રિયા તો નથી.
બ્રહ્મજી : લામા લોકો તાંત્રિક હોય છે. જેટલા જીવ (માનુષ) લાંબા પહોળા હોય એની બંસરી બનાવે છે-બંસરીમાં મંત્ર-ખોપરીમાં ખાવાનું.
મા : ખોપરી ભોજનનું પાત્ર-હાડકાંમાંથી બરોબર કરી લીધું. વાંસની માફક બંસરી બજાવે છે, મંત્ર જપે છે-ઠીક છે, પિતાજી, એક વાત (વિન્ધ્યાચલ-મહાત્માની સમાધિવાળી વાત. હજારો વર્ષ પહેલાંના આ મહાત્માને શ્રીમાએ જોયેલા.) કહું. વિન્ધ્યાચલમાં એક જગ્યાએ ખોદ્યું, કોઇને ખબર પડી નહીં-ઘૂમતાંફરતાં જોયું એ શું છે? ખોપરીની વાડકી, છાતીના હાડકાનો પથ્થર થઇ ગયો.
જ. ચે. : અમેરિકામાં એરીજોના વૃક્ષ પથ્થર થઇ ગયું.
મા : જેમ કોઇ લાકડી કોલસો થાય છે!
જ. ચે. : કોલસો મેળે પડતાં હીરા થઇ જાય.
મા : મેળે પડ્યે હીરા થઇ જાય! દબાવવાથી હીરા થઇ શકે છે?
એક વ્યક્તિ : કોઇકઆપ....જેવા.
મા : હીરા શેમાંથી આવે....થાય!
જ. ચે. : માટીમાંથી હીરા થાય.
મા : માટીમાંથી થાય. મા....તું (ટી) એટલે તમે માતા, પિતા, તમે સઘળું, તમે બંધુ. જો એને દબાવવામાં આવે તો હીરા થઇ જશે. દુનિયામાં જુઓ, તમે બોલો પઢતાં શું થાય-જ્ઞાનથી સ્ફુરણ થાય. ભણે છે એમ. એ., બી. એ. થઇ જાય છે. જેવું ભણશે તેવું ખૂલશે. જ્યાં ખૂલતું નથી, ખૂલવાની વાત જ નથી એ બીજી ક્રિયા. કર્મધારા નથી પામી શક્યા.
બ્રહ્મજી : હું આપ છું તો બીજો છે કોણ? અજ્ઞાનતાથી માની રહ્યો છે હું (તમે) નથી.
મા : પોતે પોતાને આવરિત કરી રાખ્યો છે! કેટલું સુંદર!
બ્રહ્મજી : ગુરુ-શિષ્ય કેવળ અવિદ્યામાં છે. યોગ....વિનોદ....લીલા માત્ર છે.
મા : બિલકુલ-આપની પૂજા-પૂજા કરવવાવાળો પણ પોતે, પૂજારી પણ પોતે.
પ્રશ્ન : પૂજા, પૂજારી જુદું કોણ!
મા : એ જે બોલ્યા-વિનોદ!
પ્રશ્નકર્તા : લીલા અર્થે કેમ....અસલ કંઇ જ નથી.
બ્રહ્મજી : એ કહેવાનું છે.
મા : આટલું સુંદર કહેવાનું જો કહે તો જે છે એ જ છે-જુદું (અલગ) રાખવાથી હાનિ, લાભ થાય છે. જુદાની વાત નથી.
બ્રહ્મજી : જળ જે કહે કે તરંગથી જુદું (અલાયદું) છું. કેમ હોઇ શકે?
મા : એ જ છે, એ જ છે, એ જ છે.
કામઠ : ત્યાં સઘળું મૌન છે.

મા : મૌન વળી જો કહો તો પિતાજી, એક વાત આવી ગઇ. મૌનની જ વાત નથીઆવતી. મૌન-મન-અમન-મન ક્યાં છે? મન ક્યાં રહે? સ્થાન જ નથી. મન લઇ લીધું. મૌન, મનથી મૌન... આવે છે. મનની વાત ન આવે તો મૌનની વાત નથીઆવતી.

કામઠ : મનનો નાશ થઇ જાય છે.

મા : મનનો નાશ થતાં પણ, મૌન પણ કહી શકાતું નથી.

બ્રહ્મજી : મનનું જીવન જ વાસના છે.

મા : મનનું-પ્રાણનું જીવન તેને માનીને કહ્યું જેમ વૃક્ષમાં પ્રાણ રહે છે.

કામઠ : ભારતવર્ષમાં લામા છે કે નહીં?

બ્રહ્મજી : તિબેટ ભારતવર્ષમાં છે,-તાંત્રિક સર્વત્ર છે.

કામઠ : નહીં (ના).

મા : ભૂ-ગોલ-જ્યાં ગોળ ત્યાં જ ભૂગોળ. (Wherever there is confusion there is geography) ભૂમિને લઇને તો ગોટાળો થયો. એક વાત છે, જે લખ્યુંવાંચ્યું છે તે સાંભળતાં કંટાળો આવશે. અહીં તો સીધું જ લગાવી દે છે. સ્નેહ કરીને નહીં તો બીજી વાત છે.

કામઠ : વાલ્મીકિના 'મરા' 'રામ' ઉલટાવવામાં પણ ગૂઢાર્થ છે.

મા : પિતાજી સ્નેહથી સમજાવે છે, નાની બાળકીને શિખવાડી દે છે. એક વાત છે. ઊંધુંચત્તું જ્યાં કહેવાય. ઊંધાચત્તાનો મામલો ક્યાં? જે સીધી દૃષ્ટિ કરે છે એ ઊલટી કરે છે, ઊલટી કરે છે તે સીધી કરે છે (vice versa). ઊંધીચત્તી પણ ખબર નથી અથવા માલૂમ પડી જાય તો એને મેળવી લે. જેમ અનુલોમ-વિલોમ કહેવાય છે-એનાથી પ્રકાશ-જ્યાંથી જેમ સહુ કોઇ શ્વાસ લે છે ને-સાધન કરતાં કરતાં બિલકુલ ચડી જાય-શ્વાસ લઇ લીધો, ગ્રહણ કરી લીધું એ પ્રકાશ છે ત્યાં સ્થિત. વળી વિમોલ-સમાધિ જ્યાં કહેવાય છે. સહજસમાધિ, ચૈતન્ય સમાધિ, ક્રિયા જ્યાં,-દૃષ્ટિ જ્યાં ઊંધુંચત્તું-નો મામલો છે જ નહીં. હું કહું છું ઊંધું પણ માલૂમ નથી ને સીધું પણ માલૂમ નથી અથવા કહેવામાં આવે તો એ પણ મૂળમાં સીધું છે. અથવા ઊંધું કહેવામાં આવે તો કેવી રીતે ઊંધું? જગતથી ઊંધું-જ્યાં ઊંધું ત્યાં પણ સીધું.

પ્રશ્ન : પૃથ્વી પણ ગોળ છે.

મા : જ્યાં કહે છે ને! તબિયત ખરાબ છે. એક જણ કહે છે પાગલ, પાગલને જાણે છે. તબિયત ખરાબ-અમારી સહુની તબિયત ખરાબ થાય છે. મુખ્ય દૃષ્ટિથી જોવામાં આવે તો દુનિયા સઘળી પાગલ. શું કારણ-કોઇ કંઇક વસ્તુને માટે-સહુ કોઇ પોતે પોતાના ગાંડપણમાં મસ્ત છે. કોઇ પાગલ નથી? તમે પણ ખાસ પાગલ? તમે સઘળું છોડી-તજી દીધું. પાગલ, પાગલની વાત કરે છે.

કામઠ : હું વિરોધ નથી કરતો.

મા : પાગલ ન હોતાં પાગલ કોને મળે-અંગના ભૂષણ-બધું પાગલ છે.

કામઠ : ભગવાન સહુથી મોટા પાગલ છે. શું આ પાગલખાનું કેમ રચ્યું? (દુનિયા કેમ કરી?)

મા : પાગલની સૃષ્ટિ પાગલ હોવી જોઇએ....બધા પાગલ....હું સારો એમ કહે છે તે બધાથી વધારે પાગલ છે.

એક વ્યક્તિ : કામઠસાહેબનો પ્રથમ દીનદયાળ.

મા : ભગવાન જો પાગલ છે-પિતા પાગલ ન હોય તો બાળકી પાગલ કેવી-ત્યાં કેળાનું ઝાડ પડી ગયું-

કામઠ : આ કેળાનું ઝાડ પણ પાગલ છે.

મા : પોતપોતાની ક્રિયા થઇ ગઇ.

પ્રશ્ન : મા, પાગલ એટલે શું? ભગવાન તો પાગલ ખરા?

મા : ઊંધું લખી દીધું. ગોળ એટલે હોય મેળવી લીધું. ધ્યાન પણ થાય છે. પામવું એટલે થવું, એક થયું ધ્યાન-જપ કરો, ધ્યાન-જપ થઇ રહ્યા છે. ધ્યાન જે થાય છે, ધ્યાન, જપ, મેળવી લીધું. મેળવવું-ગોળ-એ હિસાબે બોલે છે જે કંઇ મેળવાય છે એમાં બિલકુલ મસ્ત રહે છે એનું નામ છે પાગલ, અને દુનિયાની દષ્ટિથી કહેવાય છે પાગલ-બેહોશીમાં મસ્ત-પાગલ જગતનો નિયમ એને માટે અનિયમમાં જ એ ફેરવાઇ ગયો-અમારી તો dictionary નથી-જે આવ્યું તે-હોંશ-માનુષ-એટલે મનની હોંશ. અ-મનની (મન વગરની) વાત નથી. શુદ્ધ મનની જો હોંશ હોય, તો હોંશને ચૈતન્ય કહે છે-અથવા હોંશ થઇ-મન શું ચીજ છે? સત્સ્વરૂપ, આનંદ-સ્વરૂપ, સચ્ચિદાનંદરૂપ-પોતાનું સ્વરૂપ મેળવવું. ક્રિયા, ઇચ્છા, વાસના મનની માનવામાં આવે છે. જે માની લે છે એને મન કહેવામાં આવે છે. દુનિયા દષ્ટિથી પાગલ-બેહોશમાં સ્થિત-જે ખુશી કરે છે માનો-ન માનવું પણ છે. બે રહી ગયા એટલે દુનિયા કહે છે. અજવાળું, અંધારું; પાપ, પુણ્ય; દિન, રાત; અને જગતમાં સત્ અને મિથ્યા એટલે દુનિયા. દો-બેને લીધે જ્યાં દ્વન્દ્વ, દુઃખ થશે જરૂર-મટી નથી શકતું. એક હોવું મુશ્કેલ. અલગરૂપ રહી ગયું. પોતાના સંસ્કારથી સૃષ્ટિમાં એક નથી હોઇ શકતું. તમારું મન બીજા સાથે નથી મળતું. દુનિયામાં તમારું સઘળું તો નથી-દુનિયાનો સ્વભાવ છે દ્વન્દ્વ ઉત્પન્ન કરવાનો. મહાત્મા લોક જુએ છે-જગત છે-જ્યાં અકસ્માત થશે જરૂર-ગતિ છે? સ્થિતિ જ્યાં ત્યાં દ્વંદ્વ (બે) ઉત્પન્ન નહીં થાય. આટલી કોશિશ કરવા છતાં પણ થતું નથી, મુશ્કેલ છે અથવા ભગવત્ વિશેષ શક્તિથી જુદી વાત છે. જગત એટલે ગતિ-એ રીતનો મેળ થઇ રહ્યો.

કામઠ : અમે સર્વ સોગઠાં છીએ (રમવાનાં રમકડાં છીએ).

મા : સમસ્ત ભગવાનના હાથનાં રમકડાં-ખેલ પણ એ, રમકડાં પણ એ જ છે. જે ભગવાને બનાવ્યાં એ જ પોતે બન્યા-જે ચિત્રકાર, ચિત્ર કરે, બધાના ચહેરા આવી શકે છે. એમાં ચિત્રકાર પોતે પણ છે, ચિત્ર જ પોતે એટલા માટે જે કંઇ છે એ જ છે.

પ્રશ્નકર્તા : મન અને હોંશ-જો બોલે માન-હોંશ.

મા : માન એટલે?

પ્રશ્નકર્તા : અભિમાન.

મા : મન જ્યાં (ત્યાં) અભિમાન. મનથી માન થાય છે. મનનો એ સ્વભાવ છે. તમારું શાસ્ત્ર શું કહે છે?

જ. ચે. : મા-નિરીક્ષર ભટ્ટાચાર્ય.

મા : કંઇ બાદ કરતાં કંઇ રહે નહીં. પિતાજી કંઇ જાણતાં કંઇ નથી મળતું. જે બન્યું, બનાવ્યું એક છે. પૂજનાર પૂજા પણ, જેણે પૂજા કરી-એક જ છે. પ્રકાશ થવા માટે પૂજા.

બ્રહ્મજી : મારાથી કોઇ જુદું નથી (બીજું નથી).
મા : સ્વયંપ્રકાશ થવો જોઇએ. નિશ્ચયાત્મિકા બુદ્ધિ છે-હું છું કે નહીં.
બ્રહ્મજી : બોલવામાં કહે તો કહેવું પડે, શાસ્ત્રમાં શું છે જે રસ છે એ બ્રહ્મ છે.

રાત્રે સભામંડપમાં શ્રીમાની સાથે સૂવાની પડાપડી થઇ. શ્રીમાએ કહ્યું : શ્રીમદ્ ભાગવતનો અખંડ પાઠ કરો. ઓછામાં ઓછી દિવસમાં એક લીટી પણ વાંચવી પરંતુ નિયમ તૂટવો જોઇએ નહીં.

શ્યામમોહને કહ્યું : સાત દિવસમાં ભાગવત પૂરું થાય તે કરતાં સાત મહિના થવા જોઇએ.
મા : આ જે ભાગવતમાં રસ પેદા થયો તે જ સપ્તાહનું ફળ. તમને ફળ મળી ગયું. શ્રી શ્યામમોહન વાસ્તવ શ્રીમદ્ભાગવત લઈ આવ્યા. માએ સ્પર્શ કર્યો અને કહ્યું : બધાંએ શ્રીમદ્ભાગવત વાંચવું જોઇએ.
એક ભાઇએ કહ્યું: 'રામાયણ વાંચું તો?'
મા : નિશ્ચય જે સારું લાગે તે. બધાં તેનાં જ નામ છે. રામ વાંચો કે કૃષ્ણ, બધું એક જ છે. છતાં તમને ફાવે તો બંને વાંચો. શ્રીમાએ એક છોકરાને સંધ્યા કરે છે કે નહીં પૂછતાં તેણે ના કહી. શ્રીમાએ બીજા જ દિવસથી તેને સંધ્યા કરવા કહ્યું. ત્યાર પછી વાતચીતમાં શ્રીમાએ બધાંને ખૂબ હસાવ્યાં. રાત્રે ૧ વાગ્યે શ્રીમાએ બધાંને સૂઇ જવા આદેશ કર્યો.

## તા. ૨૪ ફેબ્રુઆરી, મહા સુદ પૂનમ, મંગળવાર

સવારમાં શ્રીમાની પાટ પાસે સુંદર ભજન-કીર્તન ચાલતાં હતાં. એવામાં શ્રી રાધાકાન્ત માલવિયા આવી પહોંચ્યા. તેમણે શ્રીમાને કહ્યું : 'માતાજી, આજકાલ ખૂબ ખરાબ સમય છે. આજની સરકારમાં ધર્મભાવ નથી. ધર્મ રસાતળે જવા બેઠો છે. હિંદુ ધર્મનું પતન થતું જાય છે. થોડા દિવસ ઉપર ૧૦૦૦ હિંદુ છોકરીઓ કે જેઓને મુસલમાનોના ઘરમાંથી બહાર કાઢવામાં આવી, તેમની સભામાં શ્રી રામેશ્વરી નેહરુની સંમતિથી ગયો હતો. કોઇ સદ્ગૃહસ્થે હિંદુ ધર્મની નિંદા કરી. મને ખૂબ દુઃખ થયું. તમે જે કીર્તન કરો છો તથા કરાવો છો તે કીર્તન અભાગી છોકરીઓને સંભળાવો, તેમનો ઉદ્ધાર કરો. માતાજી, તમે મને માણસો આપો. તમે દિલ્હીમાં રહો અને આ દુઃખી છોકરીઓનો ઉદ્ધાર કરો. પહેલાં લાહોર ચાલો. ત્યાંની અવસ્થા નજરે જોવા જેવી છે. લાહોરમાં કેટલી છોકરીઓ છે. મા, તમને પ્રાર્થના કરી છે. હું કાલે તમારી પાસે આવીશ....તમારો નિશ્ચય જાણવા.

મા : કહેવું, બોલવું તો સંયોગ હોવાથી થાય છે.

મા ઘણુંખરું ચૂપ રહે છે....સવારે સવાઆઠ વાગ્યે શ્રીમદ્ભાગવતનો પાઠ શરૂ થયો. શ્રીમા ત્યાં આવીને બેઠાં છે, ત્યારબાદ હવનની તૈયારીઓ થવા માંડી વચમાં માળા વિશે વાત નીકળી. માએ પંડિતજીને પૂછ્યું : 'માળામાં મેરુને શા માટે cross કરવામાં નથી આવતો?' પંડિતજીએ કહ્યું : મેરુ સંરક્ષણ ભગવાનની મૂર્તિ છે. માળા સર્પાકારની હોવી જોઇએ, એટલે કે શરૂઆતના મણકા મોટા અને અંતના નાના કરવાથી સર્પાકાર થશે. મેરુ સાપનું મુખ છે. જો મુખ ઓળંગવામાં આવે તો સાપ બંધાઇ જાય, તે બંધાવો નહીં જોઇએ. માળામાં બ્રહ્મગ્રંથિની ખાસ કંઇ જરૂર નથી. તે પછી શ્રીમાની હાજરીમાં જ શ્રીમદ્ભાગવતની પૂર્ણાહુતિ નિમિત્તનો હવન કરવામાં આવ્યો. હવન ચાલતો હતો ત્યાં કોણ જાણે ક્યાંથી શ્રીમાની હાથમાં ચાંદીનો ઘૂઘરો આવ્યો! મા નાનકડા બાળકની જેમ ઘૂઘરાને વગાડવા માંડ્યાં, પાછળ ફેરવી સિસોટી વગાડવી પણ શરૂ કરી. બધાં શ્રીમાનો ભાવ જોઇ હસવા લાગ્યાં! એવામાં એક નાના છોકરાએ આવી

મા પાસેથી ઘૂઘરો માગ્યો. શ્રીમાએ ઘૂઘરો આપી દીધો. હવનની પૂર્ણાહુતિ પછી બધાંએ પ્રદક્ષિણા કરી. કીર્તન શરૂ થતાં શ્રીમાએ સુંદર કીર્તન કર્યું. 'હરિબોલ'ના મધુર સ્વરથી કીર્તનની પૂર્ણાહુતિ કરી. તે પછી શ્રીમાએ ચારે બાજુ પ્રસાદ લૂંટાવવા માંડ્યો. ભક્તો આનંદથી પ્રસાદ લૂંટે છે. બપોરે આરામના સમયે પણ ભક્તો સાથે શ્રીમા private-ખાનગી વાતો કરે છે....શ્રીમાને શ્રી પન્નાલાલના દીકરાને ત્યાં ચાર વાગ્યે લઇ જવામાં આવ્યાં. ત્યાં શ્રીમાએ સુંદર કીર્તન કર્યું અને કરાવ્યું. તે પછી પોતાના હાથે પ્રસાદ લૂંટાવ્યો. આનંદસ્વરૂપ શ્રીમા સહુને આનંદ કરાવે છે. ત્યાંથી શ્રીમા આદિત્ય નારાયણને ત્યાં ગયાં....ત્યાં પણ ભજન-કીર્તનનો આનંદ! રાત્રે શ્રીમા મોડાં ફરીને આવ્યાં અને લગભગ પોણા અગિયાર સુધી કીર્તન ચાલ્યું ત્યારે શ્રીમાએ પણ થોડી વાર કીર્તન કરાવ્યું. ત્યારપછી રાત્રે એક વાગ્યા સુધી ખાનગી વાર્તાલાપ થયા પછી શ્રીમાએ સભામંડપમાં આવી inspection શરૂ કર્યું. બિછાનાંઓમાં કંઇ ફેરફાર કર્યા ને સૂતાં સૂતાં વાતો શરૂ કરી. એક ભક્તે પ્રશ્ન કર્યો : મા, જે ભાગવત કરે તેની જો સત્યમાં નિષ્ઠા ના હોય તો તેને ભાગવત સાંભળવાથી શો લાભ?

મા : ભાગવત વાંચતાં વાંચતાં સત્યનિષ્ઠા થઇ જાય.

ભક્ત : મા હું બહુ દુઃખી છું. ઘરમાં ચોરની માફક રહું છું. વચમાં બે દિવસ ઉપવાસ કર્યા.

મા : ઘરમાં ચોરની માફક રહો એ તો સારી વાત છે. ઉપવાસ કર્યા તે પણ સારું થયું. કોઇનો દોષ જોવો એ પણ દોષ છે.

ભક્ત : મા, હું કાં તો દૈત્ય, કાં તો દેવતા.

મા : દૈત્ય હોવું એ તો દુર્બળતાનું લક્ષણ-તમે દુર્બળ હોઇ બીજાના દોષ જુઓ કેમ!

કામઠે દેશની અવસ્થા વિશે કહ્યું. તેમની ઇચ્છા શ્રીમાનો મત લેવાની ખરી પરંતુ શ્રીમાના જવાબ ગોળ ગોળ હતા; માએ કહ્યું : 'ગીતામાં તો લખ્યું છે ભગવાનની ઉપર છોડી દો. ભગવાને વિશ્વરૂપ દેખાડી કહ્યું કે પોતે નિમિત્તમાત્ર છે. જેની સાથે યુદ્ધ કરવાનું છે તે તો મરેલા પડ્યા છે-તારે (અર્જુને) તો માત્ર નિમિત્ત થવાનું છે.' ઈશ્વર જે કરે છે તે સારા માટે જ એમ સમજવું.

### તા. ૨૫મી ફેબ્રુઆરી, મહા વદ પડવો, બુધવાર, ન્યૂ દિલ્હી

સવારે કીર્તન ચાલતું હતું ત્યાં શ્રીમા પહોંચ્યાં અને કીર્તન ગાવું શરૂ કર્યું. શ્રીમાના મુખથી નિર્ઝરતા કીર્તનરસનું પાન કરતાં સહુ શ્રીમાની નજીક બેસી ગયાં. કીર્તન પૂરું થતાં શ્રીમા સાથે વાતો ચાલતી હતી ત્યાં પંડિત રાધાકાન્ત માલવિયા આવ્યા. શ્રીમાને ફરીથી દિલ્હીમાં રહી હજારો હિંદુ બાળાઓનો ઉદ્ધાર કરવા પ્રાર્થના કરી. દેશને ધર્મોપદેશની ખૂબ જરૂર છે. તમે અહીં રહેવાનું શું નક્કી કર્યું?

મા : બાંધમાં હરિબાબા નામે એક મોટા મહાત્મા છે. આ બચ્ચી સાથે ખૂબ સ્નેહ રાખે છે, એમની સાથે ત્યાં જવાની વાત થઇ છે.

રાધાકાન્ત: આપ કામ નહીં કરો તો કોણ કરશે? એ મહાત્માઓને પણ કહેજો.

મા : તમે બાંધ ચાલો; પિતાજીને આ વાત સંભળાવો (કહો).

રાધાકાન્ત: મને તો હમણાં સમય નથી; ભજનો સંભળાવે તો આખો દેશ ગુંજી ઊઠે. સાત દિવસમાં વ્યવસ્થા થઇ શકે. આપણી સરકાર છે, લડીને પણ છેવટે ઠીક કરી લઇશું.

મા : ભજન સંભળાવવાનું તો થઇ શકે. loud-speakers રાખે તો થઇ શકે.

રાધાકાન્ત: આપ કંઇક કરો.

મા : હું તો કંઈ આવડત વગરની બાળકી છું.

રાધાકાન્તઃ હા, આવડત વગરની બાળકીની પણ જરૂરિયાત છે. આજકાલ દેશમાં ઘણું સંકટ છે; જો આમ રહેશે તો સનાતન ધર્મ નષ્ટ થઇ જશે.

મા : સનાતન ધર્મ કદી નષ્ટ ના થઇ શકે!

રાધાકાન્તઃ નષ્ટ તો ના થવો જોઇએ. ભગવાનની પણ એવી વાણી છે....વાત પૂરી થતાં શ્રીમાને ફરીથી પ્રાર્થના કરી તેઓ ચાલ્યાં ગયા. ડૉ પન્નાલાલ, સુધીર સરકાર વગેરે સાથે શ્રીમાની આ વિષયમાં આલોચના થઇ. ભાગવત પાઠવાળા પંડિતજીને શ્રીમાએ બોલાવીને કહ્યું પિતાજી, ગઇ કાલે જવારા (જવના છોડવા) તમે કેમ ના આપ્યા? ભૂલી ગયા કે શું?

પંડિતજી : ભૂલ થઈ ગઈ. માતાજી ભૂલ ઠીક ના કરે તો કોણ કરે?

શ્રીમાએ પોતાના હાથે સૌને જવારા આપ્યા....શ્રીમા તથા ભક્તોની હાસ્યલીલા ચાલતી હતી, ત્યાં એક વૃદ્ધ ગુજરાતી મધ્યમ વયના એક માણસને લઇને આવ્યા અને શ્રીમાને કહ્યું : મારી સાથે આ ભાઇને લાવ્યો છું. તેની ઇચ્છા તમારી સાથે રહેવાની છે. તેના પિતા તથા સ્ત્રીએ તેને કાઢી મૂક્યો છે, તેને દમનું દર્દ છે. શ્રીમાએ તેમને બાંધ જવા સંમતિ આપી. તે પછી શ્રીમા વિશ્રામમાં ગયાં, ને મોડા સુધી આરામમાં રહ્યાં. આજે મહારતનજીની પુત્રીને ત્યાં શ્રીમાને ભોગ ધરાવવાનો હતો. શ્રીમા ત્યાં દોઢ વાગ્યે ગયાં. એક પંજાબીએ શ્રીમાને પ્રશ્ન કર્યો.

પંજાબી : માતાજી, ભગવાને આ જગત કેમ પેદા કર્યું?

મા : એનો ખેલ, લીલા છે. આમ વાતો ચાલતી હતી ત્યાં ભોજન માટે બોલાવતાં શ્રીમા ઊઠ્યાં. તે પછી આરામ કર્યા બાદ રાત્રે નવની ગાડીએ શ્રીમા અલીગઢ થઇને બાંધ શ્રી હરિબાબાના આશ્રમમાં જવા માટે નીકળ્યાં. રાત્રે બાર વાગ્યે અલીગઢ પહોંચ્યાં. સ્ટેશન પર બબરાલા જવા માટે ગાડી તૈયાર ઊભી હતી. શ્રીમા માટે બિછાનું તૈયાર કરવામાં આવ્યું ને શ્રીમા સૂઇ ગયાં.

### તા. ૨૬ ફેબ્રુઆરી, મહા વદ ૨, ગુરુવાર, બાંધ

સવારે લગભગ છ વાગ્યે બબરાલા સ્ટેશને અમે બધાં શ્રીમાની સાથે ઊતર્યાં. સ્ટેશને ઊતરતાં એક અજાયબની ઘટના સાંભળી. શ્રીમાની સાથે એક દિવ્યાનંદજી સ્વામી આવ્યા હતાં. તેઓશ્રી ભૂલથી બબરાલા સમજીને સ્ટેશનની આગળના રાઘઘાટ સ્ટેશને ચાલુ ગાડીએ ઊતરવા માંડ્યાં. તેમના મનમાં ખ્યાલ એમ કે ગાડી ઊભી રહી છે પરંતુ ગાડી તો ગતિમાં જ હતી. સ્વામીજીએ ચાલુ ગાડીએ બીજો ડબ્બો પકડી પાડ્યો પરંતુ ગાડી ગતિમાં હોવાથી ડબ્બાના પગથિયાં ઉપર પગ મૂકી શક્યા નહીં; તેમણે કમ્પાર્ટમેન્ટનું હેન્ડલ પકડેલું પણ ઊઠી શકાતું નથી, તેથી લથડાતાં, ઘસડાતાં ગાડી સાથે ચાલ્યા. તેમણે ત્રણ વાર પગથિયાં પર પગ મૂકવા પ્રયત્ન કર્યો પણ મૂકી શક્યા નહીં અને એમને લાગ્યું કે હવે અંત નિશ્ચિત છે તેથી પોતાના ઈષ્ટમંત્રનો જપ કરવા લાગ્યો; એટલામાં કમ્પાર્ટમેન્ટના એક માણસે સ્વામીજીને ઉપર ખેંચી લીધા. આમ શ્રીમાની કૃપાથી સ્વામીજી મૃત્યુના મુખમાંથી પાછા ફર્યા. શ્રીમાને આ ઘટનાની વાત કરતાં તેમણે કહ્યું : મોટા આઘાતમાંથી બચી ગયા....બાંધ જવા માટે બળદગાડીઓની વ્યવસ્થા થવા માંડી; મા ખુરશી પર બેસી કોણે શું કામ કરવું તે સૂચના આપે છે. બધાંનો સામાન ગાડામાં મૂક્યા પછી શ્રીમાએ મને બાંધ જવા આજ્ઞા આપી. શ્રીમા રવાના થયાં.

શ્રીમા જ્યારે બાંધ પહોંચ્યાં ત્યારે બે માઇલ આગળથી હરિબાબાના ભક્તો તેમના સ્વાગત માટે આવ્યા હતા. શું સુંદર તેમનો ભાવ! શ્રીમાને બેસાડવા તેઓ હાથી લાવ્યા હતા પરંતુ શ્રીમા બેઠા નહીં....અડધા માઇલ દૂરથી શ્રીમા બળદગાડીમાંથી ઊતરી સપાટાબંધ ચાલવા

માંડ્યાં. બાંધ પાસે પહોંચતાં જ પૂજ્ય હરિબાબા શ્રીમાના સ્વાગત માટે ઊભા હતા. શ્રીમાને જોતાં જ તેમણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. માળા પહેરાવી શ્રીમાને તેઓ કીર્તનમાં લઇ આવ્યા. મોટા આસન પર બેસાડવા પ્રયત્ન કર્યો પણ શ્રીમા બેઠાં નહીં. શ્રીમા અત્યંત વિનયી, વિવેકથી ભર્યાંભર્યાં છે. પૂજ્ય હરિબાબાએ શ્રીમાની આરતી ઉતારી. શ્રીમાની ઉદાસીનતા છતાં ભક્તોએ શ્રીમાના ચરણનું પ્રક્ષાલન કર્યું, ચરણામૃતનું પાન કરતાં તેઓ આનંદિત થઇ ગયા! તે પછી શ્રીમાને તેમના નિવાસસ્થાને લઇ જવામાં આવ્યાં....સાંજે ભક્તવૃન્દ સાથે શ્રીમા ફરવા નીકળ્યાં. જે ભક્તો પહેલી વાર આવ્યા છે તેમને બાંધ બતાવે છે અને હરિબાબાના બાંધના માણસોનાં ખૂબ વખાણ કરે છે. ફરતાં ફરતાં શ્રીમાએ બાળકોને કહ્યું : 'તમે સવારના ચાર વાગ્યે ખેલ, કરતાલ લઇ કીર્તન કરી શકો ખરા?' બધાએ કહ્યું : હા, મા. સંમતિ મળતાં જ કીર્તન કેમ કરવું તેની વિગતવાર સૂચનાઓ શ્રીમાએ આપી.

ગંગા નદીના કિનારે સોળ માઇલનો બાંધ હરિબાબાના પ્રયત્નોથી બંધાવ્યો છે. બાંધ ઉપર હરિબાબા તથા અન્ય ભક્તો માટે કુટિરો છે. એક કિનારે મોટો કીર્તનહૉલ છે....બીજે છેડે સત્સંગભવન છે. બેની વચમાં બાંધ ઉપર જ સુંદર સડક બનાવી માર્ગ કર્યો છે. તે રસ્તાની સડકને ગામડિયાઓએ સુંદર લીંપી છે. ચારે બાજુ સફાઇ-સ્વચ્છતા-છે. જાણે એક આદર્શ નાનું સ્વર્ગનું ગામડું ના હોય! મેં શ્રીમાને કહ્યું: 'ભારતવર્ષમાં પ્રત્યેક ગામડું આવું સુંદર હોય ને ભગવદ્‌ભાવથી ગુંજી ઊઠે તો કેવું સરસ! સાંજે સાત વાગ્યે બધા શ્રીમા સાથે હરિબાબાનું કીર્તન જોવા ચાલ્યા. કીર્તનહૉલ ખૂબ સુંદર બનાવ્યો છે. ઉત્તર તરફ ચૈતન્ય મહાપ્રભુજી નું મંદિર છે, જ્યાં ષડ્‌ભુજા મહાપ્રભુજીનો ફોટો મૂક્યો છે. હરિબાબાએ તેમની ભક્તમંડળી સાથે ઊભા ઊભા કલાક કીર્તન કર્યું. સત્સંગભવનમાં ભજનકીર્તન તથા ભગવત્-લીલાના પ્રસંગો ભજવાયા. ત્યારબાદ ઉતારે આવ્યાં તો સ્વામી દિવ્યાનંદજી મહારાજ, જેમને ગાડીમાં અકસ્માત થયો હતો તેઓ ભોજન કરી રહ્યા હતા. તેમને જોતાં શ્રીમાએ કહ્યું: 'અરે, ગઇકાલે ગાડીમાં મને ખ્યાલ આવ્યો કે જાણે મારો પગ કોઇ મચડી નાખે છે! હું મારો પગ જાતે જ દબાવવા માંડી!'

## તા. ૨૭ ફેબ્રુઆરી, મહા વદ ૩, શુક્રવાર બાંધ, (જિ. બદાયું)

રાત્રે વરસાદ ખૂબ થયો. સવારે શ્રીમાના આદેશ, સૂચના અનુસાર કીર્તન થયું. શ્રીમા હરિબાબાના મંડપમાં ગયાં, ૯ થી ૧૨ હરિબાબાએ કથાનો આરંભ કર્યો. પ્રથમ ગીતાપાઠ થયો. બે કલાકમા ચારપાંચ શ્લોક થયા હશે. હરિબાબા ખૂબ જ પ્રેમથી પાઠ કરે છે. શ્રીધરની ટીકામાંથી શ્લોક માંચી 'કલ્યાણ' નો ગીતાઅંક વાંચે; કથાપ્રસંગમાં હરિબાબાના ભક્ત મનોહરે શ્રીમાને પ્રશ્ન કર્યો :

પ્રશ્ન : या देवी सर्वभूतेषु क्षुधारूपेण संस्थिता-ક્ષુધા જગાડો મા, એ મારો પ્રશ્ન-જીવ અને ભગવાન એક છે, લીલા અર્થે જીવ જુદો કર્યો. આપ આનંદથી (માં) બેઠાં છો; પ્રેરક એ જ-કર્તા પણ એ જ, અમારે શું દુઃખ! તમે કર્તાહર્તા-

મા : તમે કોણ છો? તમે કહો છો અમારું દુઃખ છે.

મનોહર : હું મનોહર છું-મા ખૂબ જ હસે છે.
માતાજી, અમારો શું કોઇ અપરાધ થયો છે?

મા : તમે ઊંધુંચત્તું બોલી ગયા એ તો વાત છે-તમે કોણ છો? તમને તો ઉત્તર આપી દીધો-એ જ છે.

પ્રશ્ન : કીડી, મંકોડા પણ અમે બનીશું, જીવ ક્યાં જશે?

મા : જીવ શું છે? ભગવાનથી જુદો છે?

પ્રશ્નકર્તા: અમને કંઇ ખબર પડતી નથી.
મા : એનો ખેલ છે, હોય; સુખદુ:ખ પણ છે જ, પાપપુણ્ય વગેરે. એ છે તો તમે પાપ નથી કરી શકતા.
પ્રશ્નકર્તા: હું કાલથી કહેવા માંડીશ કે સઘળું એ જ છે. કલાક કીર્તનમાં કહી દઇશ.
મા : તમને મારે-ટીપે તો તમે સહન કરશો? કે એ જ છે? સઘળું પુણ્યપાપ, સુખદુઃખ 'એ જ છે' માની નહીં શકાય-સહન નહીં થાય-પુત્રમાં પણ એ જ હોય છે. એક બાજુની વાત છે એ રસ્તે જવામાં સુખ. જ્યાં પરમ સુખ છે ત્યાં જવું. હરિબાબાનાં ચરણ પકડી લીધાં છે તો પકડીને રહો. એમનો આદેશ ના માનો તો દુ:ખ થશે. પરમ સુખ પ્રકાશ થવા માટે રસ્તો બતાવી દીધો.
પ્રશ્નકર્તા: બીજો રસ્તો સૂકો (શુષ્ક) છે. દાતા છે, મોટા મનાય છે.
મા : લાલચથી ખાઇ લે તો ડૉક્ટરની પાસે જવું પડે છે.
પ્રશ્ન : સહન કેવી રીતે કરે?
મા : બનતે બનતે થઇ જાય. જેવી કર્મશક્તિ રહી ગઇ. એ શક્તિ લગાઓ....ત્યાં જશો તો દંડ મળશે. સત્સંગ કરો, સાધુ-સેવા કરો, મહાત્માઓનો આદેશ પાલન કરો.
પ્રશ્ન : અમારે દુ:ખ કેવી રીતે સહન કરવું જોઇએ? દુ:ખ કેમ બનાવ્યું?
મા : અનંત રૂપ, અનંત ભાવ, અનંત પ્રકાશ. તમે હરિ પકડીને રહો.
પ્રશ્નકર્તા: હરિને મા પકડાવે તો!
મા : હરિચરણ ના છોડો....સાંજે ૫ થી ૬ાા શ્રીમા બાંધ ઉપર ફરવા ગયાં. શ્રીમા જુદી જુદી વસ્તુઓ બતાવી તેનું મહત્ત્વ સમજાવે છે. સાંજે ૭ થી ૮ હરિબાબા, તેમના ભક્તો સાથે કીર્તન કરે છે. ખૂબ આનંદ આવે છે. રાત્રે ભજન તથા ભક્તની લીલા. ૯ાા પછી શ્રીમા ગાડીમાં ગયાં.

### તા. ૨૮ ફેબ્રુઆરી, મહા વદ ૪, શનિવાર, બાંધ.

હરિબાબા શ્લોક વાંચી રહ્યા છે-Heart of a Gopiનો પાઠ કર્યો.
મા : મુશ્કેલી મૂકે....મુશ્કેલી દૂર કરવાને.
પ્રશ્ન : ભગવાનના શરણમાં સર્વ છોડીને આવ્યા તોપણ આશ્રિત શું નથી?
મા : જાણે છે 'મેં છોડ્યું' એ ભાવ છે તો શરણ કેવી રીતે થયા? મનહરની બુદ્ધિ ખૂબ છે.
હરિબાબા: કહે છે કે હું હરિબાબાની પાસે રહું છું-કંઇ થતું નથી. જોતાં જ માણસ ખ્યાલ નથી કરતો-હરિબાબા સુખી તો અમે સુખી, એ દુ:ખી તો હું પણ દુ:ખી, એ શરણ કે અ-શરણ? જીવ ગતિ કરતે કરતે ફળ કોઇ વાર સુધરી જશે. ગ્રંથપાઠ કરવાથી તો બુદ્ધિ નથી ફરતી.
મનહર : માએ 'હરિ બોલ' કહ્યું....હરિ બોલ કરતે કરતે થશે.
મા : 'હરિ બોલ' કહે છે-માથું ફોડવાથી કંઇ થતું નથી. હરિ બોલ કરતાં એક કલાક-હરિ બોલ-કૃષ્ણ, રામ, શિવ જે કંઇ એક-કરવું જોઇએ? હું નામ લઇ પડ્યો રહીશ, એવી વાત જો લાગી જાય. દરેક સમયે સમય પર લઇ એનું મંથન કરવું પડશે. દૂધ માત્ર લાવવાથી માખણ થોડું થશે? પોતાની સ્વાધીનતાથી એને લઇને મગ્ન-જ્યાં સુધી યોગનો ભાવ ના આવે, રસ ના આવે ત્યાં સુધી નામ નહીં છોડું. દૂધમાં માખણ જરૂર છે પણ મંથન કરવું જોઇએ. એને લઇને એકાંતમાં પડી રહેવું....તમે ઘૂમતાફરતા રહ્યા. મીઠાઇનો પણ સ્વાદ લેશો તો શું થશે? તમારી જે શક્તિ છે તેને

કામમાં જોડો. તમારી શક્તિ કામમાં જોડાય પછી એની શક્તિ પ્રકટ થશે. કીર્તન કરો, પાઠ કરો એનાથી વળી બીજો સહારો કેવો છે? દોડવામાં, જુસ્સામાં શક્તિનો ક્ષય થાય છે.

મનહર : બધા તો હેરાન થઈ ગયા. મુસલમાનોની ખાસ તમન્ના એક છે કે 'હે પ્રભુ, તમે નદીના કિનારા પર ઊભા છો અને જો મારી હોડી તમારી સામે ડૂબી જાય તોપણ સારું.'

મનહર : જ્યારે શરીરમાં રોગ આવે છે ત્યારે દુઃખ લાગે છે. મા, એક શરીર છે? તમે સઘળા શરીરમાં, અનુભવ હોય તો કસૂર ક્યાં?

મા : હાથને પગ ના કહેવાય એ જ રીતે ઊલટું પગને હાથ ના કહેવાય. એની લીલામાં અનંતત્વ ના રહે તો ખેલ (લીલા) કેમ રહે? સુદશા, દુર્દશા....નિબદ્ધતાથી-બંધન રહ્યું....એ તો સઘળું દુઃખ, જેમ મેં કહ્યું પગને હાથ નથી કહેતા ને? વળી એક દષ્ટિ-પગ કે હાથ કોના? એના! પરમહંસદેવે કહ્યું માના છે-હા ખરાબ ક્યાં રહ્યું? ખરાબ શું? જ્યાં બંધન-જગત-ગતિની દૃષ્ટિ રહી....સઘળું બંધન રહ્યું. દૃષ્ટિ જ ના હોય તો કેમ? તત્ સત્ દૃષ્ટિ. સૂર્યપ્રકાશ બતાવે છે-કોઈ સજ્જન નથી હોતું! બધાએ કહ્યું, મા નાચી રહી છે-સત્ એવી રીતે પ્રકાશ થાય છે. એટલા માટે હાથ, પગ, અંગુલિ એક શરીર-તમારી વચમાં અનંત શરીર છે. પશુ, પક્ષી, વૃક્ષ....તમારામાં છે. એકાગ્ર જ્યાં-એકાગ્ર થતાં જડમાં ચાલી જાય છે. જેનાથી સઘળું અગ્ર થઈ ગયું, એકાગ્ર થતાં બે ત્યાં જતું રહે છે-મામલો એક જ છે-સત્ય વાત છે.

મનહર : અમને લોકને તો એક જોવામાં નથી આવતું.

હરિબાબા : એની સાથે તમારી એકતા કરો. એને પોતાના દિલથી એક કરો. પોતાનો ભાવ, રુચિ છોડીને એના થઈ જાઓ. એકનો સંકલ્પ થતાં બીજાનો પત્તો મળી જાય, અને જેમ ભાઈજી ઘરમાં બેસીને માની સઘળી વાતો (ક્રિયા) જોઈ શકતા, સહૃદયની એકતા થતાં માનાં હૃદયમાં જે વાત હશે તમારા દિલમાં ખબર પડી જશે.

મનહર : દિલ કેવી રીતે એક કરવું? અમારું વિષયાસક્ત દિલ કેવી રીતે જોડી દેવું?

મા : જુઓને, જેવી રીતે હાથ પકડીને પડી રહ્યો છે! તમે નથી સમજતા-એકને લકવો થયો-જુઓ; માલિશ કરો, દવા પીઓ; તમારો હાથ હલાવવાની કોશિશ કરો. જેટલી શક્તિ હોય તેટલું કરો.

મનહર : જરા હાથ હલાવવાથી થઈ જશે?

મા : હાથ જોડવો એટલે હરિચરણમાં પોતાને એક કરી દો.

હરિબાબા : એક છોકરી માની પાસે ગઈ હતી, એને લકવો થયો હતો. માએ એને કહ્યું, 'આ લો ઉઠાવો.'

હવે માનો કરાર છે કે અમારું નથી.

મા : તમારો કરાર નથી, એ પણ પાક્કી વાત છે.

મનહર : તમે કહ્યું-થોડો હાથ હલાવો, એ તો ઠીક વાત છે. બાકી તમે કરો છો. ઈશ્વરમાં માનતો નથી તો લગની કે ભક્તિની ક્યાં વાત કરે?

મા : હા, બહારથી જેટલું જુઓ છો તે તો થઈ રહ્યું છે. બોલવાને સમયે તો તમે દોડતા નથી કે હું વૃન્દાવનવાસી છું, વ્રજવાસી છું....હરિબાબા વ્યાકુળતાના સંબંધમાં બોલી રહ્યાં છે. તેમણે ચૈતન્ય મહાપ્રભુજીની ઘટના કહી બતાવી. માએ કહ્યું: 'એક બોલતાં થઈ જાય.'

વેણુ વિષયાનંદ તો શું બ્રહ્માનંદ પણ તુચ્છ લાગે છે તે વેણુનો અવાજ.

હરિબાબા : ભગવાનના સૌથી વધારે કૃપાપાત્ર હોય એની સાથે ભૂલ કરી..દા. ત., પ્રહ્‌લાદની ભક્તિ સૌથી ઊંચા પ્રકારની છે. વારંવાર ભગવાનનાં દર્શન થયાં....એની નિષ્ઠા ભારતવર્ષમાં આદર્શરૂપ છે. પ્રહ્‌લાદની સામે નૃસિંહ ભગવાને એમના પિતાને માર્યા.- 'રાજન, પુત્રનો ધર્મ છે પિતાનો બદલો લેવો....વિષ્ણુએ પિતાને માર્યા.' પ્રહ્‌લાદે કહ્યું, 'ભગવાને કેમ માર્યા?' મંત્રીએ કહ્યું : 'તમારામાં શક્તિ છે, બદલો લો.' મંત્રીની બુદ્ધિ બગડી, પલટન તૈયાર થઇ ગઇ. ભગવાને વિચાર્યું : 'બાળક મારો છે' સમજી લેવું જોઇએ. ભગવાને બ્રાહ્મણવેશ લીધો.....પૂછવામાં આવ્યું 'કોણ છો?' 'હું વૃદ્ધ બ્રાહ્મણ છું-પ્રહ્‌લાદ પાસે જવા દો.' કાંપતે કાંપતે ભગવાન પ્રહ્‌લાદ પાસે ગયા....તમે વિષ્ણુ ભગવાન પર લડાઇની તૈયારી કરી-બહુ સારું. ભગવાન સાથે યુદ્ધ કરશો?-ભગવાનના હાથમાંથી લાકડી પડી ગઇ, લાકડી ઊઠી નહીં, મોટા યોદ્ધા બોલાવ્યા, તોપણ ના ઊઠી ત્યારે જાણી લીધું કે એ ભગવાન છે.

(૨) બલિરાજા પરમ ભક્ત હતા. ભક્તિના આચાર્યોમાં બલિરાજા પ્રસિદ્ધ છે. પરમ ભાગવત....એના જેવું આત્મસમર્પણ કોઇએ નથી કર્યું! ભગવાને ત્રીજો પગ ક્યાં રાખ્યો? 'મારા શરીર ઉપર આપનું ચરણ રાખો.' 'મને હૃદયમાં રાખો' ....બલિ જેવું આત્મસમર્પણ કોઇનું નહોતું. ભગવાને કહ્યું : તમે આગળના કલ્પમાં ઈન્દ્ર થશો. બલિ માટે ઈન્દ્રપદ તૃચ્છ હતું. બલિને સૂત્ર લોકમાં રાખ્યા ત્યાં દર્શન કરતાં હતા. તેથી દર્શન કરવાનો પ્રમાદ થયો. હૃદયમાં પૂર્વભાવ જાગ્રત થયો. પોતાની સેના લઇ ઈન્દ્ર પર ચડાઇ કરી. યુદ્ધનો શંખ....બલિનું ખૂબ તેજ છે. ભયભીત થઇ પોતાના ગુરુની પાસે ઈન્દ્ર ગયા-હું શું કરું? બૃહસ્પતિએ કહ્યું, 'એ વૈષ્ણવ તેજથી વ્યાપ્ત છે-તમે નાસી જાઓ.' સાંભળતાં જ ઈન્દ્ર નાઠા....બલિ રાજા થઇ ગયા....ઈન્દ્રે સૂવરનો વેશ લીધો....બલિ ઈન્દ્રરાજા થઇ ગયા છે....બલિ, મૃત્યુલોક જોવા આવ્યા. સૂવર જોઇ નાઠું- 'સૂવર કેમ ભાગી રહ્યું-ગુરુદેવ.' સૂવર નથી, ઈન્દ્ર છે; બીકને કારણે ભાગી રહ્યું છે. બલિએ જાણ્યું સૂવર ઈન્દ્ર છે-ધિક્કાર છે! ઈન્દ્રપદ લેવા સૂવર થવું પડે છે. સૂવરનાં ચરણમાં પડ્યા....મારી ભૂલ થઇ, મેં ભગવાનનું દર્શન છોડ્યું. માયાએ ઘેરી લીધો.

(૩) નારદની પણ એવી ઘટના છે....તેઓને પણ ભગવાને માયા બતાવી છે.

(૪) નામદેવ ભગવાનના વરપુત્ર હતા. એની માતા કુંવારી હતી ત્યારે જન્મ થયો હતો. વિઠ્ઠલ ભગવાન એના પિતા હતા. વિઠ્ઠલનાં સાક્ષાત્ દર્શન થતાં બધા ભેગા થઇ યાત્રા માટે ચાલ્યા ગયા. જ્ઞાનેશ્વર પણ સાથમાં હતા. રસ્તામાં કુંભારના ઘરમાં ગયા. કુંભાર પણ ભક્ત. મુક્તાબાઇ કુંભારને કહેવા લાગી, 'દાદા, થપિયાં ક્યાં રાખી છે?'

કુંભાર : જોઉં છું કે કાચી છે કે પાકી; સંતમંડળીમાંથી જુઓ; સહુને ઠોકવા લાગ્યા, કઇ કાચી છે ને કઇ પાકી છે. નામદેવના શિર પર થપિયાં રાખી છે તો ગુસ્સો આવી ગયો! મુક્તાને કહ્યું : આ કાચો છે. નામદેવ રડતા રડતા વિઠ્ઠલજીની પાસે ગયા-ભગવાને કહ્યું : 'તું કાચો જ છે, હવે કોઇને ગુરુ કર પછી પાકો થઇશ. ભગવાનનો વરપુત્ર છે તોપણ કાચો રહી ગયો!'

આમ વાતો કરતાં કરતાં હરિબાબાએ અનેક પ્રસંગોનું વર્ણન કર્યું.

આજે શ્રીમા પાસે તેમની ઉપર આવેલા પત્રો વાંચતા હતા. ખ્યાલ આવે તો મા ઉત્તર દે છે, નહીં તો ચૂપ રહે છે. આજે શ્રીમાના પગે કંઇક દર્દ થતું હતું. દીદી માનાં ચરણે માલિશ કરતી હતી. શ્રીમા કીર્તનમાં જવા ઊઠ્યાં. સુંદરલાલ પંડિત શ્રીમા પાસે આવ્યા હતા તેથી થોડું

મોડું થઇ ગયું હતું. શ્રીમા સમયસર લીલામાં જવા માટે જલદી દોડતાં હતાં, હસતાં જાય ને દોડતાં જાય....સાથે ભક્તો પણ દોડતા જાય....જે વિશ્વજનની અનેકને ચકરાવામાં દોડાવે છે તે પોતે જ સ્થૂળ પગે દોડે છે!....લગભગ સાડાનવ સુધી કીર્તન થયું. શ્રીમાએ કીર્તન કર્યું-હે ભગવાન, હે ભગવાન....ધ્યાન ભગવાન, જ્ઞાન ભગવાન, પ્રેમ ભગવાન, જ્ઞેય ભગવાન, શ્રેય ભગવાન, મંગલમય હે ભગવાન, આનંદમય હે ભગવાન....

આ ધૂન મા સુંદર કરાવે છે....શ્રીમાનો મધુર ધ્વનિ જાણે કર્ણમાં સંભળાય છે.

## તા. ૨૯ ફેબ્રુઆરી, મહા વદ ૫, રવિવાર, બાંધ

શ્રીમા સત્સંગભવનમાં બેઠાં છે.

મનહર : વર્તમાનમાં સંતુષ્ટ કેમ રહે? ભવિષ્યનો વિચાર ના કરે?

મા : પિતાજીએ જે કહ્યું છે તે કરો, વર્તમાનમાં જે હોય, જે થાય તેમાં ખુશ રહો.

હરિબાબા : ભૂતકાળને ભૂલી જાઓ....ભવિષ્યની ચિંતા ના કરો. વર્તમાનની સ્થિતિમાં સંતોષ માનો. વર્તમાનની સ્થિતિ કદી દુઃખદાયક નથી હોતી. મા જેમ કહે છે-સામે જે થઇ રહ્યું છે, મા જ નાચી રહી છે.

મા : સર્વને દરેક સમયે જે કંઇ-પકડવાથી ખરાબ હોઇ શક્તું નથી, એનો ભાવ જો આવી જાય તો ખરાબ નથી આવી શક્તું.

હરિબાબા : વાસ્તવમાં આપ ભલા તો જગ ભલા. અમારા સંસ્કાર છે. ખરાબનું સ્મરણ-ખરાબ, સારું ભગવાનને ભુલાવી દેવાની છાયા છે. ભૂતકાળ છે માતાજી, મનહર એ નથી સમજતો.

મનહર : માતાજી, થોડાં કિરણ અંદર આપો. (ભીતરમાં-અંતરમાં)

મા : તમારી અંદર તો કિરણ છે, અને છોડી દો તો કિરણનું નામ કેમ લો; કિરણ છે જ તેનો પ્રકાશ કરો. કેમ કરવું તેના ધ્યાનમાં રહ્યા કરો. કિરણ જાણે છે જ એ આવે છે કારણ કે છે. ન રહે તો બીજું શું? ચાલવું એટલે પકડીને રહેવું. કિરણરૂપથી તો પકડીને રહ્યા જ છે. તમે જો કહો તો હરિને ખુદ પકડી રહ્યા છો.

મનહર : હું તો માનો બાળક છું....હું તમારા શરણમાં છું.

મા : બાળક તો નથી કહેતું-હું બાળક છું-એ શી વાત છે? હું ખોળાનું બાળક છું એ ખોળામાં રહેલું બાળક નથી કહેતું. જ્યારે તમે કહો છો બાળક છે ખૂબ બુદ્ધિમાન છે ને? સારું છે. એ વાત પણ મીઠી છે. એ વાત મારી ઉપર આવી જાય છે કારણ કહું છું ને કે હું છોટી બચ્ચી (નાની બાળકી) છું.... મા ખૂબ હસી રહી છે....બાળકપણાનો ભાવ રહે એ સારું છે.

હરિબાબા : ભૂતકાળનું સ્મરણ ના કરવું. ભૂતકાળ સત્ વસ્તુ નથી....

મા : હરિકથા....ઔર સબ વૃથા....વ્યથા. ભગવદ્ ભજન, જપ, ધ્યાન વગેરે કરવું.

નવદ્વીપમાં એક નાચતા ગૌરાંગનું મંદિર છે. તેનો પૂજારી શ્રીમાનાં દર્શન કરવા વિંધ્યાચળ ગયો હતો. રસ્તામાં તેનો સામાન ચોરાઇ ગયો. ચોરાઇ ગયેલા સામાન પાસે એક દંડો મળ્યો. તેણે માને પૂછ્યું : 'આ દંડાથી શું કરું?'

મા : આ દંડાથી તમારા અભિમાનને મારો. અકબર-બિરબલની વાર્તા.

અકબર : ખુદા ક્યાં છે?

બિરબલ : સર્વત્ર.

અકબર : ખુદા શું ખાય છે?

બિરબલ : અભિમાન.

સાડાચાર વાગ્યે પાઠ પૂરો થતાં ભક્તોની સાથે ખાનગી વાતો કરી શ્રીમા બહાર ફરવા ગયાં. ત્યાર પછી કીર્તન, લીલા વગેરે.

મનહરે માને પ્રશ્ન કર્યો : મા, બધા લોકો કહે છે ચરણનું ધ્યાન કરો! એમાં શું છે? એ સૂકું ધ્યાન છે. કોઇ સૌન્દર્ય વસ્તુનું ધ્યાન કરે તો સારું ને!

મા : ચરણનું જ ધ્યાન કરો. સૂકું નથી, એમાંથી પણ રસ મળશે.

મનહર : ચરણનું ધ્યાન ક્યાં કરવું? આંગળીઓમાં કે અંગૂઠામાં?

મા : ચરણના અંગૂઠામાં ધ્યાન કરો.

### તા. ૧ માર્ચ, મહા વદ ૬, સોમવાર, બાંધ

સવારે નવ વાગ્યે શ્રીમા સત્સંગભવનમાં આવ્યાં. પૂજ્ય હરિબાબાએ નાનકડી પુસ્તિકામાંથી સંસ્કૃત શ્લોકો સમજાવ્યા. તે પછી Heart of a Gopiનો પાઠ શરૂ થયો.

મનહર : કૃષ્ણની કથા જ મુખ્ય છે.

મા : નામનોં ગુણ છે, લેતાં લેતાં આવી જાય.

મનહર : સત્સંગ કેટલો કર્યો....શું થયું? હરિચરણ ધ્યાન કરે, કથા નહીં.

હરિબાબા : હજારો વર્ષ બેસે તોપણ કંઇ નહીં થાય. સત્સંગ થાય છે ક્યાં? જ્યારે એક વારના જ સત્સંગથી થઇ જાય!

મા : બનતાં બનતાં બની જાય.

હરિબાબા : માની એક વાત છે. જેવી રીતે કાનખજૂરાના ઘરમાં ચૂનાનું પાણી રેડે છે. પાણી પડતાં જ કાનખજૂરા આપમેળે નીકળી આવે છે. તેવી રીતે કોઇ કહે છે કે માની પાસે રહેતાં કોઈની વાસનાઓ નષ્ટ થઇ જાય છે; વળી કોઈની વાસનાઓ ખૂબ જાગ્રત થઇ જાય છે.

મા : પકડી રાખવાનો પ્રયત્ન કરે એ ધારણા. એક ધારણ કરે અને એક વશમાં રાખે.

સાંજે હરિબાબા રામાયણનો પાઠ કરે છે. સીતારામબાબા પ્રશ્ન કરે છે.

પ્રશ્ન : સાગરમાં વરસાદ વરસાવે તેથી શું! સંતો જેનામાં ગુણ હોય તેના પર કૃપા કરે છે, જેનામાં ગુણ નથી તેના પર નથી કરતા.

મા : પોતપોતાના તરફની જે વાત છે એ ઠીક છે. પોતાની જગ્યાથી સાચી વાત છે.

સીતારામબાબા: મા, શું મારો ચહેરો ઠીક નથી?

મા : પિતાજી એક વાત છે, જેવો ચહેરો બનાવો જે સુંદર લાગે છે. જેવો કરી લો ઘણો સુંદર લાગે છે. દરેક રૂપમાં સુંદરતા જોવી જોઇએ.

હરિબાબા : દુર્વાસાને ભોજનનું નિમંત્રણ આપવા કૃષ્ણ ગયા. દુર્વાસાએ કહ્યું : 'જો રુક્મણી મને રથમાં બેસાડીને ખેંચીને લઇ જાય. તો હું ભોજન કરવા આવું.' રુક્મણીએ તેમ કર્યું. છતાં દુર્વાસા રાજી ના થયા. દુર્વાસાએ શ્રીકૃષ્ણને કહ્યું: 'મારો અજીઠો ખોરાક તમારા સઘળા શરીરે લગાવો.' કૃષ્ણએ આદેશ પ્રમાણે આખા શરીરે અજીઠો પ્રસાદ ઘસ્યો, માત્ર ચરણ તળે ઘસ્યો નહીં. તેમણે વિચાર્યું કે ઋષિનો પ્રસાદ ચરણ તળે કેમ લગાડાય! દુર્વાસાએ શાપ આપ્યો : 'હે કૃષ્ણ, તેં મારી આજ્ઞા માની નહીં, તારું સમસ્ત શરીર કવચ થઇ ગયું, માત્ર પગનાં તળિયાં કાચાં રહી ગયાં!' તેથી જ વ્યાધનું બાણ શ્રીકૃષ્ણના ચરણમાં વાગવાથી તેમનું મૃત્યુ થયું.

હરિબાબાએ ભાગવત-પાઠ આરંભ કર્યો. કામ, ક્રોધ, લોભ વગેરે વૃત્તિઓ જાગ્રત થાય તો સંસાર તરફ નહીં, ભગવાન તરફ કરો.

પંડિતજી : ભગવદ્-બુદ્ધિ શું છે?

મનહર કહે છે મા, આપ સમજાવો.

મા : હાય, હાય, મને કંઇ આવડતું નથી.

હરિબાબા : જીવનો ભગવાન સાથે સંબંધ હોવો જોઇએ. કોઇ પણ રીતનો સંબંધ હોવો જોઇએ; ભગવાન મારા પુત્ર, પિતા, માતા, શત્રુ-

મા : એ તો થઇ ગયું. પ્રાકૃત ગુણ જેનામાં નથી, ભગવાન છે એ સાચી વાત છે. જે જેવા સમજે એવા ભગવાન છે. જેની પાસે જેવો પ્રકાશ. એવા જ મનથી ગ્રહણ કરવાનું હોય છે. અમારા ભગવાન આવા છે; પિતાજીએ સ્વરૂપ તો બતાવ્યું. ભગવાન સામે તો છે. પિતાજી, ભગવાનનું સ્વરૂપ બતાવો. ભગવાન ક્યાં નથી? શું નથી?

પંડિતજી : ભગવાન શું છે-કેવો છે?

મા : ભગવાન સ્વયંપ્રકાશ છે. નામ, ગુણ તો પુસ્તકમાં છે, જે ભાષાથી કહી શકાય.

હરિબાબા : કોઇ પંડિતજીનો પુત્ર વેદવેદાંત ભણીને આવ્યો; પિતાએ પૂછ્યું, ભગવાનનું સ્વરૂપ સમજાવ. એણે કહ્યું, सत्यं ज्ञानं अनंतम्. પિતાએ કહ્યું, તું કંઇ ના સમજ્યો. બીજા પુત્રને પૂછ્યું, એ મૌન થઇ ગયો; કારણ જે મુખથી કહી શકાય તે ભગવાન નથી. શાસ્ત્રોમાં કહ્યું છે, મન-વાણીથી કહી નથી શકાતું.

મા : સ્વયં સત્યસ્વરૂપ ભગવાન જ છે, એની સાથે સંબંધ કરો, એના ચરણ સાથે બંધન રાખો.

હરિબાબા : એમ વાત કે ગુરુને જ ભગવાન માની ચાલવાનું છે.

મનહર : હું જ્યારે સોલનમાં હતો, મારું ખમીસ ફાટેલું હતું તે માએ જોયું. તરત જ મને નવું ખરીદી આપ્યું. એમ મા આપોઆપ ઠીક કરી આપે છે.

હરિબાબા : બસ, બસ, તું નિશ્ચિંત થઇ જા.

શ્રીમા રાત્રે સાડા દસ વાગ્યે સૂઇ રહ્યાં છે. સામાન્ય વાતો ચાલી રહી છે. અકસ્માત્ મા દૈવી ભાષામાં બોલવા લાગ્યાં-પ્રથમ 'જ્ઞાન, જ્ઞેય' શબ્દો વારંવાર બોલ્યાં. તે પછી માએ પૂછ્યું 'જ્ઞેય એટલે શું?' શશધરદાએ જ્ઞેય શબ્દનો અર્થ સમજાવ્યો. દીદીએ પણ સમજાવ્યો. ત્યારબાદ (૧) જાળ-ચક્રાન્ત (૨) conspiracy કાવતરું (૩) very dangerous આઘાંતિક, આઘાત પહોંચાડનાર. (૪) આક્રમણ એમ ભવિષ્યવાચક શબ્દો નીકળ્યા. ત્યાર પછી શશધરદાએ માનો હરિબાબા સંબંધી પ્રશ્ન કર્યો-

માએ કહ્યું : "હરિબાબા B. A. પાસ થયા પછી દાક્તરી ભણતા હતા. તેવામાં વૈરાગ્ય થતાં સાધુ થઇ ગયા. પહેલાં શીખ હતા, પછી સંન્યાસી થઇ ગયા....ત્યાર પછી ગૌરભક્ત-ગૌરાંગ પ્રભુજીના ભક્ત થયા. તેમનામાં પરોપકાર ને સેવાનો ભાવ ખૂબ છે. ઊડિયાબાબા પણ નાનપણમાં નીકળી પડેલા. એક વાર ગાડીમાંથી-ટ્રેનમાંથી-ઉતારી દીધા હતા ત્યારથી જીવનમાં ગાડીમાં બેઠાં નથી. જ્યાં જવું હોય ત્યાં પગે ચાલીને જ જાય છે.

## તા. ૨જી માર્ચ, મહા વદ ૭, મંગળવાર, બાંધ

આજે સવારે ચાર વાગ્યે શ્રીમા ઊઠ્યાં પછી નગરકીર્તન સાથે નીકળ્યાં. સવાપાંચ વાગ્યે કીર્તન પૂરું કર્યા પછી બે માઇલ દૂર એક ગર્વાં ગામમાં લઇ જવા માટે શ્રીમા તથા તેમની સાથેની બહેનોને બળદગાડીમાં બેસાડ્યાં. પૂજ્ય હરિબાબા તથા પુરુષવર્ગ કીર્તન કરતાં પગે ચાલી

સાથે આવતા હતા. શું અપૂર્વ દૃશ્ય! હજી સૂર્ય પણ ઊગ્યો નથી ને ચન્દ્રનાં શાંત કિરણો રૂપેરી પ્રકાશ ચારે બાજુ વેરી રહ્યાં છે. સાથે સાથે કરતાલ ને બેન્ડ પણ વાગી રહ્યાં છે. ગામની ભાગોળે આવતાં ગર્વાં ગામના માણસોએ સ્વાગત કર્યું ને ભાગોળના આંગણમાં કીર્તન કરવામાં આવ્યું. ગામના મોટા રસ્તાઓ પર થઇ કીર્તન પસાર થતાં ગામના જમીનદારોએ આંગણે જાજમો બિછાવી હતી; ઠેર ઠેર ફૂલોનો વરસાદ થતો હતો, અને ચંદનમાળા શ્રીમાને તથા પૂજ્ય હરિબાબાને અપાતી હતી. ક્યાંક શ્રીમા માટે સુંદર આસન બિછાવ્યાં હતાં, પરંતુ ક્યાંય રોકાયા વગર જેમ નીકળ્યાં હતાં તેમ જ કીર્તન કરતાં સહુ બાંધ પાછાં ફર્યાં.

શ્રીમા પૂજ્ય ગાંધીજી સંબંધમાં બોલ્યાં : આ શરીર સાથે ગાંધીજીની બે વાર મુલાકાત થઇ હતી. તે વખતે એટલા પ્રેમથી આ શરીરને આલિંગન કર્યું હતું કે શરીરમાં બાધા થઇ હતી. તે મુલાકાત વખતે જ હૃદયે હૃદય સાથે વાતો કરી; બહારમાં ભલે ના થઇ હોય!

આજે હરિબાબાને ગર્વાંથી આવતાં મોડું થયું તેથી સવારનો કાર્યક્રમ રદ થયો. શ્રીમા તૈયાર થઇ બહાર નીકળતાં હતાં ત્યાં હરિબાબાના માણસે ખબર આપી. શશધરદાએ કહ્યું : મા, હરિબાબાનો પાઠ બંધ થયો, તમે કંઇક કહો. વારંવાર કહેવાથી શ્રીમાએ પ્રશ્ન કર્યો : ત્યાગે શાંતિ કે ભોગે શાંતિ?

શશધરદા : ત્યાગે શાંતિ.

મા : તમે તે કરો. ભોગે કંઇ જ શાંતિ હોય નહીં. જુઓ, હરિબાબા પોતે વૃદ્ધ માણસ તોપણ કેટલા સુંદર! રાત્રે બે વાગ્યે સ્નાન કરે! આળસનું તો નામ નહીં. ખોરાકથી જીવનની શક્તિ રહેતી નથી. હરિબાબામાં ક્યાં આળસ છે-હીનતા છે-(હીરુ તરફ દૃષ્ટિ કરીને) આવા યુવક હોય જે પાઠને સમયે ફરતા રહીને શરીરને આરામ આપે. આમતેમ નાસતાં ફરતાં ચૈતન્ય જાગ્રત થાય કઇ રીતે? આળસ ને લાલસા છોડવાનાં હોય! બ્રહ્મચાહક હોય તો સઘળું કામ હાથે કરે. શરીરને જરા આરામ આપે, આળસ ના વધારે. એ શરીર ઉપર મોહ રાખવાથી શું થાય, એક દિવસ એ શરીર ઉપર માટી છવાઇ જશે કે બળી જશે; કાળ જ્યાં રમે, ત્યારે શરીરની કેટલી દરકાર! આ શરીર જ્યારે ઢાકામાં હતું ત્યારે ફક્ત એક જ કપડું પહેરતું હતું. જ્યારે ભાવાવેશની અવસ્થામાં શરીર આળોટતું ત્યારે કપડાંનો ખ્યાલ નહીં રહેતો. તેથી તેણે વધારે કપડાં પહેરાવવા માંડ્યાં. આ જે ગાદી વગેરે આરામનાં સાધનો જુઓ છો તે હમણાં હમણાં થયાં. આ શરીરના ખ્યાલનું ઠેકાણું નહીં. એને તો કપડાંની પણ પડી નથી. કોઇ કોઇ વાર કપડા ફગાવી-ફેંકી દઇને ખુલ્લા થઇ જવાનો ખ્યાલ થઇ આવે! ખ્યાલનુંય ઠેકાણું નહીં-જોડા બાબતમાં એ પહેલાં જોડા પહેરતી જ ન હતી. એક વાર જ્યોતિષ સાથે હતો. મથુરાંથી ઉત્તરકાશી જતાં હતાં. હું જો જોડા ના પહેરું તો જ્યોતિષ પણ ના પહેરે એટલે મેં પહેર્યાં. થોડું ચાલ્યા પછી એને કહ્યું 'ફાવતા નથી, ....લાગે છે.' ભાઇજીએ કહ્યું. 'મા, તમને પહેરવાનો અભ્યાસ નથી તેથી એમ થાય છે, પહેરતાં પહેરતાં ઠીક થઇ જશે.' મેં તો ચુપચાપ ચાલવા માંડ્યું. અંદર બંને અંગૂઠાઓના નખમાંથી લોહી નીકળીને અંગૂઠા કાળા પડી ગયા છે. એક દિવસ જ્યોતિષની તેના તરફ દૃષ્ટિ પડી-તેને ખૂબ દુઃખ થયું. જ્યારે ઢાકા હતાં ત્યારે ભાઇજી કોઇ દિવસ મારી સાથે બેસતો નહીં. જ્યારે રાયપુર વિ. (દહેરાદૂન) આવ્યાં ત્યારે એક જ ઘરમાં જ્યોતિષ, ભોળાનાથ અને હું હતાં એટલે ઊભા રહેવું ચાલે નહીં તેથી બેસવું શરૂ કર્યું. કોઇ વખત બધાંની સાથે ખાવા બેઠો હોય અને હું ગઇ હોઉં તો બિચારો શું કરે? બધાંની વચમાં ઉઠાય નહીં ને બેસી રહેવું પડે.

અરુણાદિ : બ્રહ્મચારીઓ વિલાસિતા કરે તો તમે કહેતાં શા માટે નથી?

મા : એક વાત એમ છે કે કહું અને સાંભળે ત્યારે તો!....હું બ્રહ્મચારીઓને કપડાં મેલાં પહેરવા કહેતી નથી; તમને લોકોને ભિક્ષા માટે રૂપિયા શા માટે આપે છે? જેથી જમવા (ખાવા), કપડાં વગેરેની ચિંતા સિવાય ભગવદ્-ભજન કરી શકો.

લગભગ અઢી વાગ્યે પૂજ્ય હરિબાબા આવતાં રામાયણનો પાઠ શરૂ થયો.

મા : બ્રહ્મને શું બહાર કાઢી શકાય? હું તો પૂછું છું-જે કહો એ જ છે.

સીતારામબાબા : જેવી રીતે દૂધમાંથી....દહીં....માખણ....(સાર) કાઢ્યા પછી બ્રહ્મ ક્યાં રહી ગયું?

હરિબાબા : એ બધી વાણીની લીલા છે.

મા : એ તો ઠીક છે. સીતારામબાબાએ કહ્યું કે કાઢી શકાય છે; નથી કાઢી શકાતું એ પણ ઠીક છે. જે જેમ કહે તેમ છે.

હરિબાબા : જેનામાં ભક્તિ હશે, ભક્તિની છાયા નાખશે; જેનામાં જ્ઞાન હશે, જ્ઞાનની છાયા નાખી દેશે....ભગવાન ભક્તને આધીન છે. શેનાથી ભગવાન પ્રસન્ન થશે તે ખબર પડતી નથી. કોઇને લાઠી મારતાં પ્રેમ થઇ જાય છે!

મા : કલકત્તામાં પ્રાણકુમારદાએ કહ્યું-'મા, મને લાઠી મારો.' કોણ શેનાથી ખુશ થાય તે ખબર ના પડે. કોઇ વાર કેટલાં વર્ષ તપશ્ચર્યા કરવાથી પણ ના થાય. ગુરુની પાસે રહેવાથી પણ પ્રેમ નથી થતો.

હરિબાબા : સાચો પ્રેમ તો હંમેશાં વધે છે.

મનહર : પિતાજી કહે છે કે મારો પ્રેમ કાચો છે. શું થાય? શું ઉપાય?

મા : પોતાને તો કહી શકે છે ને? પોતાનું કોઇ વાર જતું રહે છે? (પોતે છે એ જતું રહે છે?) મા જ્યારે બાળકને મારે છે ત્યારે બાળક જઇને માને પકડી લે છે, એ પણ બાળકના સારા માટે. માના મારમાં પણ પ્યાર છે.

પાઠ પૂરો થયા પછી હરિબાબાના ભક્તો તેમની સાથે રમતો રમવા ગયા; મા ભોગ લઇ વિશ્રામ માટે ગયા. સાંજે સાતથી નવ સમૂહકીર્તન; લીલા.

રાત્રે સુંદરલાલ પંડિતે શ્રીમાને પ્રશ્ન કર્યો : 'મા રાસ એટલે શું?'

મા : રાસ એટલે રસ. જગતના જેટલા રસ છે તે બધાનો સમૂહ.

પંડિત : રાસ કેવો? અનુરાગ અને શૃંગાર.

મા : હા, અનુરાગ શ્રીકૃષ્ણ પ્રત્યે, શૃંગાર હોય છે ગોપી માટે; એ બેનું નામ રાસ. રાધા, રાધા-રાધા ના હોતાં પૂર્ણ થાય નહીં. રાધા માટે શ્રીકૃષ્ણમાં પ્રેમ સંચાર કર્યો. શ્રીકૃષ્ણના પ્રેમથી જગતને છોડી દે છે. રાધા-કૃષ્ણ જગત.

### તા. ૩ માર્ચ, મહા વદ ૮, બુધવાર, બાંધ

પંડિતજી : ઘર છોડવાની જરૂર નથી. ઘર છોડીને આળસુ બની જાય.

મા : ફળ પાકી જતાં આપોઆપ પડી જાય છે. ફળ પાકતાં ઝાડ પર રહી શકતું નથી.

હરિબાબા : હું જ્યારે કાશીમાં ભણતો ત્યારે ડૉ. ભગવાનદાસ તેમ જ બીજા પ્રોફેસરો પાસે ગયો હતો. તેઓએ મને કહ્યું : ગૃહસ્થ ધર્મમાં પણ સંન્યાસ છે, ઘર છોડવાની જરૂર નથી.

હરિબાબા : હું મારા મનમાં આવે એ કરી રહ્યો છું. સત્યયુગમાં સત્ત્વ ગુણ વિશેષરૂપે, કારણ તે શુદ્ધ છે. આજના યુગ કરતાં રાક્ષસો પણ હજારગણા સારા હતા. સત્યયુગમાં જ્ઞાન વિશેષ હતું. પહેલાં જ્ઞાનમાર્ગ, ધ્યાનમાર્ગ, યજ્ઞમાર્ગ હતા. કલિયુગમાં જીવની યોગ્યતા નથી રહેતી તેથી આ યુગમાં ભક્તિ જ મુખ્ય છે. ભક્તિનો માર્ગ ખુલ્લો છે. ભક્તિરસ સર્વથી શ્રેષ્ઠ છે. કળિયુગમાં ભક્તિ. આચાર્યોએ સિદ્ધ કર્યું છે કે ભક્તિ શ્રેષ્ઠ છે. ચૈતન્ય મહાપ્રભુજીના સમયમાં ખૂબ ચર્ચા ચાલી. અદ્વૈત પ્રભુએ રોઇ રોઇને મહાપ્રભુને પ્રકટ કર્યા. અદ્વૈત પ્રભુના મનમાં સંદેહ થાય છે કે જ્ઞાન શ્રેષ્ઠ કે ભક્તિ? તેમણે જ્ઞાનમાર્ગના પ્રચારનો આરંભ કર્યો. ભક્તિ સ્ત્રીઓ માટે છે. પાહિમામ્-રક્ષણ કરો, રડવું વગેરે કહેવું તે સ્ત્રીઓનું કામ છે. મહાપ્રભુએ જાણ્યું કે અદ્વૈત પ્રભુજી જ્ઞાનનો પ્રચાર કરવા ગયા છે. ચૈતન્ય મહાપ્રભુ નિતાઇને લઇને શાંતિપુર ગયા. બંને વસ્ત્રો સાથે ગંગામાં કૂદી પડ્યાં. રસ્તામાં કોઇ વામ માર્ગી સંન્યાસી મળ્યો. જળપાન માટે નિમંત્રણ આપ્યું. નિત્યાનંદ પ્રભુએ કહ્યું.....પણ મહાપ્રભુજી ત્યાંથી નાઠા ને ગંગામાં કૂદી પડ્યા. નિતાઇએ મહાપ્રભુજીનું સુંદર તેજ જોયું. તેમણે ભાવમાં કહ્યું, 'હવે હું તમારી ખબર લઇશ. ભક્તિનો મહિમા ગાઇશ.' સીધા અદ્વૈતના ઘરમાં જઇને કહ્યું : રે નાડા-જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે કે ભક્તિ?

અદ્વૈત : જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ; ભક્તિ તો દુર્બળ ચિત્ત હોય તેને માટે. અદ્વૈતને નીચે પાડીને મહાપ્રભુજી બેસી ગયા અને મુક્કા મારવા લાગ્યા. નરસિંહ રૂપ ધારણ કરીને; અદ્વૈતની સ્ત્રી દોડી આવી. 'નિમાઇ પંડિત શું કરી રહ્યા છો? તમે વૃદ્ધને કેમ મારો છો?' મહાપ્રભુજીએ કહ્યું : આમ હતું તો મને શા માટે બોલાવ્યો? મહાન પુરુષોનો ક્રોધ પણ મહત્ છે. તેના મુક્કામાં પણ પ્રેમ ભક્તિરસ ઉભય હતાં. અદ્વૈત કહી રહ્યો હતો. 'અહા, ધન્ય હો, હજી મારો, એક વાર વધુ મારો.'

હરિબાબા : જો મતિ ધીર વિરક્ત પુરુષ હોય નહીં તો નાસી જઇ શકે, જે રામચરણથી વિમુખ છે તે ત્યાગી શક્તો નથી. 'સો મુનિ જ્ઞાન નિધાન વો મૃગનયની વિધુ મુખ નિરખ વિવશ-વો હરિ જાન.' જ્ઞાની ભાવિવશ થઇ જાય છે.

મા : જ્ઞાની પણ વિવશ થઇ જાય છે.

સ્વામીજી : શાસ્ત્ર-જ્ઞાનીની વાત ખરી બાકી જ્ઞાન ને વિજ્ઞાનમાં ભેદ છે.

હરિબાબા : ખરા-સાચા જ્ઞાનની વાત થઇ રહી છે.

પંડિતજી : જેને આત્મસાક્ષાત્કાર થયો હોય!

મા : પ્રકૃત્તિને આધીન તો રહી ગયા. પ્રકૃત્તિની ઉપર તો એ વાત નથી. કહે છે ને મતિધીર-ધીર ન હોય તો જ્ઞાનના સ્તર ભેદની વાત છે....

મા : એક છે ત્યાગી શકવું અને એક છે ત્યાગ થઇ જવો, થવું અને કરવું બે વાત છે ને! કોઇ કોઇ કહે છે કે અદ્વૈત જ્ઞાન થયા પછી ભક્તિ આવે છે. કોઇ કોઇ પુસ્તકો વાંચીને જ્ઞાનપ્રધાન, ભક્તિપ્રધાન પણ થાય છે.

પંડિતજી : સેવા શું કર્યે થાય? સેવા અને સેવામાં કયા ભાવનો સંબંધ હોવો ઉચિત? મારો ખ્યાલ છે સેવકે સેવ્યની છાયા બનીને રહેવું જોઇએ.

મા : પોતાને મારી નાખવો. જે પોતાને (અહંને) મારી નાખે છે તે સેવક થઇ શકે છે. પોતાને માર્યા સિવાય (અહંત્યાગ સિવાય) સેવ્યની છાયા નથી થઇ શકાતું. શશધરદાએ જિજ્ઞાસા કરી : બાંગ્લાદેશમાં ખેઉરાની પાસે કોઇ ગામમાં, તમારા જન્મસ્થાનમાં જાઓ તો તમને આનંદ થાય ને?

મા : મને સર્વ સ્થળે આનંદ! બહારની દૃષ્ટિએ તમારી સામે બેઠી છું. અંદર જે હોય-મા અમુકની સાથે વાત કરી લે છે. વળી તે કોણ શું જે હું બેઠી તે, સારું; ના નહીં. આ શરીર સહુને સમાન રૂપે જુએ છે.

નીલુ : સ્વામી વિવેકાનંદ બોલ્યા છે કે બંગાળીને જોતાં-મળતાં આનંદ થાય.

મા : અમને સર્વ જગ્યાએ આનંદ.

મા જેમ બોલે તેમ હંમેશ હોય એમ શશધરદા બોલ્યા.

મા : આનંદ બધે જ છે. તમે એ ઘર, પેલું ઘર, કરી બેઠા!

સાંજે અમે જ્યારે નાસ્તો લેતા હતા, ત્યાં મા આવી પહોંચી. પાસે બોરનું ઝાડ જોઇ કહેવા લાગ્યાં : 'વાહ, સુંદર બોર છે! પેલી લાકડી લાવીને બોર પાડ.' શ્રીમાનો આદેશ થતાં લાકડી ઊછળવા માંડી, પહેલાં બોર નીકમાં પડતાં કામ ના લાગે તેથી ચાદર પકડી રાખી જેથી બોર તેમાં પડે. ત્યાં તો ક્યાંથી શ્રીમાના હાથમાં બોર આવી પડ્યાં! શ્રીમાએ તે ઉછાળવા માંડ્યાં. પછી શું આનંદ! શ્રીમાની બાલ્યલીલા જોઇને જ આનંદ-સાંજે સત્સંગભવનમાં જતાં શ્રીમા નાના બાળકની જેમ 'જય રાધે' કરતાં દોડે છે. અહા! મા, શું સુંદર લાગે છે!....રાત્રે શ્રીમાના ઘરમાં ભક્તો બેઠા છે. મા લીલા વખતે હસ્યાં હતાં તે કહે છે : મહારતનના મમરા કૂતરું ખાઇ ગયું! હીરુના ભજનમાં એનો રાગ ખોવાઇ ગયો. આમ વાતો કરી મા ખૂબ હસાવતાં હતાં.

### તા. ૪ માર્ચ, મહા વદ ૯, ગુરુવાર, બાંધ

શ્રીમા સવારે નવ વાગ્યે સત્સંગભવનમાં પહોંચ્યાં છે. શરૂઆતમાં હરિબાબાએ મંત્રપાઠ કર્યો. ત્યાર બાદ દુર્ગા સપ્તશતીમાંથી સ્તુતિપાઠ સંસ્કૃતમાં કર્યો. તે પછી Heart of a Gopi શરૂ કર્યું.

મા : તું મનહર છે. મન હરવાવાળો છું. તારું નામ મનહર; શું મન હરવાવાળો છું?

મનહર : મન હરવાવાળો નહીં, મન હારવાવાળો છું.

પાઠ આરંભ થાય એ પહેલાં રમણીદા હરિબાબાની પાસે જઇને બોલવા લાગ્યા : 'મહારાજ, એક નિવેદન કરવું છે. હું આનંદમયી પાસે ગયો હતો, ત્યાં જોયું કે કેટલાયે લોકો પૈસા આપીને શાક, મીઠાઇ વગેરે લાવે છે. હું ગયો-મા પાસે. મારી પાસે એક ખોટો પૈસો હતો. મેં ધાર્યું કે મા તો સ્ત્રી છે, ચાલાકી કરીને છેતરી લઇશું. ખોટો પૈસો આપી મા પાસેથી માલ લઇ આવીશું. પરંતુ માએ તો તરત પકડી પાડ્યો. 'અરે, તારો પૈસો તો ખોટો ને બનાવટી છે, નહીં ચાલે.'

રમણીદાએ કહ્યું : 'મા, અંગ્રેજ રાજ્યમાં આ પૈસો ચાલ્યો અને તમારી પાસે શા માટે નહીં ચાલે?'

મા : 'મારા હાટમાં નહીં ચાલે તેથી મહારાજ તમારી પાસે એક પૈસાની ભિક્ષા માગું છું' આ સાંભળીને મા, હરિબાબા બધાં ખૂબ હસવા લાગ્યાં!

હરિબાબાએ કહ્યું: બીજો મનોહર મળી ગયો. તમારી પાસે જે છે તે મારી પાસે પણ નથી.

મા : સમજ્યા, જેમણે મનહરને સ્વીકારી લીધા, તેમણે તમને પણ સ્વીકારી લીધા છે.

મા : એકમાં જ સર્વ-સઘળું છે. સર્વમાં એક જ....હું સાંભળી રહ્યો. કહે છે દ્વંદ્વાતીત અને રહે છે દ્વન્દ્વમાં....દ્વંદ્વ....નિંદા છે સમજ્યા-સીતારામબાબા!

હરિબાબા : નારાયણ સ્વામીએ ભક્તિનાં ખૂબ સુંદર પદ રચ્યાં છે. વાસ્તવમાં કહેવાથી કાંઇ મોટું થતું નથી, કરવાથી થાય છે. એવી ભક્તિ હોવ જોઇએ જે ત્રિલોકમાં પ્યારો થઇ જાય.

મા : પૂર્ણજ્ઞાન અને પૂર્ણભક્તિમાં નિંદા નથી આવતી.

હરિબાબા : એક તળાવમાં કંઇક લાલ દેખાય છે. એક જણને થયું....ગોથાં માર્યાં....ન મળ્યું.... છેવટે એક મહાત્માએ જોયું કે ઝાડ ઉપર એક માણેક....માંસ સમજીને પક્ષી લાવ્યું હતું....પોતાનામાં અનંત સુખ ભરેલુ છે. જીવ ઈશ્વરનો અંશ છે, ઈશ્વરનો અંશ હોવાથી જીવ પણ મેળવી શકે છે.

રામાનુજાચાર્ય અને ધનુર્દાસની ઘટના....ધનુર્દાસ પૈસાદાર માણસ હતો. તે એક સ્ત્રી પ્રત્યે આસક્ત હતો. રંગજી મંદિરમાં દર્શન કરવા ગયો ત્યારે તડકામાં તે સ્ત્રી ઉપર છત્રી ધરી. છતાં રામાનુજાચાર્યએ તેને દર્શન કરાવ્યાં કારણ ભક્ત હતો, તેમ તે બંનેનાં લગ્ન કરાવ્યાં....રામાનુજાચાર્ય જ્યારે સ્નાન કરવા જતા ત્યારે બ્રાહ્મણોના હાથ ઉપર હાથ રાખીને જતા અને સ્નાન કર્યા પછી ધનુર્દાસ ઉપર હાથ મૂકીને પાછા આવતા. સેવકોમાં સંદેહ જાગ્યો. રામાનુજાચાર્ય રાત્રે મોડા સુધી જાગીને....બ્રાહ્મણોનાં ધોતિયાં સંતાડ્યાં....ત્યારે તેઓ લડવા લાગ્યા. ધનુર્દાસની સ્ત્રીની લાખો રૂપિયાની ચોરી થઇ....સ્ત્રી સૂઇ રહી હતી. ચોરોને ચોરી કરતાં જોયા, ખૂબ ખુશ થઈ....અહા, વૈષ્ણવો મારે ત્યાં ચોરી કરવા પધાર્યા છે....ચૂપચાપ પડખું બદલ્યું. વૈષ્ણવો નાસી ગયા. ધનુર્દાસ ઘેર આવ્યા ત્યારે સાંભળ્યું. તેં પડખું શા માટે બદલ્યું? શરીર તારું થોડું છે, વૈષ્ણવો નું છે? પડખું શા માટે બદલ્યું? આત્મસમર્પણની પરાકાષ્ઠા.

હરિબાબા : સદ્યોજાત....બાળકના જેવો ભક્ત હોવો જોઈએ કે જેની સંભાળ માની ઉપર પૂરેપૂરી છે.

મા : બાળક જેવું પણ નહીં-સદ્યોજાત બાળકની જેમ.

હરિબાબા : માએ કહ્યું હતું 'અદ્વૈતમાં દ્વૈત છે વળી દ્વૈતમાં અદ્વૈત પણ છે.'

શ્રીમા તેમના ઓરડામાં બેઠાં છે, ત્યાં સુંદરલાલ પંડિત આવ્યા. તેમણે આવીને શ્રીમાને પ્રણામ કર્યા બાદ શ્રીમાના પગ પકડી લીધા માએ કહ્યું : પિતાજી, હું તમારા પગ પકડું?

પંડિતજી : જો પકડી શકો તો પકડો....આટલી વાત શરૂ થતાં તો માએ ખેલ શરૂ કર્યો. પાટ ઉપરથી નીચે બેઠાં અને પંડિતજીના પગને પકડવા માટે જુદા જુદા ઉપાયો શ્રીમાએ અજમાવવા માંડ્યા. મા ખૂબ હસે છે અને ભક્તોને હસાવે છે; અહા! શું આનંદ! શ્રીમાએ પંડિતજીના હાથ પકડી લીધા છે. એક નાનકડા બાળકની જેમ પંડિતજીને હેરાન કરે છે. છેવટે શ્રીમા ઊઠીને બહાર આવ્યાં, અને ખૂણામાં સંતાઇ ગયાં. જેવા પંડિતજી આવ્યા કે તરત જ માએ ચાલાકીથી પગ પકડી લીધો. બિચારા પંડિતજી હારી ગયા. પંડિતજી કહેવા લાગ્યા : 'મા, મને કોઇએ દગો દીધો.'

મા : મેં દગો દીધો. હું ચાલી ગઇ ને ફરી પકડ્યા.

શ્રીમા બહાર સત્સંગ મંડપમાં જવા નીકળ્યાં. પંડિતજી બિચારા પરાજિત થઇને આગળ આગળ ચુપચાપ ચાલ્યા જતા હતા. માએ તેમને ખબર ન પડે તેવી રીતે દોડવું શરૂ કર્યું. માની સાથે બીજા લોકો પણ દોડવા લાગ્યા. પરિણામે પંડિતજીને ખબર પડી ગઇ. પંડિતજી પણ ઊભી પૂંછડીએ નાઠા અને એક ઘરમાં સંતાઇ ગયા. મા થોડી છોડવાની હતી! તે ઘરમાં પેસી ગઇ અને પંડિતજીને પકડી પાડ્યા!....જ્યારે શ્રીમાએ ખેલ આરંભ કર્યો ત્યારે પંડિતજીના હાથ પકડ્યા હતા; અને વિનયથી તેમને કહેતાં હતાં : 'પિતાજી, તમારા હાથ કોમળ છે, મારા દબાવવાથી દર્દ નથી થતું ને!' આમ શ્રીમાની એક અદ્ભૂત લીલાનાં દર્શન કર્યાં!

ત્યાર પછી સત્સંગ ભવનમાં ભાઈજીના એક ગીતનો શ્રીમાએ હિંદીમાં અનુવાદ કરવા માંડ્યો. બરોબર ફાવ્યો નહીં....માએ કહ્યું : 'કાન્તિ તું કર, મને નથી આવડતું.' તે પછી મેં તથા

સ્વામીજીએ અનુવાદ કર્યો. ત્યાર પછી ભજન, કીર્તન, ભગવદ્-લીલા....

એક ભંગી રાજાના મહેલમાં ઝાડુ લગાવવા ગયો છે; ત્યાં રાણીને જોતાં તેના રૂપથી અંજાઇ ગયો. તેની સ્ત્રીને ઘેર આવી કહ્યું, 'તું રાણી સાથે બે દિવસ વાત કરાવી આપ તો બચીશ, નહીં તો મરી જઇશ.' શું પાપ! ભંગડી રાણી પાસે ગઇ. રાણીએ કહ્યું : તારા ભંગીને કહેજે કે સાધુના વેશમાં બગીચામાં આવે ને સાધુની જેમ બેસે, કોઇની ભેટ વગેરે કોઇ વસ્તુ પર દૃષ્ટિ ના કરે....ભંગી ખુશ ખુશ થયો ને સાધુના વેશે બાગમાં બેઠો. ભક્તો આવવા માંડ્યા....ફળ, રૂપિયા ભેટ આપવા માંડ્યા પણ દૃષ્ટિ કરતો નથી. છેવટ રાજા પણ આવ્યો ને જોઇને ખુશ થઇ ગયો, તેણે રાણીને દર્શન માટે મોકલી. રાણીએ જઇને કહ્યું : હે ભંગી, તારે જે વાત કરવી હોય તે કર....સાધુએ આંખ ખોલી તો ચારે તરફ ભેટ, રૂપિયા વગેરે પડ્યાં છે! રાણીને જોતાં તેની મતિ પલટી ગઇ....અરે આવા નકલી સાધુ થતાં આટલું ઘરે આવે, રાણી પણ ચાલી આવે....તો જો સાચો સાધુ બનું તો જરૂર ભગવાન મળે....બસ સંસાર છોડી ભગવદ્-ભજનમાં લાગી ગયો!

રાત્રે અગિયાર વાગ્યા સુધી શ્રીમાની પાસે....પંડિતજી પણ હતા. સામાન્ય વાતો થઇ....આજે હું માની પાસે જ સૂઇ ગયો.

આજે સવારે પાઠ વખતે શ્રીમાએ કહ્યું : ખુકી મારી પાસે ભાઇજીએ શિખવાડેલાં ભજન ગાતી હતી. તેની ઇચ્છા થઇ એ ભજનો તેણે ગાયાં. હરિબાબાની રજા મળતાં ખુકીએ કહ્યું : સિદ્ધેશ્વરીમાં જ્યારે માનું શરીર સારું ન હતું ત્યારે ભાઇજી મને આ ભજન ગવડાવવા માટે લઇ ગયા હતા....એમ કહી ખુકીદીદીએ ગાવું શરૂ કર્યું-

तोमारि चरणे आमार पराण (प्राण) पिरीति (प्रीति) निगडे बांधो है ।
आमार बलिया येखाने या आछे, तोमार करिया लओ रे ।
अतल, अगाध, अपार तोमार, सुधा-विगलित प्रेम-पारावार ।
(ताय) डुबाइया दाओ आमि ओ आराम, सुंदर चिर नवीन है ।

('કીર્તન-રસસ્વરૂપ'માં આ ગીત પૂરું જોવું.)

## તા. ૫ માર્ચ, મહા વદ ૧૦, શુક્રવાર, બાંધ

સવારે નવ વાગ્યે શ્રીમા સત્સંગ ભવનમાં આવ્યાં છે. પ્રથમ શ્રીમાની સ્તુતિ થઇ-ત્યાર પછી Heart of a Gopiનો પાઠ શરૂ થયો. શર્મિલાના આખ્યાનની થોડી વિગતમાં-શર્મિલાને તેની નણંદે જેલમાં પૂરી છે. જેલમાં તેને શ્રીકૃષ્ણની વાંસળીનું સંગીત સંભળાય છે. છેવટે તેના પતિ તેને છોડાવવા આવે છે, શર્મિલા પોતાની આંતરિક વ્યથા ગાયનમાં સંભળાવે છે; તેનો પતિ તેને જેલમાંથી છોડાવે છે. પછીથી માધવની અવસ્થા પણ બદલાઇ જાય છે, તેને શ્રીકૃષ્ણની વાંસળી સંભળાય છે. यो मां पश्यति सर्वत्रની વ્યાખ્યા ચાલે છે, જગતને રામમય દેખો. હરિબાબાને એ પાઠ કરતાં કરતાં ગીત હાથમાં લેતાં જોઇ મા પંડિતજી સામું જોઇ હસવા લાગ્યાં. પંડિતજી પણ હસ્યો....સૌ હસી પડ્યાં....શ્રીમાએ કહ્યું, 'જ્યારે પિતાજીએ ગીતા પકડી ત્યારે પંડિતજીએ બીજી બાજુ જોઇ નાખ્યું જાણે આપોઆપ ક્રિયા થઇ.'

હરિબાબા : સહુ પોતાના ઈષ્ટને મોટા ગણતા હોય છે. કૃષ્ણના ભક્ત કૃષ્ણને શ્રેષ્ઠ માને છે. રામનો ભક્ત રામને શ્રેષ્ઠ માને છે....

મા : એ જ નિયમ છે.

હરિબાબા : ખરું ભગવદ્-દર્શન એ છે જે સર્વ સમયે દર્શન રહે. બાકી જે દર્શન છે એ તો માત્ર સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી છાયાની જેમ જોવામાં આવે છે. પોતાના ઈષ્ટદેવને સર્વત્ર જોવાનો અભ્યાસ કરવો જોઇએ. મૂર્તિપૂજા-વિગ્રહ-પૂજામાં જીવંત ઈષ્ટને જોવા

જોઈએ. ચિત્તની વૃત્તિઓનો ઈષ્ટદેવતાનો આકાર કરી લેવો. ધ્યાન કરતાં કરતાં પોતાના મનના ભાવથી પોતાના ઈષ્ટદેવ જોશે. સર્વ વસ્તુમાં મનની ધારા એ કે ભગવાનને જોવા.

મા : વિશ્વરૂપ-દર્શનની વચમાં ભય છે ને! હું આ દર્શન નથી ઈચ્છતો (એમ અર્જુન કહે છે). ભય છે, શી વાત છે? એ વાત તો જરૂર આવે છે. ભગવાને દૃષ્ટિ આપી છતાં જો ભય આવી ગયો, પોતાનામાં પોતાની સાથે જો મળી જાય (એક થઈ જાય) તો ભય ના આવે. દિવ્ય દૃષ્ટિથી દર્શન કર્યું-પોતાનું દર્શન કરે હું છું.... પોતાનામાં એને ના જોવો! એ વાત છે શું? હું પણ એમનો સેવક કે દાસ છું. કોઈ પરિવર્તન થાય તો ભય નહોતો. ભય જો થયો તો દિવ્ય દૃષ્ટિ તે માયા! મેં તો પિતાજીને પૂછ્યું; પોતાનું જે એવું કોણ રહ્યું-દિવ્ય દૃષ્ટિ રહી! દિવ્ય દૃષ્ટિની વચમાં ભય થયો કેમ?

હરિબાબા : ભક્તિપ્રધાન લોક નિર્ણય કરે છે કે ભગવાનનું ઐશ્વર્યરૂપ-એમાં સમદૃષ્ટિ નથી. સમદૃષ્ટિ જો હોત તો હું ના હોત, જેમ સૂર્યનું ઐશ્વર્ય, તેજના પ્રતાપને જુએ તો કોઈ દૃષ્ટિ નથી જોઈ શક્તા. સૂર્યને અમે ઉપયોગી બનાવી, માધુર્યને ગ્રહણ કરવું એમ કરો એ ભક્તનો સિદ્ધાંત છે. ભક્તલોક ઐશ્વર્ય અંશને પસંદ નથી કરતા. હૃદયમાં મોટાઈની વાતોથી એકરૂપતા નથી થઈ શક્તી, પ્રેમ નથી થઈ શક્તો, ઐશ્વર્ય દૃષ્ટિથી ભય આવી જાય છે. જ્યારે પોતાનું જાણી મધુર ભાવ આવે છે ત્યારે ભય નથી લાગતો; પોતે જેમ દાસ તેમ તે પિતા છે, પછી ભય રહેતો, એવો ભક્તનો મત છે.

સીતારામ : નૃસિંહરૂપ જોઈને બધા ભયભીત થઈ ગયા-પ્રહ્લાદ ભયભીત ના થયા.

પંડિતજી : પ્રહ્લાદ પણ જ્ઞાની હતો.

હરિબાબા : ઐશ્વર્ય ભક્તોને વહાલું નથી લાગતું. મોટી વસ્તુ પ્રિય નથી લાગતી. પોતાનાથી મોટું માનવામાં અંતર છે, સમાન માનવામાં પ્રેમ છે...ઈશ્વર મોટા છે એમ માનવામાં પ્રેમ નથી થતો. વ્રજમાં કૃષ્ણને ભગવાન નથી કહેતા. વ્રજવાસીઓ ભગવાન શબ્દને ગાળ સમજે છે. વ્રજના કૃષ્ણનાં હજારો નામ છે; મનમોહન, રસિયા, નટવર..ઐશ્વર્યમાં પ્રેમ નથી, સ્નેહ હોય છે. એટલા માટે વિશ્વરૂપ-દર્શનમાં ભય થયો. ભક્ત મધુર અંશને જ પસંદ કરે છે.

હરિબાબા : सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथ वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥

ભક્ત એટલો સાવધાન હોય છે કે કીડીને પણ બચાવી લે છે. કોઈને શબ્દમાં પણ ખરાબ ન લાગે. મારી કોઈ ચેષ્ટા કોઈને અપ્રિય ના હોય. કોઈને શારીરિક, માનસિક, વાચિક દુઃખ પણ ના થાય! એક ભક્ત રામનું નામ ના લેતો, ગરીબની સેવા કરતો, પાણી પાતો, ભોજન કરાવતો વગેરે. ત્યાં નારદ આવ્યા નારદે લખવા માંડ્યું-ત્યારે પૂછ્યું શું કરો છો? ત્યારે નારદે કહ્યું-ભગવાને મને ભક્તોનું list બનાવવા કહ્યું છે. તેણે કહ્યું: 'હું તો ભક્ત નથી. હું તો રામજીના જીવોની સેવા કરું છું.' ....નારદ ફરીથી આવ્યા ને તેને કહ્યું : ભક્તોના listમાં ભગવાને તમારા નામ ઉપર પ્રથમ આંગળી મૂકી. કુરાને શરીફમાં પણ આવી વાતો આવે છે.... મૃત્યુનો ભય ના હોવો જોઈએ. મૃત્યુમાં પણ ભગવાનને જોવા જોઈએ-સર્વથા વર્તમાનોऽપિ-સર્વથા હરેક પ્રકારથી તેની સાથે સંબંધ બની રહે છે. તેને માટે બંધન નથી રહેતું. ગમે તો એ કર્મ ના કરે તોપણ દોષ લાગતો નથી.

સાંજે ત્રણથી પાંચ હરિબાબા રામાયણ-પાઠ કરે છે.

સીતારામબાબા : લોકોને દુઃખ કેમ પડે છે?

હરિબાબા : એ તો માત્ર લીલા છે. લીલામાં પાપપુણ્ય લાગતાં નથી.

સીતારામબાબા : શું પાપપુણ્ય નથી હોતાં?

મા : રમતી વખતે શું પાપ લાગે છે? અજ્ઞાન જ પાપ છે. જ્ઞાન એ લીલા.

સીતારામબાબા : જાણવા છતાં પણ શું હૃદય ખૂલતું નથી? બતાવો રામની ઈચ્છાથી-શાસ્ત્રો જૂઠાં નથી.

હરિબાબા : અનાદિ કાળથી જીવ ભૂલો પડ્યો છે-અજ્ઞાન અનાદિકાળનું છે. જેમ કૂતરાને ખૂબ પ્રેમ કર્યો તો કોઈએ કહ્યું : 'કૂતરો ખરાબ છે' તેથી તેને કાઢી મૂકે છે છતાં ફરી કૂતરો આવીને બેસી જાય છે, છતાં છેવટ હટાવવાથી હટી જાય છે. એવું જ અજ્ઞાન છે. હટાવવાથી અજ્ઞાન જતું રહેશે. જ્યારે અંદરથી જ્ઞાનનાં ચશ્માં, ફુવારો એની મેળે ફૂટે! ઉપર ઉપરથી ઉપદેશ ભરે છે એ રીતે ભરાતું નથી. જ્ઞાન અંદરથી આવે છે.

મા : સીતારામબાબાને એવો નશો ચડી ગયો કે હજી સુધી છે.

હરિબાબા : જ્યારે અંદરથી આપોઆપ વાત જાગે ત્યારે કદી સુકાય નહીં.

સીતારામબાબા : જાગવાનો શો ઉપાય?

હરિબાબા : ભૂખ.

સી. બાબા : ભૂખ કેવી રીતે લાગે?

હરિબાબા : સંતસેવા તું કરે છે ને? ભૂખનો ઉપાય સંસારનું તપ, જ્યારે તપી જાય છે ત્યારે સંસારમાં સુખ બુદ્ધિ નથી રહેતી. ઘણી મોટી ભારે ચોટ (ધક્કો) લાગે છે ત્યારે આંખ ખૂલી જાય છે.

સી. બાબા : અજ્ઞાન શું છે?

હરિબાબા : અજ્ઞાન કોઈ ચીજ નથી. ઈશ્વરનો ખેલ કે કૃપા છે. થોડા સમય માટે માનો કે ખેલ કરવા માટે મોકલ્યા. જ્યારે તરસ લાગશે, ત્યારે ચાલ્યા આવશો, ઈશ્વરે ભુલાવી દીધું! શિશિરકુમાર ઘોષે 'કાલાચાંદ' ગીતામાં લખ્યું છે, ચૈતન્ય મહાપ્રભુજીએ મને કૂવામાં નાખ્યો, ધક્કલી દીધો, પડી ગયો. રસ્તામાં સહુ પાણી ભરવા જાય છે. શ્રીકૃષ્ણ તરાપો-નાવ બનાવી લે છે. સખીઓ સાથે અંદર પડે છે....નારદજીને ભગવત-દર્શન થયું. ફરી દર્શન ના થયું. હવે આ જન્મમાં તને મારું દર્શન નહીં થાય. જ્યાં સુધી વાસના રહે છે ત્યાં સુધી મારું દર્શન થતું નથી. જે ઈશ્વરનો પાર્ષદ છે તેને માયા નથી લાગતી.

પ્રશ્નકર્તા : નારદ તો જીવન્મુક્ત છે. એ દૃષ્ટાન્ત ઠીક છે.

હરિબાબા : પાંચ વર્ષનું બાળક હતા ત્યારે એની માને સાપ ડસ્યો. પછી બદરિકાશ્રમમાં ધ્યાનમાં સાક્ષાત્કાર થયો ને ભગવાનનાં દર્શન થયાં! વળી આગલા જન્મમાં ભગવાનના પાર્ષદ છે.

પ્રશ્નકર્તા : અમારા જેવા અજ્ઞાની સંસાર ભોગવી રહ્યા છીએ એવી અવસ્થા એની ન હતી.

હરિબાબા : જીવન્મુક્તની અવસ્થા તો ઊતરતી અવસ્થા છે. નારદજીને બીજા જન્મમાં તો પૂર્ણપ્રાપ્તિ છે.

પ્રશ્નકર્તા : એનો તો જન્મ નથી.

હરિબાબા : દર્શન થયું તયાં સુધી પાર્ષદ સ્વરૂપ નહોતું મળ્યું. પાર્ષદને મોહ થાય છે એ ભગવદ્-લીલા છે. પાર્ષદ સ્વરૂપ નિત્યસ્વરૂપ છે.

મા : કોઈ કોઈ સ્થાનની વાત છે, અથવા મોહ કહેવામાં આવે, ભગવાન માટે મોહ નથી કહવાતો.

હરિબાબા : દર્શન બે પ્રકારનાં છે : (૧) વાંછા, (૨) પ્રાપ્તિ.

સી. બાબા : સ્થાન વગેરે બનાવવું એ તો ભગવાન માટે છે.

મા : બનાવવાનું તો છે.

હરિબાબા : સાત્ત્વિક શ્રદ્ધા હોવી જોઈએ. ગુરુ જેમ કહે એમ કરવું એ ઘ્યેય છે. ભક્તિમાર્ગમાં પણ શ્રદ્ધા સૌથી પહેલી છે. જ્ઞાનમાં પણ શ્રદ્ધાની જરૂર છે. શ્રદ્ધા કે વિશ્વાસ વગર કોઈ માર્ગ ચાલતો નથી. વળી જે ગાય તેને ઘાસચારો ખવડાવો, માને શ્રદ્ધારૂપી ઘાસ આપો. જપ, તપ, યમ, નિયમ, વ્રત-શુભ ધર્મને આચરણ છે. જે વેદોએ પ્રતિપાદન કર્યું છે તે બધું, બાકી તૃણ છે. જ્યારે ગાય ચરીને ઘાસ ખાય ત્યારે વાછરડું જોઈએ. આસ્તિક ભાવ એ વાછરડું છે. દૂધ આપતાં કોઈ કોઈ ગાય લાત મારે છે તેથી કોઈ ગાયના પગ બાંધે છે. શેનાથી બાંધવા? નિવૃત્તિથી બાંધો....વિશ્વાસરૂપી પાત્ર, દોહવાવાળો આહીર....નિર્મળ મન જો પોતાના વશમાં છે. દૂધ છે-શું? ધર્મ, અર્થ, કામ, મોક્ષ પરમ ધર્મ છે. જેનાથી ઈશ્વરપ્રાપ્તિ થાય છે. અગ્નિ પર દૂધની ધારા કરો. અગ્નિ-નિરાકાર. (નિરાકાર મન ઉપર દૂધની ધારા કરો) હવે દૂધને જમાવવું જોઈએ. દૂધને ઠંડુ કરવું એટલે સંતોષ ને ક્ષમા દૂધને ઠંડું કરે છે. દૂધનું મેળવણ તે ધૃતિશાંતિ લઈને દૂધને જમાવી દો. મુદિતારૂપી કટોરીમાં મથો. મુદિતારૂપી એટલે પ્રશન્નતાથી વિચાર, વિવેકનો આશરો લો. તત્ વિચારરૂપી મંથનથી; આધાર જે રસી તે સત્ અને સુંદર વાણી, પછી મથવાવાળો એક રહ્યો. મથ્યા પછી માખણ જે નિર્મળ, સુંદર, પવિત્ર વૈરાગ્યરૂપી માખણ નીકળ્યું. ઘી કરવા માટે અગ્નિનો યોગ-નિરંતર પોતાની ચિત્તવૃત્તિમાં જોડો. શુભ-અશુભ કર્મરૂપી લાકડીથી સઘળાં કર્મ યોગરૂપી અગ્નિમાં જોડી દો. મમતારૂપી માખણનો મળ જ્યારે બળી જશે ત્યારે ઘી જે જ્ઞાનરૂપી ઘી નીકળી આવશે....નિશ્ચયાત્મિકા બુદ્ધિથી ઘીને ઠંડું કરો....

જેવી રીતે કૃષ્ણની રાસલીલા, રામજીની પણ લીલા છે.

મા : રામ તો આત્મારામ છે.... સાંજે સાતથી આઠ સમૂહ કીર્તનમાં. ત્યારબાદ શ્રીમા વિશ્રામ કરીને સત્સંગ ભવનમાં ગયાં. ત્યાં કીર્તન-લીલા થઈ. લીલાનો સાર એ હતો કે કોઈએ મૂર્ખ શિષ્ય કરવા નહીં. મૂર્ખ શિષ્ય ગુરુના પ્રાણને પણ હાનિમાં નાખે છે.

પંડિતજીએ વાતવાતમાં કહ્યું : માતાજીને તો લાખો લાખો પિતાજી (કારણ શ્રીમા સહુને 'પિતાજી' કહીને સંબોધે) છે.

મા : ના, લાખો લાખો નહીં-અગણિત innumerable અનંત પિતાજી છે. રાત્રે અગિયાર વાગ્યા સુધી શ્રીમાના ઘરમાં બેઠો. હાસ્યની વાતો ખૂબ થઈ. માની

સામે પત્રો વંચાયા-કોઇ કોઇ પત્રોના શ્રીમાએ આપેલા એક-બે ઉત્તરની નોંધ કરી છે : (૧) 'ભગવદ્-દર્શનના લાભની ઇચ્છા જ પ્રાપ્તિનો રસ્તો'-(૨) 'તમે અમૃતના સંતાન-મૃત્યુંજય થવા પ્રયત્ન કરો. જેનાથી બંધન રહે નહીં એ ચેષ્ટા જ કરવી ઉચિત.'

### તા. ૬ માર્ચ, મહા વદ ૧૧, શનિવાર, બાંધ

સવારે સાડાચાર વાગ્યે ઊઠીને કીર્તન. શ્રીમા પાંચથી છ સમૂહકીર્તનમાં જોડાયાં. ત્યાંથી સીધાં કીર્તનપાર્ટીની સાથે પાસેના મોલનપુર ગામડામાં કીર્તન કરતાં કરતાં ચાલવા લાગ્યાં. આગળ બેન્ડ પાર્ટી, ત્યારબાદ ધજાવાળા તેની પછી હરિબાબા ઊલટા પગે કીર્તન કરતા કરતા બોલે છે :

'હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે
હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે'

બધા ઉઘાડા પગે નીકળ્યા છે. મા પણ ઉઘાડા પગે હરિબાબાની સામે સામે ચાલે છે. કીર્તન ખૂબ સરસ જામ્યું છે. મોલનપુર ગામમાં જ્યાં કીર્તન માટે જગ્યા સાફ કરી છે ત્યાં કીર્તન કરતાં કરતાં બધાં મેદાનમાં પહોંચ્યાં. ભગવાનનો ફોટો ત્યાં મૂક્યો હતો, તેને સુંદર શણગારવામાં આવ્યો હતો, ત્યાં બધાં બેઠાં. કીર્તન સુંદર થયું. પ્રસાદ વહેંચાયા પછી બધાં કીર્તન કરતાં પાછાં ફર્યાં. બપોરે અઢીથી પાંચ પાઠ થયો. શ્રીમા વિશ્રામમાં ગયાં....રામાયણ-પાઠ-જે દીપક પાસે જતાં જ પતંગિયું બળી જાય છે....सोऽहमस्मि (सोऽहम) જે અખંડ વૃત્તિ એ દીપ-(દીવાની)ની શાખા છે. આત્મસુખનો અનુભવ થવા માંડે ત્યારે પ્રકાશ થાય છે-હું છું, તું છે-એ નાશ થઇ જાય છે, માત્ર આત્મા રહે છે.

હરિબાબાનો રામાયણ-પાઠ પૂરો થતાં તેમણે ઊડિયાબાબાની વાત ઉપાડી; મોં ઉપર ઉદાસીન ભાવ દેખાય છે કારણ ઊડિયાબાબાએ અહીં (બાંધ) આવવા વચન આપ્યું હતું; પરંતુ હજી સુધી તેઓ આવ્યા નહીં. વાતચીત કરતાં નક્કી થયું કે શ્રીમા તથા હરિબાબા વૃન્દાવન જઇને ઊડિયાબાબાને લઇ આવે. મા, દીદી, શશધરદા (શશધર ચક્રવર્તી), હરિબાબા તથા ઘનશ્યામ (હરિબાબાનો સંવક) પાંચ વાગ્યે વૃન્દાવન જવા ઊપડ્યા. ('श्री श्रीमा आनन्दमयी': ગુરુપ્રિયાદેવી, ભાગ ૧૨, પૃ. ૨૧૪-૨૧૫.) શ્રીમાએ નીકળતી વખતે કહ્યું : 'તમે બધા સાચવીને રહેજો. છોકરીઓની ખબર રાખજો.' જુવાન છોકરાઓ માના ગાડાની પાછળ દોઢ માઈલ સુધી દોડ્યા. તા. ૭મી માર્ચે મા, હરિબાબા વગેરે ઊડિયાબાબાને લાવવા વૃન્દાવન ગયાં છે.

### તા. ૮ માર્ચ, મહા વદ ૧૩, સોમવાર, બાંધ

શ્રીમા તથા હરિબાબા ઊડિયાબાબાને લઇને વૃન્દાવનથી પાછાં ફર્યાં છે. બધા ભક્તો તેથી આનંદમાં આવી ગયા છે! પ્રત્યેકના મુખ ઉપર પ્રસન્નતા દેખાય છે. શ્રીમા મોટરમાંથી ઊતરતાં જ ઊડિયાબાબાને લઇને કેમ્પમાં પહોંચાડવા ગયાં. શ્રીમા પાછાં આવીને પાટ ઉપર બેઠાં. માની આસપાસ બેઠેલા ભક્તોના ચહેરા થોડા આતુર છે. મેં માને પ્રશ્ન કર્યો : 'મા, તમારા જવાથી ઊડિયાબાબા અહીં આવવા રાજી થઇ ગયા ને!' પહેલાં તો મા બોલી : એ બધું કહેવાની જરૂર નથી-પરંતુ પછી આપમેળે જ કહેવાનું શરૂ કર્યું : અહીંથી રાત્રે સાડાઆઠ વાગ્યે બબરાલા પહોંચ્યાં, સવારે મોટરમાં નવથી દસ વાગતાં વૃન્દાવન પહોંચ્યાં. ત્યાં જતાં જ ઊડિયાબાબા આવ્યા. મારો હાથ પકડીને અંદર લઇ ગયા. પહેલાં ઉપરના એક ઘરમાં private વાત કરવા મળ્યા. આ શરીર, દીદી, હરિબાબા તથા ઊડિયાબાબા-પહેલાં થોડી વાર કોઇ કંઇ બોલ્યું નહીં-

ત્યાર પછી લઇ જવાની વાત શરૂ થઇ. હરિબાબાએ વાત શરૂ કરી. મેં કહ્યું, પિતાજીએ બાંધ જવાનો સંકલ્પ કર્યો....પિતાજીની જે ઇચ્છા. ઊડિયાબાબાએ પહેલાં તો ના કહી. 'આ શરીર સારું નથી, ૫૦ વર્ષથી કોઇ વાહનમાં બેઠો નથી.' હરિબાબા કહ્યું: 'મને બાંધના ઉત્સવની પડી નથી, તમે ના જાઓ તો હું ચાલી પડીશ. ફરીથી આ જન્મમાં કોઇ દિવસ બાંધનું નામ લઇશ નહીં.' આ સાંભળી મેં કહ્યું: પિતાજી, જો ચાલ્યા જાય તો હું વચમાં રહી ગઇ-હું પણ....આ વાત થઇ ને તરત ઊડિયાબાબા ખુશીમાં આવી ગયા અને એમણે હા પાડી. હમણાં તો ચાલો, કોઇને કહેતા નહીં. પહેલાં તો બાંધ જવામાં મોટર (વાહન) માં બેસવું પડે વગેરે આપત્તિ પ્રકટ કરી પછી બોલ્યા: 'બાબાજી અને મા મને લેવા આવ્યાં છે તો તેઓ કહેશે એમ કરીશ. માની ગોદમાં બેસીને જઇશ.' શ્રીમાએ કહ્યું: 'હું તો બાબાના ચરણમાં બેસીને જઇશ.' પોતે જવા માટે નિશ્ચય કર્યો છે તે પ્રકટ કરવાની આવશ્યક્તા નથી એમ બાબાએ કહ્યું. તે પછી એક દંડી સંન્યાસી (ઊડિયાબાબાનો સેવક) ભક્ત મારી પાસે આવી કહેવા લાગ્યો: 'માતાજી, આપની પાસે એક પ્રાર્થના છે, બાબાનું જવાનું શું નક્કી થયું?' મેં કહ્યું: 'પિતાજીને પૂછી લો.' તેણે કહ્યું: 'માતાજી બાબાને ના લઇ જશો, તેઓ અશક્ત છે. એ સ્થિતિમાં ના લઇ જશો.' મેં કહ્યું: 'જો હોયે જાય'- જે થાય તે-મારે પણ જે થાય તે.

ભક્તોની ધમાલ વધી પડી, તેઓ જાતજાતની વાતો કરવા લાગ્યા. કોઇ કહે, ઊડિયાબાબાની તબિયત સારી નથી એટલે લઇ જશો તો રસ્તામાં heart-fail થશે. કોઇએ કહ્યું: બાબાને લઇ જશો તો છેલ્લાં પચાસ વર્ષથી મોટરમાં બેઠા નથી, સંકલ્પભંગથી આઘાત લાગશે. સાંજે ફરીથી મીટિંગ થઇ. ભક્તોએ ગરમાગરમ વાતો કરી; તેથી ઊડિયાબાબાએ કહ્યું: 'નકામી વાતો શું કામ કરો છો?-જાઓ' - કહી મીટિંગ વિખેરી નાખી.

હરિબાબા તો ખૂબ ચિંતામાં પડી ગયા, કારણ કંઇ નક્કી ફેંસલો નહોતો થયો. મેં બાબાને કહેવડાવ્યું કે તમે નિશ્ચિતતાપૂર્વક સૂઇ જાઓ. મને એમ ખ્યાલ આવતો હતો કે વાત પાછળ પ્રશ્નનો નિકાલ આવી ગયો છે.

ત્યારબાદ શ્રીમાએ રૂમમાં મજા કરી. માના હાથમાં કરતાલ હતી તે ગોળ ગોળ ફેરવતી અને પૂછતી-પકડો-બાબા જશે કે નહીં? દીદી, શશધરે ત્રણ વખત પકડ્યું. ત્રણે વખત ના આવી; છેવટે મારો વારો આવ્યો ત્યાં હા આવી ગઇ. બધાં ખુશ ખુશ થઇ ગયાં. મા કહે: એમ કરતાં મેં તો કરતાલ વગાડવા માંડી અને કહ્યું: કરતાલ વગાડતાં ખ્યાલ હતો કે એ શબ્દ (અવાજ) પિતાજીને-ઊડિયાબાબાને-કાને પહોંચી રહ્યો છે; જો બાબા કાલે નહીં જાય અને કદાચ આ શરીરને ખ્યાલ આવે તો આમ કરતાલ વગાડતી વગાડતી બાબા પાસે જઇશ અને કહીશ:'બાબા, શું શરીર હંમેશ માટે ટકવાનું છે? શરીર જાય તો ભલે જાય, સંકલ્પકથા રાખવી જોઇએ. ચાલો, મોટરમાં, ઊઠો.' -સવારે ક. ૩-૨૦ મિ. ઊડિયાબાબા ચુપચાપ રાધેશ્યામની મોટરમાં નીકળી પડ્યા; લગભગ ક. ૩-૪૫ મિ. અમને ખબર પડી. અમે તરત તૈયાર થઇ ગયાં. ત્યાં ઘનશ્યામે કહ્યું: 'હરિબાબા, શૌચ વગેરે ગયા છે, પાંચ વાગ્યે મોટરમાં ઊપડશે' ....પછી રસ્તામાં હરિબાબાએ કહ્યું: 'મને ઘનશ્યામે વાત જ નહીં કરેલી કે માએ ૩-૫૦ વાગ્યે જવાનું કહ્યું છે, નહીં તો તે વખતે જ નીકળી પડત.' ઊડિયાબાબા પાસેના શહેરમાં આગળથી આવીને ગંગાકિનારે બેઠા હતા. ત્યાંથી અમે સાથે ચાલ્યાં. આમ હસતાં હસતાં શ્રીમાએ વૃન્દાવનલીલા કહી બતાવી....બપોરે ત્રણથી પાંચ શ્રીમા અખંડ રામાયણ-પાઠમાં બેઠાં. પાંચથી સાડાછ ફરતાં ફરતાં પંડિતજીની કુટિરમાં ગયાં. ત્યાંથી પોતાની રૂમમાં ગયાં. તે પછી શ્રીમા સાથે કેટલાક વાર્તાલાપ થયા. શ્રીમા સાતથી આઠ સમૂહકીર્તનમાં અને આઠથી નવ અખંડ રામાયણ-પાઠમાં ગયાં. રાત્રે ડો. પન્નાલાલ સાથે પરચૂરણ વાતો થઇ.

## તા. ૯ માર્ચ, મહા વદ ૧૪, મંગળવાર, બાંધ

શ્રીમા સવારે અખંડ રામાયણ-પાઠમાં તથા કીર્તનમાં ગઇ. બપોરે અઢી વાગ્યે શ્રી હરિબાબા રામાયણનો પાઠ કરે છે. જ્ઞાનવાનની અવસ્થાનું વર્ણન કરે છે. અનાત્મ વસ્તુનો નિષેધ કરતાં કરતાં શેષ જે બાકી રહ્યું તે આત્મવસ્તુ છે. વાસ્તવિક વસ્તુનું પ્રતિપાદન ભાષામાં નથી થઇ શક્તું. જ્ઞાનપ્રાપ્તિમાં જે સાધનની જરૂર પડે છે તે ભક્તિમાર્ગમાં જરૂર પડતી નથી; ભક્તિમાર્ગમાં શરણાગત ભાવથી બધું કામ થઇ જાય છે. જ્યારે જીવના હૃદયમાં થાય છે કે હું ભગવાનના શરણમાં છું.... નારદને પૂછ્યું : 'ભગવાન શું કહી રહ્યા છે?' નારદે કહ્યું : 'સોયના નાકામાંથી હાથીને પસાર કરાવે છે.' ભગવાન અસંભવને સંભવિત કરી શકે છે. ભગવાન ઉપર વિશ્વાસ હોવો એ જ ભક્તિ છે. ભગવાનની ભક્તિ કરતાં કરતાં ભગવાનના ગુણો ભક્તમાં આવે છે. અવિદ્યા જેવી રીતે ભગવાનને સ્પર્શ કરતી નથી તેવી રીતે સાચા ભક્તને અવિદ્યા સ્પર્શ કરી શકતી નથી. ભગવાનની કૃપાથી સર્વ કંઇ થઇ શકે છે-ચૈતન્યચરિતામૃત. ભગવાન પોતે જ ભક્તનું રૂપ ધારણ કરે છે. ભગવાનને ભક્તનું સુખ જોઇ આશ્ચર્ય થાય છે. ભગવાન ભક્ત થવાની ઇચ્છા કરે છે. શ્રીકૃષ્ણ વિચારે છે કે રાધાજીનું સુખ ઊંચા પ્રકારનું છે. પોતાના જ ભાવનું આસ્વાદન કરવા શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુજીના રૂપમાં પ્રગટ થાય છે. શુદ્ધ ભક્તિ જેમાં કેવળ ભક્તિ માટે જ ભક્તિ છે. ધર્મ, અર્થ, કામ ને મોક્ષની ઇચ્છા સરખી પણ નથી હોતી. કોઇ જાતની કામના નથી હોતી. અહૈતુક નિષ્કામ ભક્ત કહ્યો છે.

શ્રીમાની કરતાલની ઘટના મનોહરને કહી. મનોહરે કહ્યું, રાત્રે સાડાદસ વાગ્યે બાબાએ કહ્યું હતું : 'તમે લોકો શું કરી રહ્યા છો; મા, હરિબાબા મને લેવા આવ્યા છે; આ શરીર તો ચિરકાળ રહેવાનું નથી જ. હરિબાબા અને મા કોને લેવા ગયાં છે?'....વગેરે....માએ કરતાલ વગાડતી વખતે રાત્રે સાડાદસ વાગ્યે કહ્યું હતું : 'બાબા ચાલો, શરીર તો કોઇ ને કોઇ સમયે જવાનું છે....શરીર રહેશે નહીં, વાત રહી જશે.'

મા : મેં કરતાલ વગાડતાં વાયુમંડળમાં ફેલાવી દીધું....મેં મંત્ર કે કંઇ નથી લગાડ્યું; અમને મંત્ર આવડતા નથી....વગેરે.

મનોહર : જન્મભરનો નિયમ બાબાએ છોડી દીધો.

મા : તમારા લોકોનો આટલા દિવસોનો સંબંધ છે. બાબા સાથેનો મારો સંબંધ તો કોઇ દિવસ તૂટ્યો નથી-નિત્યસંબંધ છે, કોઇ દિવસ નહોતો, નહીં રહે એવું નથી. એમ કહી મા હસવા લાગી; બાળકીની વાત શું નહીં માને?

મનોહર : જન્મભરનો નિયમ છોડી દીધો.

મા : બાબા ઘણા પ્રેમી છે. સંકલ્પ તોડવાની તો વાત જ નથી.

મનોહર : મા, એવું બજાવો કે સર્વના હૃદયમાંથી એવો ઝંકાર નીકળે કે સર્વમાં મા જ મા જોવામાં આવે....

માનો ખેલ-ભક્તો શ્રીમાને પોતાના માથા આગળ કરતાલ વગાડવા પ્રાર્થના કરે છે. માએ પણ ખેલ શરૂ કર્યો છે. દરેકના માથા આગળ કરતાલ વગાડે છે. ભક્તોનો ભાવ છે કે આ કરતાલ-ધ્વનિથી અમારી અંદરની મલિનતા સાફ થઇ અંદર ભગવત્ સૂર જ વાગે. ખુકુની દીદીના નાક આગળ માએ કરતાલ વગાડી. દીદીએ કહ્યું : 'મારા નાક આગળ શા માટે?' મા કહે : 'નાક દ્વારા પહોંચી જશે.' સહુ કરતાલ-ધ્વનિની પડાપડી કરે છે! વાહ વાહ સુંદર અવાજ! મા ખૂબ હસે છે અને દિવ્ય લીલા કરે છે!

આજે મહાશિવરાત્રિ છે. સત્સંગ ભવનમાં ઊડિયાબાબા માટે સુંદર આસન સજાવ્યું

છે. સુવર્ણમંડિત બિછાનું, તકિયો....ચાંદીનાં વાસણે, અગરબત્તી, પાનદાન વગેરે. માતાજી માટે પણ મખમલનું આસન, તકિયો વગેરે રાખ્યાં છે. વાતાવરણ ખુશનુમા આનંદિત ભાવસભર લાગે છે. માતાજી, ઊડિયાબાબા, હરિબાબા આવતાં તેમના સ્વાગતમાં બેન્ડ વાગે છે. ઊડિયાબાબા આવતાં બંદૂકનું માન, સ્વાગત કરવામાં આવ્યું-ત્રણે જણાં આવતાં સમસ્ત સભા ઊભી થાય છે....શ્રી બહાદુરસિંહે પ્રથમ ઊડિયાબાબાની શિવ તરીકે પૂજા કરી. ઊડિયાબાબા શિવની જેમ નિર્વિકાર જેવા લાગે છ! દશ્ય સુંદર છે. પ્રથમ હરિદ્વારથી લાવેલું ગંગાજળ તેમના શિર ઉપર રેડ્યું. તેઓ ચુપચાપ મુખ પહોળું કરી તે અંદર ઉતારી લે છે. ત્યારબાદ વસ્ત્ર ધરાવ્યું-ચંદનમાળા વગેરે અર્પણ કર્યાં. એ રીતે શ્રીમા તથા હરિબાબાનું પૂજન થયું. તે પછી સામુદાયિક આરતી તથા હરિબાબાનું કીર્તન થયું. આરતી થયા પછી શિવરાત્રિ નામ ઉપર આલોચના ચાલી. હરિબાબાએ કહ્યું : શાસ્ત્રમાં આજની શિવરાત્રિને કાળરાત્રિ કહી છે. આ રાત્રિએ શિવજી બ્રહ્માજીથી પ્રગટ થયા હતા. આ બાબતમાં કોઇએ કવિતામાં રસભરી કથા સંભળાવી. પૂજા પૂરી થઇ. અગિયાર વાગ્યે શ્રીમાએ કરતાલની વાત સંક્ષેપમાં કહી. તે પછી પોતાની રૂમમાં ગયાં. અહીં માના આદેશથી માના ભક્તો માટે શિવની પૂજાની વ્યવસ્થા કરવામાં આવી હતી. ઘણા ભક્તોએ ઉપવાસ કર્યો હતો. બધાંને દીદીએ પૂજા કરાવી; સમય તથા સ્થાનના અભાવે સંક્ષેપમાં પૂજા કરાવી. તે પછી શ્રીમાની શિવરૂપે આરતી તથા પ્રમાણ. વિભુદાએ શિવજીનું સુંદર ભજન ગાયું. ખૂબ આનંદ આવ્યો!

### તા. ૧૦ માર્ચ, મહા વદ અમાસ, બુધવાર, બાંધ

આજથી પાઠનો સમય સવારના સાડાઆઠથી અગિયારનો થયો છે. શ્રીમા સમયસર પહોંચી ગઇ છે. હરિબાબા પાંચ મિનિટમાં આવ્યા. પ્રથમ ગીતાપાઠ થયો. ત્યાર પછી Heart of a Gopiનો પાઠ શરૂ થયો, તે પછી રામાયણનો પાઠ થયા પછી Heart of a Gopiના પાઠની ચર્ચા ચાલી. જ્ઞાની માણસ સ્ત્રીને જોઇ વિવશ થાય ખરો કે નહીં?

અખંડાનંદ : જ્ઞાની વ્યક્તિ નથી જોતો, જો જ્ઞાનીને વ્યક્તિ માને!

ઊડિયાબાબા : સનક, સનંદનને ક્રોધ કેમ થયો?

અખંડાનંદ : દંડ જે હાથમાં રાખે છે એનો દંડ. જ્ઞાન એ અંતઃકરણની વૃત્તિ છે. વૃત્તિઓ અનેક છે. વૃત્તિનું અભિમાન છે. તત્ત્વજ્ઞાન થતાં એ અભિમાન ચાલ્યું જાય!

મા : જો જોવાવાળો, જેને દૃષ્ટિ છે; જે જ્ઞાનસ્વરૂપ છે એની વાત તો થતી જ નથી.

ઊડિયાબાબા : ઘણા જ્ઞાની હોય છે; વસિષ્ઠ જ્ઞાનના આચાર્ય છે. એ જ્ઞાની રહ્યા છે તે કારણે એ વંશમાં રઘુવંશનો જન્મ થયો છે.

અખંડાનંદ : પૂર્ણમાં વિકાર નથી હોતો.

હરિબાબા : જ્ઞાની જે વિવશ થઇ જાય છે. ઈશ્વરમાં કામ, ક્રોધ બધું જુએ છે. બધું થવા છતાં પણ એને એમ નથી થતું કે એ વિવશ થઇ ગયો છે.

અખંડાનંદ : ભગવાન પૂર્ણ છે. એને ભક્તિરૂપથી માને તો રડવાથી, વિલાપ કરવાથી મળે.

ઊડિયાબાબા : હરિબાબા તો જ્ઞાની છે-હવે જ્ઞાની છે એ ભજન કરે છે. જ્ઞાનવાનની દૃષ્ટિમાં તો કોઇ અજ્ઞાન છે જ નહીં.

મા : જ્ઞાનીને દૃષ્ટિ કેવી? એ જ તો છે. બીજો રહે તો દૃષ્ટિ રહે, જેને દૃષ્ટિ રહે એ કહે-

અખંડાનંદ : દૃષ્ટિહીન એમ કહે છે.

પંડિતજી : જ્યાં આ અર્થ છે કે એ વિવશ હોય!

મા : જ્ઞાનના શું ભાગ-અગલ અગલ કરો છો. જેમાં બિલકુલ જ્ઞાની જ્ઞાની છે. એક છે એનું જ્ઞાન. કર્મજ્ઞાન અને પૂર્ણ મુક્તિમાં ભેદ.

અખંડાનંદ : આપ સ્વયં પ્રશ્ન છો, આપ સ્વયં ઉત્તર છો.

મા : પોતે જ મા થઇ બેઠા ને? નહીં તો ઉત્તર કેમ આપો?

**શ્રીમદ્‌ભાગવત : અખંડાનંદ : (રાસપંચાધ્યાયી)**

ભગવાન સમગ્ર શ્રી, સમગ્ર વૈભવ વગેરે જેમાં પૂર્ણ રહ્યા છે એટલે કે પૂર્ણ પરમાત્મા-ભગવાનમાં સર્વ કંઇ સંભવ છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે કહ્યું : 'ભગવાન વિરુદ્ધ ધર્મી આપ'-ભગવાનમાં જેવું ઐશ્વર્ય એવું અનૈશ્વર્ય છે. જેણે ગોવર્ધન ઉઠાવ્યો-બંને હાથથી પછી ઉઠાવી ના શક્યા. બંને કૃષ્ણમાં છે. સમગ્રયશ-અનૈશ્વર્ય-દ્વારકામાં સ્યમંતક મણિ ચોરવામાં બલરામનો પણ વિશ્વાસ નથી. સમગ્ર ધર્મ શ્રીકૃષ્ણમાં છે સવારે ધ્યાન ધરે છે ને કુબ્જાને ઘેર પણ જાય છે-

भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः
वीक्ष्य हन्तुं मनरचे योगमायामुपाश्रितः

('રાસપંચાધ્યાયી,' પહેલો શ્લોક.)

રાધાવલ્લભ સંપ્રદાયમાં-ભગવાન નિઃશેષ રાધાવત્-ભગવાન પૂર્ણ હોવા છતાં પણ, રાધાવત્ હોવા છતાં પણ, રમણ કરવાની ઈચ્છા કરી-કારણ શું? એક વાત છે-ભગવાન વિરક્ત મનશ્ચક્રે સદયં-ભગવાને દયા કરી, જ્યારે જોયું કે ગોપીઓ વિકલ છે ત્યારે તેમની સાથે ક્રીડા કરવા લાગ્યા.

બીજો હેતુ શ્રીધર સ્વામી કહે છે-કામદેવતાને ઘમંડ થયો કે ઈન્દ્ર, બ્રહ્મા સહુને જીતી લીધા. કામથી કોઈ બાકી રહ્યું નહીં. બહુ જ વિજય થતાં કામના પિતા બન્યા. શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન તે કામાવતાર. શ્રીકૃષ્ણને શિર ઝુકાવવું પડે છે. કામ જેવા કામને પણ શ્રીકૃષ્ણની માયાથી એનો આત્મા મોહિત થતો નથી. શ્રીકૃષ્ણની ક્રીડાનું જે વર્ણન સાંભળે છે એ કામના બંધનમાં નથી પડતો. સંસારમાં એટલા કામ છે કે સંસારી જીવ કામને અધીન થઇ વ્યાકુળ રહે છે. કૃષ્ણે કહ્યું: તમને એવો કામ દેખાડીશ જેણે જીવ પર દયા કરીને આ લીલા બતાવી-

પાઠ પૂરો થતાં શ્રીમા પોતાના રૂમમાં ગયાં. અખંડાનંદજી અને પંડિતજી મા પાસે આવતાં સામાન્ય વાતો થઇ. રાત્રે સાતથી આઠ કીર્તન અને તે પછી ભજન તથા લીલા. આજની લીલામાં એ બતાવ્યું કે ભગવાન પાસે ચાલાકી ચાલતી નથી. ત્યાર પછી શ્રીમા રૂમમાં ગયાં. ત્યાં મહારતનજી સાથે લીલા થઇ. મા, મહારતનજીને ધમકાવતાં હતાં ને સહુને હસાવતાં હતાં, કારણ મહારતનજી દરેક વખતે મા સાથે રહેવા માગે છે; સર્વ સમયે મા પાસે બેસવા, સૂવા માગે છે પણ મા કરવા દેતાં નથી તેથી તેને ખૂબ દુઃખ થયું.

મા : મમી કેવી ચાલાક છે, છોકરીની પ્રશંસા કરીને આગળ જગ્યા લઇ લે છે.

મહારતનજી : હવે તો હું જરૂર તમારી પાસે બેસવાની નથી.

## તા. ૧૧ માર્ચ, ફાગણ સુદ ૧, ગુરુવાર, બાંધ

મા સાડાઆઠ વાગ્યે મંડપમાં જતાં લીલા થઇ. એક પાગલ સ્ત્રીને માએ કહ્યું : કેમ છો શ્રીજી (રાધા)? આ સાંભળી તે ખૂબ ગુસ્સે થઇ ગઇ અને શ્રીમાને કહેવા લાગી : 'તું જૂઠું બોલે છે!' માએ કહ્યું : 'તને કહ્યું તું શ્રીજી છે.' સ્ત્રીએ કહ્યું : 'મને કહ્યું સખી.' તે માને ગાળો દેવા લાગી. મા હસતાં હસતાં આગળ જતાં હતાં, અકસ્માત્ ખ્યાલ આવ્યો કે રાધાને પણ કોઇ કોઇ પ્રધાનસખી કહેતા. તેથી પાછાં ફર્યાં અને સખી નામથી બોલવવા માંડ્યાં. માને જોઇ પ્રથમ તે સ્ત્રી ગંભીર થઇ ગઇ પણ છેવટે માએ તેને હસાવી.

ગીતાપાઠ થયા પછી Heart of a Gopiનો પાઠ થયો. શર્મિલાને કૃષ્ણનાં દર્શન થતાં. તે દર્શન સામાન્ય માણસ સહન કરી શકતો નથી. અદ્ભુત પ્રેમ....ધીમે ધીમે શર્મિલામાં ભાવનું પરિવર્તન થાય છે-તેના પતિને કહે છે, હું તમને શરીર માટે ચાહતી નથી પણ આત્મિકભાવે ચાહું છું. બધું શ્રીકૃષ્ણ છે....ત્યાં કૃષ્ણની મધુર વાંસળી સાંભળી....વગેરે. પછી રામાયણનો પાઠ થયો. કાકભુશુંડી તથા ગરુડ વચ્ચે જ્ઞાન શ્રેષ્ઠ કે ભક્તિ શ્રેષ્ઠ એ સંબંધી ચર્ચા થઇ....તેમણે કહ્યું : ભક્તિ અને માયા બંને સ્ત્રી છે. ભક્ત ઉપર માયા આક્રમણ નથી કરતી, જ્ઞાની ઉપર માયા આક્રમણ કરે છે. કારણ જ્ઞાની રૂપ, રસ વગેરેને મિથ્યા માને છે. માયા સ્ત્રી રૂપ છે. ત્યાં જ્ઞાની કોઇ કોઇ વખત વિવશ થઇ જાય છે. જ્યારે ભક્તિ ઉપર માયાનું કંઇ ચાલતું નથી, કારણ જે વસ્તુઓ માયામાં છે તેના કરતાં સુંદર વસ્તુઓ ભક્તિમાં રહે છે. ભક્તિમાં દિવ્ય રૂપ, રસ, ગંધ વગેરે છે. ભક્ત પાસે માયા આવે તો ભક્તિ દિવ્ય રૂપ, ભગવાનનું રૂપ દેખાડે છે....રામાયણ-પાઠનો આરંભ થતા પહેલાં શ્રીમા હરિબાબાની રજા લઇ ઊઠ્યાં.

હરિબાબાએ રામાયણ તથા ચૈતન્યચરિતામૃત પાઠ કર્યો....

મા : એ સમયે કીર્તનમાં એમ થતું હતું, રોમાંચ થઇ જતાં ત્યાં એ લોક જાણે છે, એ ખેલ જુએ છે. એ લોકોએ જે જોયું તે ઠીક; હા, આ શરીર તો કોઇ વખત ચાલતાંફરતાં પણ ભાવ રહેતાં કોઇ કોઇ વાર ઊભું રહી જાય છે....આ શરીરની મા ગભરાતી હતી; બંગલાદેશની વાત છે, મરવાનો સમય થતાં ગભરાવાથી શું થશે, જ્યાં સુધી ઠીક ના થાય ત્યાં સુધી જોયા જ કરતી.

ઊડિયાબાબા: રોમાંચ તો ઊભાં થઇ જાય છે પરંતુ વાળ પણ ઊભા થઇ જતા દેખાય છે!

પન્નાલાલ : સતી બળી ગયા પછી શંકરની જટા ખડી થઇ ગઇ!

પ્રશ્ન : જ્ઞાની થતાં હૃષ્ટપુષ્ટ; ભક્ત થતાં પાતળો-કેમ?

મા : પિતાજી, ભક્ત મોટા નથી હોતા. સંતદાસબાબાજી મોટા હતા.

મનોહર : વૃન્દાવનના સર્વ આચાર્ય અસ્થિ જેવા હતા.

ઊડિયાબાબા: ભક્તલોક રડતાં રડતાં પાતળા થઇ જાય છે.

અખંડાનંદ : કામનું ક્ષરણ અધોમુખ, પ્રેમનું ક્ષરણ ઊર્ધ્વમુખ. અશ્રુમાં એ સત્ત્વ નીકળી જાય છે.

પ્રશ્ન : માળામાં ૧૦૮ મણકા કેમ?

ઊડિયાબાબા: ૫૪ મણકા એટલે ૫૪ શક્તિપીઠ x ૨ = ૧૦૮ તંત્રાનુસાર

અખંડાનંદ : ક, ચ, ર, ત, પ, શ....૮....વર્ણમાળા. ૫૦અનુલોમ વિલોમ = ૧૦૦+૮. બ્રહ્મ-સીતારામ, રાધાકૃષ્ણનું નિરાકાર યુગ્મ.

સીતારામ, રાધાકૃષ્ણ તે સાકાર.

પ્રશ્ન : ૧૦૮-વૈષ્ણવોમાં શું મત છે?

ઊડિયાબાબા: ઉપાસના મંત્ર જ તો મંત્ર છે क्लीं कृष्णाय नमः।

પ્રશ્ન : મેરુનું ઉલ્લંઘન કેમ નથી કરાતું?

અખંડાનંદ : સુમેરુ. જપ કરવાની પદ્ધતિ-સુમેરુ એટલે મર્યાદા; જ્યાં ગણવાનું સમાપ્ત થયું એ સ્થાન. (મર્યાદાનું ઉલ્લંઘન ના થવું જોઇએ.)

અખંડાનંદ : મોટા મોટા આગળ ત્યાર પછી નાના નાના મણકા. માળા સર્પાકાર થવી જોઇએ. ભક્તિમાર્ગમાં નાના-મોટા મણકાની વાત નથી. ભગવાનનું નામ લેવું જ મુખ્ય છે.

મા : કોઇ કોઇ જગ્યામાં ૧૦૦ દાણા હોય છે તો કોઇમાં ૧૦૦૦ પૂરા કરી પછી ૮ કરી લીધા એમ પણ હોય છે.

પ્રશ્ન : શિખા કેમ રાખે છે?

અખંડાનંદ : ભક્તલોક ચોટી એટલે રાખે છે, ભગવાનના હાથમાં અમારી ચોટીઓ છે; જ્ઞાનમાર્ગવાળા ભગવાન પર ભરોસો નથી રાખતા, પોતાના ઉપર વિશ્વાસ નથી રાખતા એટલા માટે જ્ઞાનીઓની ચોટીઓ કાપી લે છે. કોઇ કર્મની ચોટી પકડી લે છે. જ્ઞાની ઈશ્વર પણ કોઇ ચોટી ના રાખે.

પંડિતજી : ઈશ્વરે જ્ઞાનીઓની ચોટી ઉપાડી લીધી. (બધા ખૂબ હસે છે.)

શ્રીમદ્ભાગવત

અખંડાનંદ : શ્રુતિ કહે છે કે ભગવાનમાં સંકલ્પ નથી હોતો. જો ભગવાનમાં ઈચ્છા માનો તો અભાવ માનવો પડશે. શ્રુતિ કહે છે ભગવાન તો અ-મન છે. સ્વયં ભગવાનમાં ઈચ્છા નથી. ભગવાન અનિર્વચનીય-જે વસ્તુ આ રીતે કહી શકાય છે એ અનિર્વચનીય છે. માયા, પ્રેમ અનિર્વચનીય છે એટલે પરમાત્મા છે. ભગવાનની આંખ મીંચાય, ઊઘડે એવો ખેલ તે રાસલીલા. જે પોતાના પતિ પુત્ર પાસેથી જતી રહી છે. પોતાની પાસે બોલાવી લે ને કેમ-યોગમાયા-વાછરડું એ જીવ છે. પોતાની પાસે બોલાવવું-એટલે પોતામાં એક કરવું. બ્રહ્મ→માયા→મન-(બ્રહ્મમાંથી માયા ઉત્પન્ન થઇ અને માયામાંથી મન થયું.)

યોગમાયાનો બીજો અર્થ મોરલી-ભગવાને વિચાર કર્યો કે રાસલીલામાં બંસીરાણીને કોઇ બોલાવે....ભગવાનનું પ્રથમ સ્પંદન નાદયુક્ત થયું. અંતર્મુખી વૃત્તિ થાય તો કોઇ કોઇને દિવ્યસંગીત સાંભળવામાં આવે છે. યોગમાયાનો અર્થ કોઇ રાધારાણી પણ કરે છે. રાધારાણીની અનુમતિ સિવાય રાસ કેવો? શ્રીકૃષ્ણનો આનંદ, પ્રસન્નતા, આહ્લાદિની શક્તિ તે રાધા. રાધે-આરાધિકા-આ રાધિકા-રાધા; રાધા તે ભગવાન અન્યથા જેના દ્વારા ભગવાનની આરાધના થાય.

યોગમાયાનો આશ્રય કરી ભગવાને મનનો આશ્રય લીધો वीक्ष्य हन्तु मनश्चक्रे (આનંદનો ઉદ્રેક મનમાં થાય, મન માયામાંથી ઉત્પન્ન થયું એટલે ભગવાને યોગમાયાનો આશ્રય લીધો. નિર્મળ, સાત્ત્વિક આનંદ અંતરમાં પ્રકટે ત્યારે કૃષ્ણરૂપ થવાય-એ આનંદ તે આહ્લાદિકા શક્તિ રાધા.) જોઇને વિહારનો સંકલ્પ કર્યો. શ્રીકૃષ્ણ મિલનની આશામાં લજ્જાવશ રાત્રિએ આશા રાખીને બેઠાં છે કે અમારી અંદર રાસલીલા કરે. ગોપીઓ રાસને માટે તૈયાર છે, રાત્રિ પણ તૈયાર છે. રાત્રિએ ફૂલની માળા પહેરી છે. શ્વેત ફૂલ સાત્ત્વિકતાનું પ્રતીક છે. ઘણી રાત્રિઓ એકઠી થઇ ગઇ. વ્રજભૂમિ, ગોપી, કૃષ્ણ, રાત્રિ સઘળું ચિન્મય છે. ભગવાનની લીલા અલૌકિક છે. વાત્સલ્ય, હાસ્ય, મધુર લીલા પણ નિત્ય છે. એક જગ્યાએ કૃષ્ણ બાળસ્વરૂપમાં યશોદાની પાસે, એક તરફ શ્રીકૃષ્ણનો ગોપીઓ સાથે વિહાર; વૃંદાવનની પ્રત્યેક ભૂમિ અત્યન્ત સુંદર અવર્ણનીય છે. ભગવાનને જોવા માટે ગોપીઓ, રાત્રિ, વસ્ત્રોને પણ દિવ્ય બનાવી દીધાં ને વિહાર કરવાનો સંકલ્પ કર્યો. આશ્વિન, કાર્તિક, ચૈત્ર, વૈશાખ પૂનમે ભગવાને રાસ કર્યો.

મા : (રસ્તામાં ચાલતાં ચાલતાં) વિરહથી ભક્ત સુકાઇ જાય છે. જેવી રીતે પતિ પરદેશ જાય ને સ્ત્રી સુકાઇ જાય છે-વળી એવી નિંદ્રા આવી જાય તો કોઇનો કંઇ ખ્યાલ નથી રહેતો. પડી રહેતાં કે ઊઠ્યા પછી કોઇને ધ્યાન જામી જાય છે.

પંડિતજી : આજ ઉઠ આઇ.

મા : પાઠ થઇ રહ્યો છે, કીર્તન થઇ રહ્યું છે-ત્યાં પડી રહ્યા. ઊંઘવાની વાત નથી એવું થઇ જાય છે. એક વીજળી ચમકી ગઇ. ખ્યાલમાં એવું આવી જાય છે....આંખ

મીંચાઇ જાય છે, પાઠ સાંભળ્યા કરે છે, શરીર સુધી હોય કે નહીં-

પંડિતજી : કોઇ વાર જુએ છે કે ઊડિયાબાબા સૂતેલા છે પણ ક્યાંક ક્યાંક બોલી દે છે!

મા : આ શરીર તો કોઇ વાર કહી દે છે. રાતમાં શરીર ચાલી રહ્યું છે, દીદી પણ સાથમાં છે. શ્વાસ ગતિ વધી રહી છે. વળી આજે જરૂર નિંદ્રા આવી. શરીર પડ્યું છે, હાલતું નથી. શરીર હાલ્યું નહીં. એ વખતે કહી દે છે, શ્વાસ ચાલે છે, કાનમાં સંભળાય છે....

એક અંધ વૃદ્ધ બદરીનારાયણ જઈ રહ્યો હતો. બધાએ કહ્યું : 'તું ક્યાં આવ્યો? તને કેવી રીતે દર્શન થશે?' એણે કહ્યું : 'હું જોઇ શક્તો નથી, બદરીનારાયણ તો મને જોશે.'

## તા. ૧૨ માર્ચ, ફાગણ સુદ ૨, શુક્રવાર, બાંધ

### શ્રીમદ્‌ભાગવત-રાસ

અખંડાનંદ : જ્યારે ભગવાને મનનું નિર્માણ કર્યું એ સમયે ચન્દ્ર ઉદય થયો. શ્રુતિ કહે છે કે ચન્દ્રમા મનસો જાતઃ જ્યારે મનનો ઉદય થાય છે એ સમય ચન્દ્રમા ઉદય થાય છે. ચન્દ્રમા એટલે આહ્‌લાદ. મન વગર આહ્‌લાદ કેમ હોય! ચન્દ્રમા અને કામ બંને ભાઇ છે. ચન્દ્રમા અને કામ પણ મનોજ છે. ચન્દ્રમા, ગોપીઓનું મન રંજન કરવા આવ્યા એટલે ગોપીઓ આનંદ ભરપૂર થઇ ગઇ. ચન્દ્રતત્ત્વ સ્ત્રીતત્ત્વમાં છે સોમરસ, માદક આહ્‌લાદક પણ છે. જેમ ચન્દ્રમાનો સમુદ્ર સાથે સંબંધ હોય છે એમ જ સ્ત્રીઓને ઋતુધર્મમાં થાય છે. સૂર્યતત્ત્વ પુરુષ તત્ત્વ-બુદ્ધિ પ્રધાન પુરુષધર્મ મુખ્યત્વે. ચન્દ્રમાના બે કાળ (૧) પૂર્વ દિશામાં ચન્દ્રમાની લાલિમાથી અનુરાગ રંજિત થાય છે. ચન્દ્રમા નાયક છે ને પૂર્વદિશા છે નાયિકા. કિરણો ચન્દ્રમાના હાથ છે, પરંતુ કેવા છે? શીતળ. જ્યાં ચિન્મય ક્રીડા કરે છે ત્યાં જો ચંન્દ્રમાજી રહી જાય તો રાસ કેમ થાય? જીવની દિશા જે છે, ભગવાનની દિશા જુદી છે. દિશા અનંત છે. જ્યાં અનંત છે ત્યાં પૂર્વ, પશ્ચિમ વગેરે નથી. ભગવાનમાં ભગવાનની લીલા થઇ રહી છે. સ્વયં પરમાત્મા સિવાય કંઇ છે જ નહીં. જડમાં અનુરાગ કેવી રીતે? સઘળું ચિન્મય છે.

મા : રંગ એકમાં રહે શું અનેક.

અખંડાનંદ : એકમાં અનેક અને અનેકમાં એક.

મા : ભાવાનુસાર રંગ હોય છે.

અખંડાનંદ : (પાઠ આગળ ચાલે છે) ચન્દ્રમા શ્રીકૃષ્ણના પૂર્વજ કારણ ભગવાન ચન્દ્રવંશના છે. પૂર્વજની સામે લીલા કરવી બરોબર છે કે નહીં. શ્રીકૃષ્ણને તો ઘૃણા, લજ્જા છે કે નહીં કારણ કે એ પાશમુક્ત. ચન્દ્રમાના મનમાં સંકોચ છે. ચન્દ્રમાને થયું કે ભલે શ્રીકૃષ્ણને લજ્જા ના હોય! પ્રત્યેક દિશાનો અધિપતિ છે. પૂર્વ દિશાના સ્વામી ઈન્દ્ર મુખ ઉપર કુંકુમ લગાવે છે....આસો મહિનો-જ્યારે સૂર્ય કન્યા રાશિમાં જાય છે ત્યારે સૂર્ય યુવક થઇ જાય છે. વર્ષાઋતુમાં સૂર્ય વૃદ્ધ થાય છે. ચન્દ્રોદયથી રસ સ્ફુરે છે. રાત્રિએ મન આહ્‌લાદયુક્ત (આનંદિત) થઇ જાય છે....ચન્દ્રમા બ્રાહ્મણો (બ્રહ્મને જાણવાવાળા તે બ્રાહ્મણો.) તથા વનસ્પતિઓમાં રસનો સંચાર કરે છે. રાસમાં ચન્દ્ર-ભાવચન્દ્ર-છે. અર્પણિકા = અભિસારિકા.... ગોપીઓ શોકાકુલ હતી, વ્યાકુલ હતી.

હરિબાબા : અરિમા અને માતૃકાથી જેટલાં સંતાન થાય છે એને અર્પણી કહે છે.

અખંડાનંદજી: રાધા વલ્લભ મતે અર્પણિકાનો અભિસારિકા અર્થ કહ્યો છે. હવે ભગવાનની દૃષ્ટિ ચન્દ્રમા ઉપર પડી....લક્ષ્મીનું જેવું મુખ છે એવું ચન્દ્રમા જેવું મુખ. સમુદ્રમાંથી લક્ષ્મી અને ચન્દ્રમા ઉત્પન્ન થયાં છે. એટલે બંને ભાઈબહેન છે. જ્યારે ભગવાનના રાસનો સંકલ્પ થયો એવો પૂર્ણ ચન્દ્રમા રહ્યો છે; ચન્દ્રમા સમુદ્રમાં ડૂબ્યો હતો ત્યાંથી નીકળી આવ્યો....વનનો યૌવન અર્થ પણ છે. વૃન્દાવન એટલે યૌવન. તેઓ વૃન્દાવનના સચ્ચિદાનંદ ધન; બંસી મોટો ઉપદ્રવ કરે છે. જે ચાલવાવાળો છે એને સ્થિર કરી દે છે. મોટા મોટા મહાત્માઓ લતાવૃક્ષ બન્યા છે. બંસરી સાંભળતા જ ઊલટી ગતિ થાય છે. લતાવૃક્ષમાંથી મહાત્મા ગોપીરૂપમાં નીકળવા લાગ્યા. પાંચ જ્ઞાનેન્દ્રિયોનો ભાવ એક થયો....

માની રૂમમાં સાંજે પાંચ વાગ્યા પછી-

પન્નાલાલ : દરરોજ સાંભળીએ છીએ કે જ્ઞાન કઠણ છે, ભક્તિ સરળ છે. નારદભક્તિસૂત્રમાં બહુ અઘરી વાત છે. બ્રહ્મ નિર્વિકાર છે. -બ્રહ્મ પાસેથી સમજવાની આશા નથી, જ્યારે મા (બ્રહ્મનું સાકાર સ્વરૂપ) પાસે આશા છે. મા દયાળુ છે, આવરણ હટાવી દેશે.

અખંડાનંદજી: ભક્તિમાર્ગ સરળ છે. કારણ કે સંસારમાં પ્રીતિ રાખવા છતાં દિશા-માર્ગ બદલી લેવાનો છે. જ્ઞાનમાર્ગમાં આવરણ આપોઆપ દૂર કરવું પડશે, ભક્તિમાં ઈષ્ટ ઉપર જવાબદારી છે.

મા : વિષય બદલી નાખવાનો છે-(મા હસી રહી છે)

પન્નાલાલ : હરિનામ જ કેવલમ્-એમાં ધ્યાન, યોગની જરૂર નથી.

અખંડાનંદજી: જેની ચિત્તવૃત્તિ ઊંચી છે તે ધ્યાન કરી શકે છે. જે નિષ્ઠાવાન હોય તે એમ કરી શકે એ સારું છે....(ત્યાં કોઈ ફળ લાવ્યું. અખંડાનંદજીના હાથમાં ફળ હતાં....જોઈને કહ્યું-મા, 'માના હાથમાં તો છે જ આમાંથી માના પેટમાં જતાં રહેશે.')

અખંડાનંદજી: કોઈ કળિયુગમાં રહેતો છતાં પણ સત્યયુગમાં પણ રહી શકે છે, કળિયુગમાં રહેતો છતાં દ્વાપરમાં રહી શકે છે, ધ્યાન કરી શકે છે. કળિયુગમાં જપ(કરતાં શુદ્ધ થવાય છે) થી શુદ્ધ થવાય છે.

મા : મનને નિર્માણ કરી લે છે, ભૂલ કરી કોઈએ ઉઠાવી દીધું. ઠીક છે, અહીં તો શાસ્ત્ર નથી. અહીં પ્રમાણ ક્યાં છે! પિતાજીએ કહ્યું-મનને નિર્માણ કરે- નિર્માણ એટલે શું? એનો માર્ગ કેવો છે. જેમ મીણના ઘોડા ઉપર બેસીને અગ્નિમાંથી પસાર થવાનું છે.

શ્રીમા સાંજે છ વાગ્યે ફરવા નીકળ્યાં. થોડા ભક્તો માની સાથે છે. ડૉ. પન્નાલાલ તથા શ્રીમા વાતો કરતાં ચાલે છે. રસ્તામાં વાતો જ્ઞાન તથા ભક્તિ વિશે થાય છે. ભક્તિ સરળ એટલા માટે છે કે આપણે બધા પ્રીતિ કરવાને ટેવાયેલા છીએ. ફક્ત તે પ્રીતિને ભગવાન તરફ વાળવાની છે. આગળ ચાલતાં શ્રીમાએ કહ્યું : 'અહિ ઊડિયાબાબાનું કૈલાસ મકાન હતું-ગંગાએ તોડી નાખ્યું. ચોમાસામાં ગંગા ભયંકર રૂપ ધારણ કરે છે.' ડૉ. પન્નાલાલે ચિત્રથી શ્રીમાને સમજાવ્યું કે નદી જ્યાં વળાંક લે ત્યાં પાણીનો ધક્કો લાગે, મા ગંગાનું સુંદર દશ્ય જુએ છે. ત્યાં કિનારા ઉપર

થોડે દૂર સ્વામી દિવ્યાનંદજીને ધ્યાન કરતા બેઠેલા જોયા. શ્રીમા ભક્તોના વૃન્દ સાથે તે તરફ ચાલી. અમે પણ શ્રીમા સાથે ચાલ્યા. ત્યાં પહોંચતાં પન્નાલાલે કહ્યું : 'તમે બ્રહ્મનું ધ્યાન કરતા હશો ત્યાં તો મા આવીને ઉપસ્થિત' દિવ્યાનંદજી ખુશ થઇ ગયા ને શ્રીમાને આસન આપવા લાગ્યા, મા બેઠાં. ડો. પન્નાલાલે રાસલીલાનો ખેલ આરંભ કર્યો. મા દીદીના ખોળામાં ટેકો મૂકીને આડાં થયાં. કાન્તિ તથા વિભુ શ્રીમાના ચરણકમળ સાથે ખેલ કરવા લાગ્યા. સામે ગંગામૈયાનો પ્રવાહ શાંતિ પ્રસારે છે, સામે સુંદર સુંદર રંગની જ્યોતિ રેખાઓથી લાલ વાદળમાં સૂર્યનારાયણ ધીરે ધીરે અસ્ત થતા જાય છે. ચારે તરફ ખૂબ જ સૌન્દર્યસભર વાતાવરણ છે! અહો, આથી વધુ સુંદર કોઇ સ્વર્ગીય આનંદ હશે? એવામાં રાસલીલાની વાત ચાલે છે-એક ગોપી અને એક કૃષ્ણ રાસલીલામાં કે બે ગોપીઓની વચ્ચે એક કૃષ્ણ! ત્યાં દિવ્યાનંદજી વેદાંતની વાત શરૂ કરે છે. શ્રીમાએ સુંદર ભાવથી આસન જમાવીને બોલવા માંડ્યું :

મા : આકાર, પ્રકાર, પ્રકાશ, અપ્રકાશ કંઇ પણ વાણીથી પ્રકાશ કરી શકાતું નથી. જો પ્રકાશ કરો-સમજાવી શકો તો બંને દૃષ્ટિ નકામી ગઇ. બંને દૃષ્ટિ ચાલશે નહીં, એ જ જ્યાં એકમાત્ર, દ્વિતીય નથી. બીજું નહીં એ બોલો તે ચાલે નહીં સ્વયંપ્રકાશ જે ક્ષણ સુધી થયો નથી ત્યાં સુધી, વાણી વિચારધારાથી બોલાય. સ્વયંપ્રકાશ એ જ. ખંડ જે એક માની લીધો ત્યાં બ્રહ્મ નથી. 'એ બ્રહ્મ નથી.' જ્યાં સ્વયં પ્રકાશ ત્યાં એ જે બોલે તે બાદ થઇ જાય. તેથી બોલો ના બોલો જે તે. ભાષામાં જણાય. સમજો બે કે સમજ બે-બોધ જો કહો તો બોધ કરે કોને? ત્યાં જ ચમત્કાર! એ જ! એ જ!! એ જે કહો તે બોલી-(સમજાવી) શકાય નહીં. હા કહો ના કહો....હા કે ના.

એક જણે કહ્યું. વિવાદજનક પરિસ્થિતિ બીજું શું?

મા : પદ રહેતાં વિપદ રહી જાય. આચાર્ય ઉપદેશ આપે જંગલમાં વસી જંગલનો પરિષ્કાર કરવા તૈયારી કરો. પરિષ્કાર કરતાં જોયું બે.

આજે રાત્રે શ્રીમાના મુખમાંથી સ્તોત્ર નીકળતાં હતાં.

જ્ઞાનીઓનો ભક્તિ સંબંધે ચર્ચાસ્પદ પ્રસંગ ચાલે છે. કોણ શ્રેષ્ઠ સુગમ કોણ એ મૂળ પ્રતિપાદ્ય વિષય....મા પૂછે છે-ભક્ત તે વિચાર છે શું?....

ઊડિયાબાબા : ભક્તને વિચાર શું તે પરવા નથી. જગત સત્ય કે મિથ્યા તેનું કંઇ પ્રયોજન નથી.

## તા. ૧૩ માર્ચ, ફાગણ સુદ ૩, શનિવાર, બાંધ

પન્નાલાલ : જ્ઞાન શ્રેષ્ઠ કે ભક્તિ?

ઊડિયાબાબા : ભક્તિમાર્ગ સહુને માટે છે, જ્ઞાનમાર્ગ તર્કવાદી માટે છે. જેની બુદ્ધિમાં તર્ક નથી કે તાન્ત્ર નથી એને માટે જ્ઞાનમાર્ગ નથી.

પ્રશ્નકર્તા : રાસમંડળમાં કેવી રીતે કૃષ્ણ-ગોપીઓની સાથે અનેક ગોપી હતી. છબીઓમાં એક-કૃષ્ણ, ગોપી-એક વર્તુળ (circle) બનાવે છે. એક બાજુ કૃષ્ણ ને બીજી બાજુ પણ કૃષ્ણ; નાથદ્વારમાં એક છબી જોઇ એમાં ગોપીની એક તરફ કૃષ્ણ, એક બાજુ ગોપી હતી. બે બે ગોપી એક કૃષ્ણ, અને એક ગોપી એક બાજુ કૃષ્ણ હતા, કૃષ્ણની બાજુ ગોપી.

ઊડિયાબાબા : બ્રહ્મ લોક સઘળું ઈદં વૃત્તિમાં છે, અહં વૃત્તિ પ્રાપ્તિ નથી. આત્મ સ્વરૂપનો

અધ્યાસ થઈ ગયો. અનાત્મ વસ્તુમાં ટેવાઈ ગયા-અભ્યસ્ત થઈ ગયા. કર્તા પણ, ભોક્તા પણ, છોડવા ઈચ્છતા નથી. જ્ઞાન કઠિન નથી, સરળ છે. દુનિયામાં બ્રહ્મલોક સુધી જવા ઈચ્છું છું.

મા : વાસનાને રાખવા ઈચ્છે છે.

ઊડિયાબાબા : સ્વયં સ્વતઃસિદ્ધ વસ્તુ છે. બનેલી, બનાવેલી વસ્તુ કઠિન કેમ હોય! ભક્ત (થવું) સરળ નથી, કોઈને માટે કઠિન છે. જેની ઈચ્છા (એ તરફની અભિરુચિ) હોય છે તેને માટે સરળ છે. જેને રસ (શોખ) છે તેને માટે સરળ છે. (૧) ઉપાસનામાર્ગ (૨) જ્ઞાનમાર્ગ-મસ્તી.

પન્નાલાલ : મસ્તિષ્ક પ્રધાન છે-હૃદય પણ પસંદ છે....કીર્તન ભજન વગેરે પસંદ છે. નામમાં રુચિ કેવી રીતે થાય?

મા : લીધે જાઓ. કોઈ વાર રુચિ થઈ જશે-બદલાઈ જાય છે-કહ્યું છે.

પન્નાલાલ : મા, કંજૂસ છે.

મા : બાબા કંજૂસ નથી.

ઊડિયાબાબા : જોઈ લો, એ કંજૂસ નથી. કામ કરવાથી કૃપા થાય છે.

પન્નાલાલ : હૃદયની વાત, ભાવની વાત પણ સારી લાગે છે.

ઊડિયાબાબા : આપણને જે ચીજ સારી લાગે એ કરવી જોઈએ. એકમાં ચિત્ત લગાવવું. મા અમારા સહુમાં રહે છે.

મા : ચલાવતી વખતે નાનામોટા કરીને નહીં.

ઊડિયાબાબા : આપને માટે શું, કોઈને માટે નહીં.

પ્રશ્નકર્તા : બધામાં એક દૃષ્ટિ હોય તો કીર્તન જામે.

ઊડિયાબાબા : રામ, કૃષ્ણ સહુ એક જ છે. સંસારમાં સઘળા ઈષ્ટ તમારા છે. ભગવાનનાં અનંત નામ છે. કૃષ્ણ, જિસસ ક્રાઈસ્ટ કરતાં કરતાં છૂટી જાય ને?

પ્રશ્ન : જો બધાં નામ એક છે તો અલ્લા, ખુદાનું નામ કેમ ના લીધું?

ઊડિયાબાબા : જ્યાં સુધી તમે બધાં નામનો સ્વીકાર કરો.

મા : રામ તો આરામ માટે. ઈષ્ટ છે એ શું કોઈનું અનિષ્ટ કરી શકે છે?

સીતારામબાબા : મા જેનામાં પ્રેમ નથી, એને નામ નહીં આવે-એનાથી નામ નહીં લેવાય.

મા : બાબાએ કહ્યું સર્વ તો એનાં નામ, સર્વ રૂપ એનાં રૂપ, એ સાચી વાત છે. તમે શોધી કાઢો. કોઈના ઈષ્ટ અનિષ્ટ કરે છે!-

પંડિતજી કંઈક બોલવા જાય છે.

મા : (હસીને) રાધે, રાધે દરેક સમય. જેનું મન નામ અને ઈષ્ટમાં લીન છે એને કંઈ વાંધો નથી. -જે કામ કરતાં નામ કરવાથી ઈષ્ટનું સ્મરણ કરાવી દે છે.

શ્રીમદ્ભાગવત.

ભગવાન બંસી-બંસરીનો ધ્વનિ-પ્રેમી જીવોને પોતાની તરફ ખેંચવા માટે બજાવે છે. જો શ્રીકૃષ્ણ પાસે સર્વ મન ના હોય તો સઘળા મનને કેવી રીતે ખેંચે? કામગીતા મહાભારતમાં છે. દુનિયાની સઘળી પ્રવૃત્તિ કામમૂલક છે. કામનું બીજ રહે છે એ કારણે યાતના થાય છે. કામનું બીજ શું છે? કે જ્યાં સઘળી કામનાઓ પૂર્ણ કરી લે અથવા તો સમસ્ત કામનાઓની નિવૃત્તિ શ્રીકૃષ્ણમાં રહી છે. (બંસરીને દૂતી પણ કહે છે) શ્રીકૃષ્ણમાં બંસરીનાં ચાર રૂપ-બંસીતત્ત્વ, બંસીસખી, બંસીમુરલી ને બંસીઆચાર્ય. કામને નષ્ટ કરવાને બદલે શ્રીકૃષ્ણે કહ્યું : પહેલાં હું કામ

ઉપર વિજય કરીશ. પ્રેમ : જ્યાં મુખની ધારાથી પ્રેમ નીકળે એ પ્રેમ ક્ષરણ થઇ જાય છે. પ્રેમ બહાર નીકળવાની વસ્તુ છે? પ્રેમ તો ગોપીઓમાં રહેવાની વસ્તુ છે. ગોપીઓનો પ્રેમ એટલો ઉચ્ચ છે કે ઉદ્ધવ વગેરે ગોપીઓનો પ્રેમ (ગોપી જેવો પ્રેમ) માગે છે. બ્રહ્માને કહે છે કે 'મારો જન્મ જો વૃન્દાવનમાં થઇ જાય....' અર્જુને પૂછ્યું : ભગવાન તમે તો રાસમાં રાધે કહો છો-ભગવાન ગોપીઓ સિવાય કંઇ જાણતા નથી. ગોપીઓ પોતાના વાળ એટલા માટે સરખા કરે છે કારણ એ વાળ શ્રીકૃષ્ણના છે. સુંદર વસ્ત્ર એટલા માટે પહેરે છે કે આ શરીર શ્રીકૃષ્ણનું છે. પોતાના સુખની ઈચ્છા એ કામ છે. કૃષ્ણ પ્રત્યે કામ છે તે પ્રેમ છે. બંસીનો ધ્વનિ સાંભળતાં કામની વૃદ્ધિ થાય છે એટલે પ્રેમની વૃદ્ધિ થાય છે. ગોપીઓનાં હૃદય ઊર્ધ્વલીન થઇ ઊઠ્યાં! निशम्य गीतं तदनङ्गवर्धनम् व्रजस्त्रियः कृणगृहीतमानसाः। (રાસપંચાધ્યાયી, શ્લોક ૪.) વ્રજસ્ત્રીઓની વાત વિલક્ષણ છે. પુરાણમાં એક જગ્યાએ વનમાં તળાવ છે જ્યાં દેવી તપસ્યા કરી રહી છે. અગસ્ત્યે પૂછયું : તમે કોણ છો?

દેવીએ કહ્યું : બ્રહ્મવિદ્યા.

અગસ્ત્ય : તું પીળી કેમ થઇ ગઇ છે?

બ્રહ્મવિદ્યા : કામજન્મથી તપસ્યા કરી રહી છું આ રૂપમાં કોઇ નથી પડ્યું. બ્રહ્મવિદ્યા-નેતિ નેતિ કરતાં બધું અલગ કરે છે. શ્રીકૃષ્ણે બ્રહ્મવિદ્યાને ગોપી બનાવી. કંઇ કલોકોને ગોપી બનાવ્યા. દંડકારણ્યના મુનિઓ રામ ઉપર મોહિત થઇ ગયા. શ્રુતિઓ, ઋષિ ગણ સાધનસિદ્ધ છે. ઉદ્ધવ વ્રજસ્ત્રીઓની ચરણરેણુમાં વારંવાર આળોટ્યા. કોઈ કહે છે રૂપ, અવાજ, સાંભળી પ્રેમી બને છે એ ઔપાધિક પ્રેમ છે. શું રૂપ અવાજ ના હોય, નષ્ટ થાય, તો પ્રેમ ખલાસ થઈ જાય છે? અવાજ સિંદૂર ખવડાવવાથી (જાડો) નક્કામો કરી દે છે. ગુણને જોઇ જે પ્રેમ થાય છે. એ ક્ષણિક છે; એ પ્રેમ નથી, પ્રેમનો વિવર્ત છે એટલે પ્રેમનો ભાસ છે. રાધામાધવનો પ્રેમ નિરુપાધિક છે. એ સહજ પ્રેમ છે. ઐશ્વર્ય સાંભળીને પ્રેમ થતો નથી. જે પ્રેમ ગુણ જોતાં વધે અને દોષ જોતાં ઘટે એ પ્રેમ નથી. પ્રેમ તો પ્રતિક્ષણ વર્ધમાનમ્-કામનો વિષય પ્રાકૃત છે. પ્રેમનો વિષય અપ્રાકૃત છે. તરંગરૂપમાં આવે છે, સમુદ્રરૂપ ભાવ છે. ગોપીઓનો પ્રેમ સાચો પ્રેમ છે. કૃષ્ણ =કર્ષતિ-જે પૃથ્વીને પીલે છે-કિસાન રૂપે વ્રજમાં; સારથિના રૂપમાં, મહાભારતમાં ભગવાનનું મનહર રૂપ છે. જ્યાં કૃષ્ણ ત્યાં જીવની સદય ભૂમિ, અનંત વાસનાઓ રહી છે તેને ઉખાડી દે છે. અને પ્રેમબીજ વાવે છે. વાસનારૂપ બદલી પ્રેમરૂપમાં પલટાય. કૃષ્ણ એટલે ચુંબક-જે ચૂમી લે, કોઇના લોહીને ચૂમી લે તે ચુંબક. કૃષ્ણ એટલે વીખરાતી રહેલી મનની વૃત્તિઓ ચૂમીને પોતાના આકારમાં એક કરે છે, મેળવી દે છે. બે અક્ષર કૃષ્ણ....કૃ....ષ્ણ; કોઇ ભાષાઓમાં નહીં મળે. કંઠસ્થ જીવને મૂર્ધન્યમાં લઈ જઇને પરમાત્મામાં મેળવી દેવાનો છે. કૃષ્ણ ગોપીઓને આકૃષ્ટ કરે છે, એમાં આશ્ચર્ય નથી. કૃષ્ણની વાંસળી સાંભળતાં ગોપીઓ એકલી એકલી એ તરફ દોડવા લાગી.

રાસલીલા સંબંધમાં વાત થતાં શ્રીમાએ કહ્યું : આખી રાત શૃંગાર કર્યો-કૃષ્ણનું ધ્યાન થયું, કરતાં કરતાં સવાર થયું ને મગ્ન થઇ ગયા! સમાધિ શું છે? સમાધિમાં દર્શન થયાં. શ્રીકૃષ્ણને કહ્યું : અમે તમારી સાથે આખી રાત રહ્યાં-રાસલીલામાં છ મહિનાની રાત્રિ પરંતુ ખબર પડી નહીં અને ક્ષણ જેવું જ લાગ્યું!

મનહર : સાંજે જે પ્રશ્ન થયો-એક ઈષ્ટ જેનો હોય તે સાથે કીર્તન કરવું. ચૈતન્ય મહાપ્રભુજીના કીર્તનમાં સીતારામ નામ કદી નથી આવતું.

પન્નાલાલ : બેના રહેવાનો સ્વીકાર-કોઇ પણ એક નામ કરી લો.

મા : હાય હાય એ કેમ હોય જે કૃષ્ણ નામ બોલતાં ચિડાય....હરે રામ, કૃષ્ણ રામ, રામ બરાબર એક જ નામ રહ્યું-ગૌર નિતાઇ રાધે-શ્યામ-બધાં નામ આવી ગયાં....હરે રામ, હરે કૃષ્ણ.

પન્નાલાલ : ગૌર નિતાઇ ક્યાંથી છે? શું નામ છે કોણે બનાવ્યું-હે રામ, હે કૃષ્ણ-અયોધ્યાના રામ અને મથુરાંના કૃષ્ણ એમ અલગ નથી.

કાન્તિ : ગાંધીજી અયોધ્યાના રામને નહોતા માનતા. અનંત ભગવાનમાં - રામનામ માનતા હતા.

મા : નિતાઇ, ગૌર, રાધેશ્યામ, હરે કૃષ્ણ, હરે રામ-ચોવીસે કલાક.

પન્નાલાલ : રામદાસબાબાએ શરૂ કર્યું, હું તેમની સાથે જઇ કીર્તનમાં રહ્યો.

મા : એમના લાખ શિષ્ય છે, નવદ્વિપમાં છે.

પન્નાલાલ : જુદાં જુદાં નામ એટલે રાખ્યાં કે એનું ટોળું વધી જાય. (એકનું ટોળું વધી ના જાય)

મા : હરે કૃષ્ણ હરે કૃષ્ણ એ પણ નામ છે.

મનહર : વિઘ્ન ક્યાં થાય છે?

મા : દુનિયાની દૃષ્ટિથી વિઘ્ન હોય છે. એ વાતને છોડી દો. સાંભળો જેમ કહે છે સર્વ નામ તમારાં નામ, સર્વ રૂપ તમારાં રૂપ; એક દિવસ એવો આવે કે હરિમય, કૃષ્ણમય, રામમય જગત થઇ જાય. એક વાત રાખો. મહાત્મા જૂઠું નથી કહેતા, બિલકુલ સત્ય વાત છે. જેને પિતા કહે છે, કોઇ ચાચા, નાના કહે છે,-એ એક જ છે. ભિન્ન ભન્ન રૂપ-એ તો છે. અથવા કૃષ્ણ, રામ, શિવ, મા, બાબા નામમાં બિલકુલ લાગી જાય; બીજું નામ એના મોંમાં આવશે પણ નહીં. પોતાના ગુરુએ મંત્ર આપ્યો-એ મંત્રનો જપ કરતાં કરતાં, દરેક સમયે જુઓ. ફલાણાનું આમ, તેનું તેમ વગેરે કંઇ કંઇ બોલો છો તો વખત જાય છે. ત્યારે ભગવાનનું નામ લેવાનો તો સમય નથી મળતો પરંતુ દરેક નામ કે જે કંઇ બોલો તે ભગવાન જ છે. એ તો નિષ્ફલ છે. સર્વ સમય સર્વ જગ્યાએ કૃષ્ણ છે. માનો તો કહું છું કે એ નામ લો. એકનિષ્ઠાથી નામ લો. કેટલો સમય જાય! સત્સંગ એવો કરો, ઉપદેશ એવો સાંભળો કે જેનાથી ઈષ્ટમાં શ્રદ્ધા વધે. જ્યાં વિરુદ્ધ મત હોય ત્યાં કદી ના જાઓ. આ શરીરની વાત છે-સાધનનો ખેલ જો શરૂ થયો-મારી વાત છે, ભાગવત કોઈ કહેતું હોય (ભાગવતકથા થતી હોય) પણ કાનમાં અવાજ જતો નથી. હંમેશાં અખંડ જપ થયા જ કરે છે. અમારા કાર્યને અનુકૂળ હોય એને માટે જ-ઈંતેજાર-તીવ્ર ઇચ્છા. બધું કામ કરતાં, રસોઇ વગેરે કરતાં પણ મુખ બંધ. જ્યાં અખંડ જપ ચાલી રહ્યો એક સ્થાનમાં (ત્યાં જ લક્ષ)! સારું, અમારા કૃષ્ણ એક નામ છે, અમારા કૃષ્ણનું સુંદર એ પણ એક સ્વરૂપ છે, મગ્ન થઇ જાય છે, અમારા કૃષ્ણનું જ શિવનામ છે. અમારા કૃષ્ણનું જ બીજું નામ રામ, શિવ છે. એવું સ્ફુરણ થઇ રહે છે. મંત્ર ઉપર શ્રદ્ધા રાખવી. માટીમાં બીજ વાવ્યા પછી વૃક્ષ ઉત્પન્ન થાય છે. ઈષ્ટનો સ્વભાવ સર્વ કોઇનું ઈષ્ટ કરવાનો, ને અનિષ્ટ દૂર કરવાનો. એના નામ સિવાય બીજું કંઇ આવતું જ નથી- એટલે કે મનમાં સૂઝતું જ નથી. બીજી

વાતોથી મન ખરાબ થાય છે. તમારા ઈષ્ટનો અનાદર કરો છો. જો ગુરુએ બતાવ્યું હોય કે કૃષ્ણ નામ વિના રામનામ ન કરો તો તો બરોબર એમ કરવું. ભગવાનના નામથી કદી ખરાબ થાય ખરું? મંત્રના બીજમાં તમે સ્થિત છો. જે કરો-એ તરફ લઈ જવાશે. ગંગામાં ડૂબકી મારો પ્રવાહ તરફ જશો. એક સ્થિતિ શું થાય છે? એનું નામ, રૂપ, ગુણ-બાકી કંઈ જતું નથી. એવી જો સ્થિતિ આવી જાય તો તો ઠીક છે.

મનહર : રોજ હરિ બોલ કરતા તે બદલી અમે લોકોએ તો જય સીતારામ શરૂ કર્યું.

મા : ગુરુવાક્ય જ મંત્ર. ગુરુ જે બતાવે તે કરવું જોઇએ. ભગવાનના નામથી ગેરફાયદો નથી. મહાત્માનો આદેશ પાળવાથી સારું થાય છે. ગુરુનો જે આદેશ છે તે હું કરીશ, છોડીશ નહીં તેમ નામ બદલીશ નહીં.

પન્નાલાલ : અમે convince થતા નથી (અમારું મન કબૂલ કરતું નથી). અનિષ્ટ હોવાની તો વાત જ નથી, ગુરુ પણ જ્યાં નથી કર્યા, મન જ લાગતું નથી; કોઇએ નામ છોડી દીધું. ઘણાં નામ લેવામાં શું ફાયદો?

મા : હું તો કહું છું કે જે નામ લેતા હો એ અખંડરૂપથી લીધા કરો. એમાં મગ્ન રહો. તમે ખુશીથી પોતાનું નામ કરો. નારાજી ના રાખવી. નારાજી એટલે અનાદર થયો કહેવાય. ખુશ રહો.

મનહર : અમારા મનમાં ઉત્સાહ નથી થતો. કેવી રીતે (કીર્તન કરતાં) નાચી શકાય. સીતારામ સાંભળતાં અમારું મોં બગડી જાય છે.

મા : પોતપોતાના ઈષ્ટ ઉપર (ઈષ્ટ નામથી) ખુશ તો રહેવું જ જોઇએ.

મનહર : જેમ એ નામમાં નાચો છો તેમ આમાં નાચો, કેવી રીતે કેમ નાચો, મહાત્મામાં શક્તિ હોય તો અમને બદલી નાખે.

મા : બોલવા માત્રથી બદલી નાખે તો જુદી વાત છે. કૃષ્ણરુપ જેમ તુલસીદાસજી જોયું ને કહ્યું કે અમે જાણીએ છીએ કે રામ ને કૃષ્ણ એકરૂપ છે તો પણ અમારે રામરૂપ જોઈએ. ('તુલસી મસ્તક જબ નમે, પ્રભુ ધનુષબાણ લિઓ હાથ.') અમારો ખ્યાલ બીજી રીતનો છે. મનહરજી પોતાની નિષ્ઠા લઈ ને મગ્ન થઈ જાય તે સારું છે... એક એક કૃષ્ણ, એક એક ગોપી; એક કૃષ્ણ ને બીજી ગોપી જ ગોપી-કૃષ્ણની એવીજ ગતી. એકજ સમય માં છ મહીના છે. એક કૃષ્ણને જ જોઈ રહ્યા એમને સમય થોડો લાગ્યો. કૃષ્ણ એક છે એવી રાસલીલા થઈ... કોઈને કિર્તનમાં જેમ થઈ જાય છે. રાસલીલામાં એક કૃષ્ણ પરંતુ (બધી ગોપીઓ સાથે) બધાની પાસે એક એક કૃષ્ણ જોવામાં આવ્યાં. આવી ગતિની વચમાં પ્રાકૃતિક કોઈ ક્રિડા ચાલતી નથી.

પન્નાલાલ : સિનેમામાં એક તસવીર નથી હોતી, ઘણી છબીઓ હોય છે પરંતુ દેખાય છે એક.

મા : કૃષ્ણનો બિલકુલ પ્રત્યક્ષ પ્રકાશ હોઈ શકે છે. હું વાત બોલી નહીં-સઘળું સંભવ. પકડવાથી પકડી શકાતા નથી. કપજું પકડતાં હાથ આવી જાય છે!

સાત થી સાડા નવ કીર્તન તથા લીલા.

## તા. ૧૪ માર્ચ, ફાગણ સુદ ૪, રવિવાર, બાંધ

શ્રીમા આવીને બેઠી છે. પહેલાં ગીતાપાઠ ત્યાર પછી અખંડાનંદજીની નારી ધર્મ ઉપર સુંદર વાત થઈ છે....

પ્રશ્ન : સ્ત્રીઓને વેદ પઢવાની મનાઈ છે?

અખંડાનંદજી : યજ્ઞોપવિત સંસ્કાર સંબંધ થાય તો એ વેદ ભણી શકે છે. કેવળ સંસ્કારનુ જ બંધન છે. વૈદિક જમાનામાં સ્ત્રીઓને પણ જનોઈ આપવામાં આવતી હતી.

શ્રીમદ્ ભાગવત્: आजग्मुरन्योन्यमलक्षितोद्यमाः ।
स यत्र कान्तो जवलोलकुंडलाः ॥
(અધ્યાય ૨૯, શ્લોક ૪, રાસપંચાધ્યાયી)

વ્રજસ્ત્રી એટલે કૃષ્ણ તરફ જવા વાળી સ્ત્રી. માનસ તે મનમાં સર્વ વ્યાપાર. व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः =એવી વ્રજ સ્ત્રીઓ કે જેમણે મનના બધાજ વ્યાપાર પકડ્યા છે. ગોપી મોરનું પીંછુ જુએ તો એ ચમકે છે, જ્યારે જુઓ ત્યારે આંસુ! કૃષ્ણ નામ એવું છે કે જો ભક્તના હૃદયમાં સીધું પેસી જાય તો નીકળવું મુશ્કેલ છે. એકવાર નારદજી આવ્યા. એક ગોપી પ્રાણાયામ કરી રહી છે. નારદજી ત્યાં બેસી ગયા અને પૂછ્યું : 'શું કરી રહી હતી?' ગોપી કહે, નંદ નો પુત્ર કૃષ્ણ તંગ કરે છે -બેકાબુ મનને કાબુમાં રાખવા માટે, શ્રીકૃષ્ણને નિકાળવા માટે ધ્યાન કરી રહી છું. આવી ગોપીના કાને બંસી નો ધ્વની આવ્યો. કદંબ વૃક્ષ પર જઈ બંસી બજાવે છે. કાન્ત- ક એટલે સુખ -સુખની, શાંન્તિની અંતિમ સીમા. ગોપીઓને કૃષ્ણ વિના એક ક્ષણ એક યુગ જેવી લાગે છે. બંસી-ધ્વનિ સાંભળતાં જ બધું છોડી દોડી જાય છે. સંન્યાસ તે બહારની વેષભુષા નથી, જેના મનમાં સંન્યાસ છે તે ગોપી. સાયંકાળનો સમય છે, કૃષ્ણની વાસળી સાંભળવાં આવી -સાયંકાળને સમયે સમસ્ત આનંદ ઉભરાઇ ગયો છે. કોઈ ગોપી ગાય દોહી રહી હતી તે દોહતાં દોહતાં દોડી, દુધને ફેંકી દીધું ને દોડી -ક્યાં? કોઈ દુધ ઉકાળી રહી હતી તો કોઈ હલવો બનાવી રહી હતી, કોઈ ઘરમાં પીરસતી હતી -જે જે કામ કરતી હોય તે છોડી ને ચાલી નીકળે છે ! બંસરી સાંસારિક કામ, અર્થ, ધર્મનું શોષણ કરે છે. કોઈ ગોપી ના પતિ બહારથી આવ્યા હોય, કોઈ પતિના પગ દબાવી રહિ હોય! તે પણ પતિવ્રતાધર્મ કે સેવાધર્મ છોડીને દોડી જાય છે! એ ગોપીઓનો સાચો સંન્યાસ છે! કોઈ જમતી હોય, બાળકને દૂધ પાતી હોય એ પણ બંસરી સાંભળી દોડે છે. આંખોમાં આંસુ, હૃદયમાં ગોવિંદ! કોઈ લીપી રહી હતી, કોઈ કચરો સાફ કરતી હતી, કોઈ આંખમાં કાજળ આંજી રહી હતી એ પણ ચાલવા માંડી, ઉતાવળમાં વસ્ત્ર પણ ઉંધું પહેર્યું છે, કોઈ એ એક પગમાં ચંપલ (મોજડી. એ યુગમાં પહેરાતું હોય તે) પહેર્યું છે -કોઈ સંબંધી આવેતો પણ બેહોશ કારણ મન કૃષ્ણમાં છે.

આ વાત ચાલે છે ને મા હસવા માંડી - કોઈ ગોપીઓ એવી હતી કે જઓ માટે ઘરમાંથી નીકળવાના રસ્તા ન હતા - તેનું શું થયું?

મનહર : મા, બે સમુદ્ર છે. એક આનંદમયીથી પર્ણ છે, બીજો અખંદાનંદ છે. ત્યાં અમારો ઘડો ક્યાં ખાલી રહે જશે?

મા : તમે અખંદાનંદજી પાસે બેસી આમ ન બોલો. અખંડાનંદના સ્પર્શથી ઘડો ખાલી કેવી રીતે રહી જાય!

સાંજે શ્રીમા ભક્તવૃદ સાથે ફરવા નીકળ્યાં. પહેલાં વૈષ્ણવ બંગાળીબાબાને ત્યાં ગયાં! તેને ત્યાં શ્રી ગૌરાંગ મહાપ્રભુજીનો ખુબ સુંદર ફોટો માએ જોયો, ને ખુશ થયાં. ત્યાંથી મેદાનમાં થઈ શ્રીમા ગંગાકિનારે ગયા. બેત્રાણ દિવસથી ગંગાજીમાં ખૂબ જળ આવ્યું છે -મા બોલી ઉઠ્યાં, 'ગંગાએ સ્વરુપ દેખાડ્યું, કેટલીય વાર બાંધ તોડી નાખ્યો. ગંગા તો બાબા સાથે ખેલ કરે છે. બાબા બાંધ બાંધે ને ગંગા આવીને તોડી નાંખે.' પછી શ્રીમા નરનારાયણના તંબુમાં ગયા; વળી ફરતાં ફરતાં ગંગા પર દૃષ્ટિ કરીને કીર્તનની જગ્યાએ જઈને બેઠાં! કેટલાંયે પશુપક્ષીનાં ટોળાં

ગંગા પરથી પસાર થઈ રહ્યાં હતાં -દ્રશ્ય સુંદર લાગતું હતું. મા ખુશી થયાં ને આશરે પંદરેક મિનિટ બેસીને સુંદર દ્રશ્ય જોયું. બધાંને ખૂબ હસાવ્યાં! તે પછી શ્રીમા કીર્તનમાં ગયાં.

રાત્રે સાડા અગિયાર સુધી શ્રીમા પત્રો સાંભળી રહ્યાં છે! કોઈએ પત્ર ઉપર હસ્તાક્ષર કરાવનું કહેતાં શ્રીમાએ બિન્દુ પાડી આપ્યું એનું મહત્વ શ્રીમા સીવાય કોણ કહી શકે?

## તા. ૧૫ માર્ચ, ફાગણ સુદ ૫, સોમવાર, બાંધ

શ્રીમા સાડાઆઠ વાગ્યે પાઠમાં આવ્યાં છે. શ્રી હરિબાબા ગીતાપાઠ કરી રહ્યા છે. ઊડીયાબાબા પણ બેઠા છે. ગીતાપાઠ બાદ 'કલ્યાણ'-ના નારીઅંકમાંથી હરિબાબાએ વાંચવાં માડ્યું - ઉમા - ઉ=તપસ્યા, મા કુરુ, (માતા ઉમાને કહે છે.)... પ્રભુદત્ત બ્રહ્મચારીનો લેખ, એક ડાકુની વાર્તા-એક ડાકુએ ઘણાં ખૂન કરી છેવટે ગુરુ કર્યા. ગુરુએ કહ્યું: સઘળા તીર્થોમાં જા, સ્નાન કર અને તારા આ ઝંડાને પણ સ્નાન કરાવ. જો તારો કાળો ઝંડો સફેદ થઈ જાય તો માનજે કે તારાં પાપ શુદ્ધ થઈ જશે. તે ડાકુ બધા તીર્થોમાં ગયો. એક સ્થળે દસ ડાકુઓને એક સ્ત્રી પર અત્યાચાર કરતા જોઈ દસે જણને મારી તે સ્ત્રીને બચાવી. ઝંડો સફેદ થઈ ગયો! કારણ પરાર્થે ખૂન કર્યાં. કાર્ય ખરાબ નથી, ભાવના ઉપર આધાર રાખે છે.

### શ્રીમદભાગવત - રાસપંચાધ્યાયી

સ્વામીશ્રી અખંડાનંદજી : જ્યાં ગતિ હોય છે ત્યાં વિઘ્ન આવે છે. વિઘ્ન ગતિનું લક્ષણ છે. ગોપીઓ ભગવાન તરફ ચાલી એને પણ વિઘ્ન આવ્યાં, કંઈક તો વિઘ્ન પસાર કરી ગઈ. ગોવિંદે એમનાં ચિત્ત હરી લીધાં. કૃષ્ણ પાસે ચાલી ગયેલી ગોપીઓનાં રુપ ભગવાને બીજાં બનાવી દીધા-બદલી નાખ્યાં. ભગવાને અપહરણ કર્યું. જ્યાં શુદ્ધ જ્ઞાન છે. ત્યાં જ્ઞાન અને કર્મ નથી. ચીરહરણલીલા કરી. બંસી દ્વારા ગોપીઓના કાનમાં પહોંચે છે. એ છે મંત્રદીક્ષા! કૃષ્ણવિરહના પ્રસંગમાં વિરહાગ્નિમાં અનેક જન્મજન્માતરનાં પાપ બળીને ભસ્મ થઈ ગયાં! શુદ્ધ થતાંજ ધ્યાનમાં ભગવાનનાં દર્શન થયાં! ભગવાનને આલિંગન કર્યું એટલે કે સ્થૂળ શરીર છોડી દીધું. કર્તા-ભોક્તા બંને પડદાઓ તૂટી જાય છે (જેને વિજ્ઞાનમય ને આનંદમય કોષ કહે છે તે). ખરી દીક્ષા ત્યારે થાય છે જ્યારે કર્મસામ્ય થઈ જાય છે. ભગવાનને પામવા પાપ ને પુણ્ય દૂર કરવાં પડશે. જ્યારે પુણ્ય તથા વાસના નથી રહેતી ત્યારે સમાધિ અવસ્થા થાય છે. આમ ગોપીઓ શુદ્ધ થઈ ગઈ!

સાંજે શ્રીમા ફરવા ગયાં ત્યારે ફરતાં ફરતાં બોલ્યાં : વેદાન્તના સિદ્ધાંતનું કોઈ ખંડન નથી કરી શકતું નથી. મંડન થયું નથી, થશે નહીં. ખંડન કરવાથી થશે નહીં... ભક્તિમાં એમ છે. વેદાન્તમાં પણ એવું છે. કશાનો વિરોધ નથી, નિર્વિરોધ... રસ છોડવાની કોઈ વાત નથી, રસ તો રસ જ છે.

શ્રીમા પોતાના રૂમમાં બેઠાં છે. અખંડાનંદજી, પંડિતજી વગેરે અન્ય ભક્તો પણ છે. ડો પંન્નાલાલ 'મા આનંદમયી' નામનું પુસ્તક વાંચે છે... એટલામાં ઊડીયાબાબા આવ્યા. મા ઉઠ્યાં ને પ્રેમથી બાબાને બેસાડ્યા.

ઊડિયાબાબા : પ્રેમ પહેલાં ઈશ્વરનું જ્ઞાન થાય છે. પ્રેમ થતાં તમે પોતાને મોટા નહીં સમજો... પ્રેમની ઉપર વ્રજગોપીનાં નાથ હતાં. પ્રેમની અધિકતાથી ઐશ્વર્યજ્ઞાન મુખ ઉપર આવી જાય છે. પ્રેમ થાય તો અપરાધ થતો નથી. (મનહર પ્રત્યે) તું વાત માનતો નથી.

પન્નાલાલ : માએ કહ્યું હતું કે મિલનકાળમાં ઐશ્વર્યજ્ઞાન નષ્ટ નથી થઈ જતું.

ઊડિયાબાબા : નષ્ટ નથી થતું.
મા : નષ્ટ તો કઈ નથી થતું, પણ પરિવર્તન થાય છે...
પ્રશ્ન : કૃષ્ણ ભગવાનનાં દર્શન થાય છે કે મનની કલ્પના છે?
ઊડિયાબાબા : મન શું કલ્પના કરી શકે છે?... સૃષ્ટિ છે તો પરમાત્મા છે.
મા : બીજું માનવાથી દ્વન્દ્વ થયું. કહે છે દ્વન્દ્વાતીત અને રહે છે દ્વન્દ્વમાં.
ઊડિયાબાબા : આત્મા કહો, ભ્રમ કહો, પરમાત્મા કહો એજ બધું છે. જે કંઈ મૂળ તત્ત્વ છે એ જ છે. લાખો ઘડામાં માટી છે (માટીના છે) ઘડો કે ઘાટ જતો રહે, તૂટી જાય તો માટી રહે છે... પાપ, પુણ્ય સઘળું ભગવત્સ્વરૂપ છે... અન્ય જાણવું જ દુઃખ છે... કૃષ્ણથી અતિરિક્ત વસ્તુ (બીજી વસ્તુ) કંઈ નથી. અન્ય દેખાય છે તે માયા છે. નથી સંસાર, નથી પાપ, નથી પુણ્ય; આપણી બુદ્ધિનો દોષ છે. સંસારમાં કંઈ છે નહીં..ગામમાં ગમે તે કોઈ મરી જાય તો રડતો નથી, ઘરમાં માણસ મરી જાય તો રડે છે. કારણ શું? રાગદ્વેષ હોતાં દુઃખ છે. રાગદ્વેષ આપણે જ પેદા કરીએ છીએ. કોઈને દુશ્મન બનાવી લઈએ. કોઈ છે જ નહીં બધા ઝગડા છે. ખૂબ પ્રસન્ન થઈને રહો.
પ્રશ્ન : રાગદ્વેષથી કેવી રીતે છૂટકારો મળે? .
ઊડિયાબાબા : વિચારથી અથવા પ્રેમથી. રાગદ્વેષ પેદા કરી દીધા! બહુ મળતાં રાગ થાય, દ્વેષ થાય.
પ્રશ્ન : એ શું જીવનો સ્વભાવ છે?
ઊડિયાબાબા : મૂર્ખતા, કુસંગ-સંસ્કાર ગાઢ થઈ ગયા છે. વિચારથી છૂટી શકે છે. જીવનું સ્વરૂપ સ્વભાવ નથી.
મા : કોઈ પૂછે છે એ સંસ્કાર ક્યાંથી શરૂ થયા?
ઊડિયાબાબા : એનો પત્તો અમને નથી. કુસંગ-સંસ્કારથી એમ થઈ ગયું છે. વિષયાસક્ત જીવોને એમ થાય છે-કારણદષ્ટિ, કાર્યદષ્ટિ. કાગળની ચકલી ચાર આનામાં વેચી. બાળકની બુદ્ધિએ ચકલી છે, મનબુદ્ધિની દષ્ટીએ કાગળ છે. જ્યાં સુધી કાગળ રહેશે સુધી દુઃખ રહેશે. પાંચ રૂપિયાની રજાઈથી પણ ઠંડી નહીં લાગે ને પાંચસો રૂપિયાના કપડાથી પણ શીત દુર થશે. મોટાનાનાનો ઝઘડો છે, એ દ્રષ્ટિ છે જ્યાં. જ્યાં સુધી કારણદ્રષ્ટિ નથી ત્યાં સુધી દુઃખ નથી હોઈ શકતું.
મા : અમારી મતલબ શું છે. કાર્યદ્રષ્ટિ પડવાનું થશે. દ્રષ્ટા ને જોયો-કારણ કોણ છે? એ જ કાર્ય છે....

સુંદરલાલ પંડિત કંઈ પૂછવા જતાં ઊડિયાબાબા ઉત્તર આપે છે, મા શાંતિથી સાંભળ્યા કરે છે.

ઊડિયાબાબા : ગુણદોષ નહીં જુઓ તો સર્વ સમય સારું લાગશે. ગુણદોષ આગંતુક છે. એકમાં ગુણનો આરોપ, બીજામાં દોષનો આરોપ. કેવળ આપણા વિચારનો દોષ છે. આસક્તિ ત્યારે હોય જ્યારે વિચારશક્તિ હોય... બચપણમાં અભિમાન પેઠું. એ કેટલો ધર્માત્મા છે, અમને તો કોઈ કલ્પનામાં નથી. વિચાર કરીને જુઓ. હજી સુધી તમે જે શીખતા આવ્યાં, અમારે હાથ નહીં આવે. ખ્યાલ હતો, હજી પણ ખ્યાલ છે... દીર્ઘસ્વપ્ન છે. દીર્ઘ મનોરાજ્ય છે... તમાંરુ માન, પ્રતિષ્ઠા, અપમાન ક્યાં ચાલી ગયું? ક્યાંય નહીં!

પ્રશ્ન : શ્રીકૃષ્ણજી કોનું સ્થાન?

ઊડિયાબાબા : જેને માનો બધું કૃષ્ણ. કૃષ્ણ કે રામ જે કહો એ સિવાય કોઈ નથી. વિચારનો સિદ્ધાંત એ છે. હું તો કૃષ્ણ સિવાય વાત જ કરતો નથી.

મા : કૃષ્ણ જુએ, શિવ જુએ.

ઊડિયાબાબા : કૃષ્ણ જ શિવ છે અને શિવ જ કૃષ્ણ.

મા : કોઈ કહે છે શિવને જોવા

ઊડિયાબાબા : કૃષ્ણ જુઓ, મા જુઓ, ચાચી જુઓ; અમારોં સિદ્ધાંત છે, નરકથી સ્વર્ગ સઘળે ભગવત્સ્વરૂપ છે.

પ્રશ્ન : નરક, સ્વર્ગ શું કહો છો?

ઊડિયાબાબા : મૂર્ખની વાતો છે.

મુક્તિબાબા : એ બધું જૂઠું છુ- ખોટું છે.

પ્રશ્ન : કાગળની ચકલી ખૂબ સુંદર છે, તો કોઈ શું ખરીદી લેશે? જો કાગળ જ સૌન્દર્ય છે.

મા : એક તો વાત કહી. સૃષ્ટિ ક્યારે થઈ? એણે કહ્યું જાણતા નથી. બાબા કહી રહ્યા- તમે કાગળ જુઓ, ચકલી જુઓ, એટલે એક જે બીજું નથી, કાગળ દૃષ્ટિ ચાલી ગઈ.

ઊડિયીબાબા : શાસ્ત્રમાં છે, બ્રહ્મને કોઈ લક્ષણ નથી अवाङ्मनगांचरम्।

મા : अवाङ्मनगांचर બોલે છે. એક છે एको ब्रह्म द्विर्तीयोंऽनास्ति। ભાષા, વાક્ય, આકાર, પ્રકાર, અપ્રકાશ -જેમ માટીનો ઘડો ભાંગતાં માટી સિવાય કંઈ જ નથી. જે કાંઈ માટી એ આકાર, પ્રકાર, પ્રકાશ -જો દોષ હોય -કોના તરફ પ્રકાશ હોતાં, ન હોતાં દોષ દેખે. સોનું એ સોનું. તમે જે બોલો છો, સાંભળો છો, સઘળું, શું નથી, શું છે, વાક્ય દ્વારા પ્રકાશ કરતાં પાર આવે નહીં. ચૂપ એકદમ ચૂપ. તે એકમાત્ર, બીજું હોય શું? બીજી દૃષ્ટિ હોય તો અજ્ઞાની. બીજામાં રમે છે એ તમે સમજો મૂર્ખની જેમ. પથ્થર -તેનું શિવ નામ, પથ્થરનો શિવ એ. આકાર. જ્યાં તર્કભાષા બોલ્યે શું હોય? એ બાબા હું બોલીને! અજ્ઞાન હોય તો કોઈ? આ શરીરે સ્વર્ગ, નરક, રૂપગુણ જે કંઈ તે જ. एको ब्रह्म द्विर्तीयोंऽनास्ति। હા, ના. એ નથી, એ કહે છે ને? સમજવા જેવું. પરંતુ અજ્ઞાની ટકે નહીં.

મુક્તિબાબા : અમે જે, તે તમે કહો છો.

મા : તર્ક કહે છે કંઈ નથી; અજ્ઞાની, જ્ઞાની કંઈ નથી. નથી જે બોલે છે તે સમજવા જેવું, શું સમજાવે; ત્યાં ચૂપ! સ્વયંપ્રકાશ જ્યાં એ વાત. તમે રમત ને લીલા કહો છો ને! એ-અપ્રાકૃત-એને કહો एको ब्रह्म द्वितीयोंऽनास्ति।

ઊડિયાબાબા : શી વાત થઈ રહી હતી?

પન્નાલાલ : કૃષ્ણપ્રેમમાં ઐશ્વર્યજ્ઞાન. જ્યાં કૃષ્ણપ્રેમ છે ત્યાં કૃષ્ણના ઈશ્વરત્વનું જ્ઞાન છે કે નહીં.

ઊડિયીબાબા : પ્રેમ પહેલાં આ જ્ઞાન છે, પહેલાં આ પ્રકારનાં ઈશ્વરત્વનું જ્ઞાન છે પછી પ્રેમ. પ્રેમની પરિપૂર્ણતામાં આ ઈશ્વરત્વનું જ્ઞાન તિરોભાવ થઈ જાય છે.

પ્રશ્ન : શ્રીકૃષ્ણનાં દર્શન થાય કે નહીં? કે મનની કલ્પના છે?

ઊડિયાબાબા : કલ્પના શી ચીજ છે? મન શું કલ્પના કરી શકે છે? અથવા ચીજ મન પહેલાં હોય

તો કલ્પના કેવી? અને વળી મન ચીજ પહેલાં હોય તો કલ્પના હોઈ શકે છે- જગતમાં જે કંઈ જોવામાં આવે છે તે એક જ ભગવત્-સત્તા -અને શ્રીકૃષ્ણ છે ત્યાં કલ્પનાની ગુંજાયેશ (શક્તિ) કેવી? જેમ એક માટીમાંથી જુદાં જુદાં વાસણ બનાવે છે. એમાં કારણ-દૃષ્ટિ રાખતાં સઘળી માટી જ માટી છે. અથવા કાર્યદૃષ્ટિ રાખવામાં આવે તો અલગ અલગ છે. પરમાત્માના સ્વરૂપ સિવાય કોઈ ચીજ માનવી એ જ દુઃખ છે. સૃષ્ટિ પરમાત્માની જ છે. પરમાત્માથી જુદી માનવી એ જ દુઃખનું કારણ છે. જેમ ધ્યાનમાં બેસી જાઓ છો તો કૃષ્ણનાં દર્શન જ્યારે ચિત્તમાં થાય છે ત્યારે ચિત્ત જ કૃષ્ણ બની જાય છે. દૃષ્ટિ ક્યાં રહે?

મા : અતિરિક્ત માનવાથી બે રહી ગયા (દ્વન્દ્વ રહી ગયું). કહો છો દ્વન્દ્વાતીત અને રહો છો દ્વન્દ્વમાં...

ત્યાં સમય થતાં શ્રીમા કીર્તન મંદિર તરફ દોડવા લાગ્યાં. સાતથી આઠ કીર્તન. મંદિરમાંથી શ્રીમા સત્સંગ ભવનમાં ગયાં. આજે લીલા થઈ નહોતી કારણ હરિબાબાને વ્યવસ્થાપક મંડળી બોલાવી નહોતી... તે પછી શ્રીમા પાસે પત્રો વાંચવામાં આવ્યા.

## તા. ૧૬ માર્ચ, ફાગણ સુદ ૬, મંગળવાર, બાંધ

સવારે સાડાઆઠ વાગ્યે શ્રીમા સત્સંગમંડપમાં આવીને બેઠાં છે. શ્રીમદ્ભાગવતનો પાઠ ચાલે છે. શ્રીકૃષ્ણ એક હતા કે અનેક એમ રાસલીલા પર ચર્ચા ચાલી. ત્યાર પછી ચક્રપાણીજીએ વ્યાખ્યાન કરતાં કહ્યું : ભગવાન છે કે નહીં એમાં વિવાદ નથી. ભગવાન કેવા છે એ મતભેદ છે. જે લોકો 'नास्ति-નથી' માને છે એમાં પણ अस्ति આવી જાય છે. વૃંદાવનમાં માધુર્ય અને ઐશ્વર્ય છે. યશોદાએ કદી ઐશ્વર્ય જોવા પ્રયત્ન કર્યો નથી. શ્રીકૃષ્ણે કેટલીક વાર દેખાડવા પ્રયત્ન કરેલો પરંતુ યશોદાનો વાત્સલ્યભાવ હતો (૧) તર્કદ્વારા ભગવાનને જાણવો (૨) ભક્તિ દ્વારા ભગવાનને જાણવો. લોહચુંબક જેવી રીતે લોઢાને આકર્ષે પરંતુ તેમાં કાટ ચડ્યો હોય તો તે લોખંડને ખેંચી શકતું નથી. તેવી જ રીતે જીવમાં આવરણ રૂપી કાટ હોવાથી ભગવાનરૂપી ચુંબક ખેંચી શકતો નથી. ભગવાન કહે છે કે ગોપી ઓ મારું તત્ત્વ જાણે છે એટલું કોઈ જાણતું નથી. બ્રહ્માજી જ્ઞાનસંપ્રદાયના આચાર્ય છે છતાં કહે છે ગોવાળ બનવાનું સૌભાગ્ય મળી જાય કે ગોવાળિયાના ચરણની રજ મળી જાય તો પણ સૌભાગ્ય છે.

મા : અગ્નિમાં જાણીને કોઈ પડે કે અજાણથી, પરંતુ અગ્નિ તેને જલાવશે જ. ભગવાનને પ્રેમ દ્વારા કે દ્વેષ દ્વારા પ્રાપ્ત કરી શકાય છે. ભગવત્-પ્રેમમાંથી આનંદની પ્રાપ્તિ થશે. કંસ, શિશુપાળ વગેરે દ્વેષથી ભગવાનને પ્રાપ્ત થયા. દ્વેષ કરતાં કરતાં ચિત્તવૃત્તિ કૃષ્ણમય થઈ જાય છે કારણદ્વેષને લીધે હંમેશા જલન રહ્યા કરે છે. કોઈ ઉપાયે એની પાસે જવા કોશિશ કરે.

પ્રશ્નકર્તા : નારદે કહ્યું હતું કે ગોપીઓને માહાત્મ્યજ્ઞાન હતું.

મા : જ્ઞાન ના હોય તો થાયજ નહીં-કોઈ સ્થાનમાં મહાત્મ્યજ્ઞાન રહે છે. પ્રેમમાં કોઈ નિયમ નથી એ તો વાત છે. કોઈ સ્થાનમાં 'હા' રહે છે, કોઈ સ્થાનમાં 'ના'- નથી રહેતું-નહીં તો અનંત કેમ કહેવાય? જેમ આગમાં જાણીને કે અજાણથી પગ નાખતાં દઝાશે જ એવી રીતે ભગવાનનું નામ પણ આગ જ છે (અગ્નિ જ છે).

પ્રશ્ન : ભગવાન અમારા છે અને હું એનો છું, એ સંબંધનું જ્ઞાન કેવી રીતે થાય? શું કોઈ ઉપાય છે?

અખંડાનંદ : ભગવત્-નામ કરતે કરતે થઈ જાય છે.
મા : કેવી રીતે એ કરતે કરતે થઈ જાય છે?
પ્રશ્નકર્તા : મા, સાફ સાફ બતાવો. ગોળ ગોળ વાત ન કરો.
ડૉ પન્નાલાલ: ભગવાન સાથે સંબંધ કેવી રીતે જોડવો? ઉપલબ્ધિ કેવી રીતે થાય?
મા : પોતાનાં માતાપિતાને કેવી રીતે માનો છો? આ શરીર એક વાર બાજીતપુરમાં હતું. આ શરીરના જેઠનો પુત્ર-આશુ, બીજા એક છોકરા સાથે નિશાળે જઈ રહ્યો હતો. એ છોકરાને કોઈ સ્ત્રીએ દત્તક લીધો હતો. છોકરો તે જાણતો ન હતો. રમતરમતમાં આશુએ એને કહી દીધું કે તને દત્તક લીધો છે. ઘેર ગયા પછી એ છોકરો ખૂબ રડવા લાગ્યો, અને પોતાની માને પૂછવા લાગ્યો : 'શું તું મારી મા નથી?' 'મારાં માબાપ તમે નથી?' બહુ સમજાવી છોકરાને શાંત કર્યો. એ બાઈએ આ શરીરને કહ્યું કે 'આશુને કહેજો આવી કોઈ વાત આ છોકરાને ના કહે.' એને ભાન નથી કે એ છોકરાને આમ ન કહેવું જોઈએ.

ત્યારપછી આત્મસમર્પણ કેવી રીતે કરવું તેની ઉપર આલોચના થઈ. શ્રીમાએ કહ્યું: સમર્પિત છે જ. સમર્પણ કરવામાં તો 'હું' રહી જાય છે. પ્રકાશ થઈ જાય એ તો વાત છે.

અખંડાનંદ : એનામાં કંઈ પણ-કોઈ પણ-હો, સમર્પિત છે. એ કોઈ કવિતાની વાત નથી, એ તો સત્ય વાત છે. એ કેવી રીતે ક્યાંથી આવ્યો છે? પ્રેરક કોણ છે?
પન્નાલાલ : અંતરઆત્મા પ્રેરક છે.
અખંડાનંદ : એ મોકલી આપે છે, ત્યારે તો એની જ વસ્તુ જ છે.
પન્નાલાલ : અમે ભગવાનનો સંબંધ ભૂલી ગયા છીએ.
અખંડાનંદ : ભૂલવું એ પણ એ છે.
મા : આ જે સ્થિતિ હોય છે, વીણી વીણીને-જેમ આંખનો પલકારો થાય છે (એટલે કે દરેક મિનિટે) ચાલતાં, ફરતાં, સર્વ કંઈ કરતાં, હરેક સમયે સમર્પણનો ભાવ આવી જાય તો પછી કોઈ વાત નથી.
અખંડાનંદ : એક વાર હનુમાનદાસ પોતદાર સાથે વાત થઈ હતી. એમણે કહ્યું, ભગવાનની સ્મૃતિ રહે એમ કરવું જોઈએ. મેં કહ્યું, ભગવાનની વિસ્મૃતિ કોને થઈ છે?' પડદાના રૂપમાં ભગવાનને જ્યાં સુધી ઓળખ્યા નથી. આવરણ પણ તો ભગવાનનું જ છે. (અખંડાનંદજી ઊઠીને જાય છે.)
મા : વિચારથી અભ્યાસ કરતાં કરતાં ભગવત્-સ્મૃતિ કરી લે છે. વિચારથી કરી લેતાં કદીક ભૂલી પણ જાય છે. જ્યાં સ્વયંપ્રકાશ ત્યાં ભૂલવા કરવાની વાત નથી. અભ્યાસ કરતાં કરતાં સ્વયંપ્રકાશ એટલે નિવારણ પ્રકાશ થઈ જશે. સ્વયં સ્થિતિ મેળવી લે છે, એ પણ એક સ્થિતિ છે. ત્યાં 'શું' એવો પ્રશ્ન રહેશે નહીં. 'શું' પ્રશ્ન જતો રહેશે ત્યારે સ્વયંપ્રકાશ થશે. અર્પિત જો કરે તો નથી થતું. અર્પિત જો કરે તો અહંકારથી કરવું પડશે. શુદ્ધ પ્રયત્ન કેવી રીતે થાય? જે અર્પિત થયું છે તે પ્રકાશિત થઈ જવું જોઈએ. એમ ભાવના થોડામાં થોડી રાખો.
પ્રશ્ન : સમજે કે ના સમજે અમે અર્પિત છીએ-એમ માને છે શું?
પન્નાલાલ : એને એમ કહ્યું, 'ભક્તિ આપો!' એણે કહ્યું, 'આપી,' અમે કહ્યું, 'અમને સંતોષ નથી થયો.' એણે કહ્યું : તમે અર્પિત જ છો, એ કહેવાથી સંતોષ નથી થયો.

મા : અને થાય તો માંગો નહીં.

પન્નાલાલ : કહે છે કે નામ હરતાંફરતાં (હેલયા) શ્રદ્ધાથી કરો. નામમાં એવી શક્તિ છે. બીજું એમ પૂછે છે કેવી રીતે ભગવાન સાથે સંબંધ થાય? એ બધાથી મને હિંદુ ધર્મમાં અરુચિ થતી જાય છે. મે કહ્યું હતું કે જે લોકો કહે છે કે ભગવાનનું નામ લેવામાં શ્રદ્ધાની જરૂરિયાત છે એ લોકો હિંદુ ધર્મના શત્રુ છે.

મા : નામ કરતે કરતે શ્રદ્ધા થઈ જશે.

પન્નાલાલ : અમને કોઈએ (પોતાના ગુરુ સંબોધીને) કહ્યું હતું કે તમે ભગવાનનું નામ લો, શ્રદ્ધાની કોઈ જરૂરિયાત નથી.

મા : આ શરીર કહે છે શું શ્રદ્ધા નથી થઈ રહેતી? શું કરવાનું? ભગવાનની સેવા કરો, સાધુ-મહાત્માઓનો સંગ કરો, એનાથી શ્રદ્ધા ઉત્પન્ન થશે, જરુર થશે.

પન્નાલાલ : હરિબાબા કહે છે કીર્તનમાં આનંદ નથી આવતો કારણ કે કીર્તન કરવાવાળા લોકોના ઈષ્ટ એક નથી, એકકંઠ નથી. એ સઘળું મારી સમજમાં નથી આવતું.

પિતાજી કહે છે ત્યારે એમને જ પૂછી જોવું, એનો ઉત્તર કંઈ આપી દેશે.

કથાપ્રસંગે શ્રીમાએ કહ્યું : 'અર્પિત તો છે જ.'

પન્નાલાલ : મારો પ્રશ્ન 'અર્પિત' માટે નહોતો, મારો પ્રશ્ન નામના ફળ માટે હતો.

મા : (પન્નાલાલ પ્રત્યે હસતાં હસતાં) તમને શું કહ્યું નહીં? (હેલાયા) હરતાંફરતાં-રમતાં રમતાં સાધુ-સંતનું નામ લીધા કરો, ને એ જ રીતે (સહજ ભાવે) શ્રદ્ધાથી સત્સંગ કરો, કીર્તન કરો, એનું કામ થઈ જાય છે. ભગવાન સર્વના માતાપિતા છે.

પન્નાલાલ : ભગવાન કેવી રીતે અમારા માતાપિતા છે? અમારા તો નથી.

મા : બહુ સુંદર વાત છે. આ (પોતાના તરફ આંગળી કરીને) મોટી બાળકીને ધમકાવવામાં આવે તો બહુ સારું છે. બાળકીની વાતથી હસશો?

પન્નલાલ : મોટી બાળકીમાં શક્તિ હોય તો હસાવે. મારો બહુ અગત્યનો પ્રશ્ન છે. કોઈએ મને સંતોષ નથી આપ્યો.

મા : એટલા માટે દુઃખ છે, નહીં?

પન્નાલાલ : ભગવાન અમારો છે, અમારા માતાપિતા છે એવી ઉપલબ્ધિ કરાવી દો.

મા : પિતાજીની વાત બહુ સારી લાગે છે. તમે મને એવી એવી વાત કહ્યા કરો, બીજાને કહો નહીં. બીજા સમજશે કે મારી ઉપર હુકમ ચલાવે છે.

પન્નાલાલ : અમે તો આપને છેતરવા માટે મા કહીએ છીએ.

મા : મહાત્માઓને કહો, તેઓ ઉત્તર આપશે. બાળકીની પાસે તમારી ઈચ્છા કહો તેથી શું? મહાત્માલોક કૃપાદૃષ્ટિ કરે એ જ ઉત્તર છે, કરુણાદૃષ્ટિથી જુએ...

પન્નાલાલ : અમે તો કોઈની પાસે નહીં જઈએ.

મા : બહુ સારું.

પન્નાલાલ : કહેવાનું એમ છે કે અનન્યતા હોવી જોઈએ.

મા : બહુ સારી વાત છે. આ વાત જ્યાં કહેતાં તૃપ્તિ થાય ત્યાં કહી દો.

પન્નાલાલ : અમે કહ્યું હતું કે અહી આવવાથી હાનિ થઈ.

મા : અમારા ખ્યાલથી કંઈ હાનિ નથી થઈ. એકલક્ષ્યતા, એકનિષ્ઠા ભંગ નથી થઈ.

પન્નાલાલ : અમારો વૈષ્ણવ સિદ્ધાંત કમજોર થતો જાય છે.

મા : જો કમજોર થઈ શકે છે એ કમજોરી સારી છે.

પન્નાલાલ : કોઈ વસ્તુ સંગથી એવી થઈ જાય છે -નારદજીએ ભક્તિસૂત્રમાં કહ્યું છે -कः स्तरति कः स्तरति मायां? (कस्तरति, कः तरति)

મા : મારું તો કહેવાનું છે કે સત્સંગથી તમને ફાયદો થયો છે. તમારો સિદ્ધાંત શું છે?

પન્નાલાલ : મારો સિદ્ધાંત એમ છે કે શ્રદ્ધા વગર પણ ભગવાનનું નામ લે તેમાં પણ ફાયદો થાય છે.

મા : કોઈ સેંકડો વાત કરે, કદી પણ પોતાના સિદ્ધાંતથી ખસવું જોઈએ નહીં. પોતાની નિષ્ઠા આપી એ ખુદ પકડાવી રાખશે. એ પાક્કો સિદ્ધાંત છે, ખરું ને? (પન્નાલાલ પ્રત્યે) તમે કદી ખેલ કર્યો?

પન્નાલાલ : હા થોડો ખેલ કર્યો. આ તો જીવનમરણના ખેલની વાત છે. એમાં ખેલ કેવો?

મા : એ તો સાચી વાત છે.

પન્નાલાલ : કહે છે કે त्वमेव माता च पिता त्वमेव, બાકી મનમાં કહે છે કે પન્નાલાલ તું ખૂબ hypocrate (ઢોંગી) છે.

મા : ગોપીઓ કહે છે એવું પણ કહો. કૃષ્ણકથા તો કરી, જેમ નામ કરતાં કરતાં લાભ થાય છે; આ ભાવના લાવતાં લાવતાં પણ પામવાની આશા છે.

પન્નાલાલ : એ કૃષ્ણ કાળા રસરંગમાં ડૂબીને ગોરા થઈ ગયા.

મા : ભગવાનને માટે જેને જલન થાય છે તે સારું છે.

પન્નાલાલ : એ બીમારીની દવા પણ આપવી પડશે એમ કહેવાથી એ બીમારી જતી નથી.

મા : મોટી બાળકીએ બે ફાયદા કરાવ્યા, કેમ?

પન્નાલાલ : એ તો જાણે છે કે મા જે કરે તે સારાને માટે કરે છે.

મા : અથવા તમે સત્સંગનો ફાયદો સમજો ના સમજો, સત્સંગના વાયુમંડળમાં બેસવાથી ફાયદો થશે.

પન્નાલાલ : ત્યારે તો આશા છે.

મા : ભગવાનને માટે રડવું આવે તો સારું છે. અરે, ભગવાન હજી સુધી ના મળ્યા, હસવું કેમ આવે? એ તો દરેક મનુષ્યે શીખવાની વાત છે.

પન્નાલાલ : એક બાજુથી કહો છો કે ભગવાન પત્ર, પુષ્પ આપવાથી ખુશ થઈ જાય છે -વળી જોડી દીધું भक्त्या (ભક્તિથી) એટલે જાણી લીધું કે ધર્મમાં કાંઈ નથી. ભક્તિ નક્કામી છે. કોઈએ કૃષ્ણને મેળવ્યા છે -કોઈને અનુભવ છે... વળી

ये यथ मां प्रपधन्ते तांस्तथैव भजाम्यहम्

મનહર : પોતાના મનની વાત કોઈને કહેવી જોઈએ કે નહીં?

મા : જેવી બીમારી એવી દવા. બહુ જોરની બીમારી હોયતો કહ્યા વિના રહી ના શકાય, જે થઈ જાય છે તે થઈ જશે.

## તા. ૧૭ માર્ચ, ફાગણ સુદ ૮, બુધવાર, બાંધ

સત્સંગનો સમય સવાર ૮થી ૧૦ાા છે. પૂ. હરિબાબાના સત્સંગમાં સમયસર જવા માટે શ્રીમા હમેશાં પ્રયત્ન કરે છે. શશધરદા શ્રીમાને સમય કહેવા માટે ત્યાં જ ઊભા છે. શ્રીમા તૈયાર થઈ ગયા છે, પરંતુ તેમણે કંઈ લીધું નથી તેથી મહારતનજીએ સમય કહેવા માટે શશધરાને રોક્યા છે. શ્રીમાને દહીં ખવડાવ્યું. મા સમય જાણે તો કઈ જ લીધા વગર ચાલ્યાં જાય! દહીં લીધા પછી શ્રીમાએ સમય પૂછયો, 'શુ ટાઈમ?' શ્રીમાના મુકામથી સત્સંગનો રસ્તો દસ મિનિટનો હતો અને એક મિનિટ બાકી હતી. શ્રીમાએ મહારતનજી ને ધમકાવવા માડંયુ: 'તમે બરાબર કામ ના કર્યું! સાથે જ રહેવા છતાં આ શરીરનો ભાવ સમજતા નથી ને શત્રુનું કામ કર્યું!' માનો ઠપકો

સાંભળીને હું હસવા માંડ્યો. શ્રીમાએ ગંભીર થઈને કહ્યું : 'મને હસવાનું અત્યારે ગમતું નથી.' એટલે સહુના ચહેરા ગંભીર થઈ ગયા તે જોઈને શ્રીમા ધમકાવતાં ધમકાવતાં હસી પડ્યાં ને કહ્યું: 'મને ગંભીર થઈને થોડું ધમકાવવા દે.' એ સાંભળી બધા હસી પડ્યાં. સત્સંગ મંદિરમાં પહોચ્યાં પછી શ્રીમાં મહારતનજીના સામું જોઈને હસે છે. પ્રોગ્રામ પૂરો થયા બાદ પોતાની રુમમાં આવી મહારતનજી કહે છે : 'તને ધમકાવી માટે તું મને દંડ આપ.' મહારતનજીએ કહ્યું: 'હા મા, જરુર દંડ આપીશ'-'શિક્ષામાં આજે રાત્રે મારી પાસે સૂઈ જવાનું'

સત્સંગ મંદિરમાં રામાયણનો પાઠ થઈ રહ્યો છે- ચર્ચા ચાલી રહી છે કે કાશીમાં દરેક વ્યક્તિના મુત્યુ સમયે સાક્ષાત્ વિશ્વનાથજી આવીને કાનમાં 'રામ' નામનો તારકમંત્ર આપે છે. તે પ્રસંગે શ્રીમાએ કહ્યું : ગયા સપ્ટેમ્બર માસમાં વર્ષાઋતુમાં બ્રહ્મચારી કાલાચાંદની મા મુત્યુ પામી, તે છેલ્લા બે દિવસથી બેહોશ થઈ જતાં ગંગાકિનારે લઈ જવામાં આવી. મેં જઈને જોયું ત્યારે શ્વાસ લગભગ બંધ થઈ ગયો છે ને ડાબો કાન નીચે દબાયેલો છે. અંતિમ શ્વાસ પહેલાં કોણ જાણે કોઈએ માથું ના ફેરવ્યું હોય તેમ ડાબો કાન ઉપર આવી ગયો! આ રીતનાં મૃત્યુ કાશીમાં બે વ્યકતિનાં જોયાં. ખુકુની દીદીના કાકા સ્વામી તૂરિયાનંદજી ખૂબ બીમાર હતાં. તેમણે શ્રીમાને કહ્યું : 'મા, હવે વિદાય આપો.' તેમની નબળી સ્થિતિમાં પણ આશ્રમમાં લઈ જવામાં આવ્યાં. માએ કહ્યું: હું જોઉં છું કે શરીર શાંત થતું જાય છે. મેં પૂછયું : 'ગુરુમંત્ર યાદ છે? મંત્ર થઈ રહ્યો છે?' એમણે કહ્યું : 'હા, થઈ રહ્યો છે'.... ધન્ય છે આવા પવિત્ર આત્માઓને જેમના અંતિમ સમયે સાક્ષાત્ વિશ્વજનની શ્રીમા સામે ઊભા છે!

શ્રીમાની રુમમાં સ્વામી અખંડાનંદજી, સુંદરલાલજી તથા અન્ય ભકતો બેઠા છે. રાસલીલા સંબંધી વાત થતાં એક સાધુએ કહ્યું: 'મા, તમે શું સમજ્યાં તે કહો, આપ તો ખૂબ ધ્યાનપૂર્વક સાંભળો છો.'

મા : આ શરીર તો સઘળું સાંભળે છે, અથવા તો કંઈ જ નથી સાંભળતું. ગુણ જોતાં જે પ્રેમ થાય તો મોહ થઈ જાય છે; રૂપ જોતાં, ગુણ જોતાં જે રુપશકિત, ગુણશકિત એમાં મોહ છે.

અંખડાનંદજી : માત્ર રાધારાણીનો પ્રેમ શુદ્ધ પ્રેમ છે.

## તા. ૧૮ માર્ચ, ફાગણ સુદ ૮, ગુરુવાર, બાંધ

(સવારે તબિયત ઠીક ન હોવાથી પાઠ તથા કીર્તન-સમયની નોંધ નથી લીધી.)

પ્રશ્ન : અનન્ય ભકિતની અવસ્થા ઘટતી નથી- એવું રહસ્ય શું છે?

મા : બાબા તો છે, એને પ્રશ્નમાં ઉત્તર રહેલો છે એમ અંખડાનંદજી કહે છે. કેમ હોય છે એનો ઉપાય છે. ભગવત્ અર્થે જે કંઈ થઈ રહે છે તે વ્યર્થ નથી જતું. એટલો સમય તો લાભ થતો જાય છે. બનતો બનતો બની જાય છે.

પ્રશ્ન : શરણાગતિનું સ્વરુપ શું છે?

મા : જે લાડુ ખાય, રસગુલ્લાં ખાય એની પાસે જે છે એ એનો સ્વાદ જાણે છે. મહાન પુરુષની કૃપા; એ તો કરવાની વસ્તુ નથી.

હરિબાબા : સત્સંગ સાંભળતાં સાંભળતાં કાન બહેરા થઈ ગયા.

મા : દવાખાને જવું પડે તો ગમે નહીં. કંટાળો આવે. દવા કડવી લાગે પરંતુ લાભ થાય. ઉત્તર પિતાજીની પોતાની પાસે છે. સર્વમાં સ્વયંપ્રકાશ રહ્યો છે.

અંખડાનંદજી : હરિબાબા જેવાને તૃપ્તિ કરાવવી તે તો આપ જેવાનું કામ.

મા : ભૂખ જો થાય (લાગે) તો મળી જાય.

હરિબાબા : ભોજન તો ના આપ્યું પરંતુ જલન (ભૂખ) વધારી દીધું (દીધી).
મા : જ્યારે બધું બળી જશે ત્યારે મળી જશે.
હરિબાબા : કૃપા જ એકમાત્ર ઉત્તર છે.
મા : ત્યારે તો સ્વયંપ્રકાશ!

આજે સત્સંગમાં એક યમુનાવલ્લભ પંડિતજી વૃન્દાવનથી આવ્યા છે. તેમણે શ્રીમાના સંબંધમાં પોતાનો અનુભવ સભામાં રજૂ કર્યો. તેમણે કહ્યું : મા, હું વૃન્દાવન આવવાને આગલે દિવસે ઊંઘમાંથી રાત્રે બે વાગે ઊઠ્યો. પૂજાપાઠ કર્યા બાદ સૂઈ ગયો. સ્વપ્નમાં એક સિંહવાહિની દેવીનાં દર્શન કર્યાં. કોઈએ કહ્યું : 'મા આનન્દમયી આવ્યાં છે.' હું તરત જ જોવા ગયો. ત્યાં જઈને જોયું તો માનું રુપ કાળું જોયું. ચાર વાગે આંખ ઊઘડી ગઈ. મેં મારી સ્ત્રીને વાત કરી. એટલામાં ખબર આવ્યા કે મા આનન્દમયી પધાર્યાં છે. સ્વપ્નમાં માએ કહેલું : 'હું વૃન્દાવનમાં આવી છું, તું શા માટે નથી આવતો?'

મા : વૃન્દાવન કાલા(કૃષ્ણ કાલા)નું ધામ છે એટલે કાળી થઈ ગઈ. શ્રીકૃષ્ણે એવો રંગ આપી દીધો, સ્નેહ કરીને....શું કરું?

## તા. ૧૯ માર્ચ, ફાગણ સુદ ૯, શુક્રવાર

શ્રીમદ્ભાગવતકથા-
ચૈતન્ય મહાપ્રભુજી-અચિન્ત્ય ભેદાભેદ
રાધાવલ્લભ-દ્વૈતવાદ
નિમ્બાર્ક-દ્વૈતાદ્વૈત
વલ્લભસંપ્રદાય-વિશુદ્ધાદ્વૈત
રામાનુજાચાર્ય-વિશિષ્ટાદ્વૈત
શંકરાચાર્ય-કેવલાદ્વૈત

(તત્વની બાબતમાં જેને અનુભવ છે તે ભેદ જોતો નથી. ત્યાં સર્વ આચાર્યોનું મિલન થાય છે.)

શ્રીમાની રૂમમાં ભકતો માને વીંટળાઈને બેઠા છે. ત્યાં લગભગ છ વાગ્યે અખંડાનંદજી માની રૂમમાં પધારે છે. મા તરત જ ઊભાં થઈને સ્વામીજીને 'નમો નારાયણ' કહી આવકારે છે.

અખંડાનંદજી : મા, આપ જ નારાયણ છો.
મા : હા, આપ જ નારાયણં છો.
અખંડાનદજી : એક મહાત્મા પાસે કોઈ બીજા મહાત્મા ગયા. એમણે પૂછયું : 'કેમ આવ્યા?' ત્યારે કહ્યું : 'આપના દર્શન કરવા આવ્યા.' મહાત્માએ કહ્યું : આપનું દર્શન કરો....કથા પ્રસંગે મા બોલ્યા : આ શરીર હરેક સમયે કહે છે કે જે રાધા છે એ જ કૃષ્ણ અને કૃષ્ણ છે એ જ રાધા છે. અભિન્ન જ ચાલી રહ્યું છે. વેદાંતથી દૂર કયાં છે, કોઈ જગ્યાએ જયાં અનેક એક દેખાય છે ત્યાં 'હતું'ની વાત નથી રહેતી. પોતપોતાનો ભાવ- 'હતું' શું? 'છે'.
સ્વામી : ઉપનિષદ તત્ત્વમાં જે છે-બધું છે. માત્ર ભાષાનો ભેદ છે.
મા : દરેક સમયે બ્રહ્મ જ છે.

એક પંજાબી મહાત્માએ એકાગ્રતા ઉપર વાત કરી, મનની ચંચળતા વિશે કહ્યું. ત્યાર પછી શબ્દ, સ્પર્શ, રસ, રુપ, ગંધ-આ પાંચ સર્વમાં હોય છે- બધી જ્ઞાનેન્દ્રિયો સાથે જો મનનો સબંધના હોય તો કોઈ ઈન્દ્રિય વ્યાપાર કરી શકતી નથી. સમસ્ત દુનિયા પોતાના મનમાં રહેલી

છે. જે મન જીતે તે જગત જીતે. મન પોતાનો બંધુ અને શત્રુ પણ છે. મનને જીત્યા વગર કોઈ જ્ઞાની કે ભક્ત ચરમ્ વસ્તુ પ્રાપ્ત કરી શકતો નથી. બાહ્ય ત્યાગ તે ત્યાગ નથી, ચિત્તનો ત્યાગ તે ખરો ત્યાગ છે.

### તા. ૨૨ માર્ચ, ફાગણ સુદ ૧૨, સોમવાર, બાંધ

સવારે ૮ વાગ્યે શ્રીમા નિયમ પ્રમાણે પાઠમાં ગયાં. ત્યાંથી સત્સંગ ભવનમાં ને તે પછી કીર્તનમાં. ૧૧॥ વાગ્યે કીર્તનમાંથી પાછાં ફરતાં શ્રીમાએ કહ્યું : 'કાન્તિ, હીરુ તથા વિભુનું મારે કામ છે, એકાંતમાં ચાલો.' અમે ત્રણે માની સાથે એમની રુમમાં ગયાં. શ્રીમાએ કહ્યું : 'આજે રાત્રે હરિબાબા, ઊડિયાબાબા સાથે તમારે ત્રણે જણાએ એક લીલા કરવાની છે. કાન્તિ ને વિભુ જાણે બદરીનારાયણ, કેદારનાથ જઈ રહ્યા હો તેવો વેશ કરજો. હીરુ જાણે કેદારનાથથી પાછો આવી રહ્યો છે. કેદારનાથ પહોંચ્યા પછી ઊડિયાબાબાની કેદારનાથ તરીકે પૂજા કરજો. ચારે તરફ દૃષ્ટિ ફેંકીને કહેજો કે, 'અરે, અહીં તો સર્વ શિવ સાક્ષાત્ બિરાજી રહ્યા છે!' અને સ્ત્રીઓ તરફ દૃષ્ટિ નાખીને કહેજો કે, 'અહા! આ તો સાક્ષાત્ ભગવતી માતાઓ બેઠી છે.' હરિબાબાની બદરીનારાયણ ભગવાન તરીકે પૂજા કરજો. વેશ પણ બદરીનારાયણની યાત્રાએ જતા હો તેવો જ કરજો. સાથે એકાદ પોટલું રાખજો. કમલ વગેરે બીજા કોઈને સાથે લેવા હોય તો લેજો. ખૂબ જ ભાવપૂર્વક લીલા થવી જોઈએ.' મા પોતે અમને આ બધી સૂચના આપે પછી અમારા આનંદનો પાર ક્યાં રહે! સાક્ષાત્ વિશ્વજનની! અમે ત્રણે જણા કમલદાની કુટિરમાં જઈ શશધરદાને સાથે લઈ પાંચે જણા રિહર્સલ કરવા લાગ્યા! મારા સિવાય બધા જ બંગાળી એટલે હિંદી મારે શીખવવાનું હતું. અમે ઉત્સાહપૂર્વક તૈયારી કરી. રાત્રે શ્રીમા, ઊડિયાબાબા, હરિબાબા સમક્ષ નાટક ભજવ્યું. શ્રીમા તથા પ્રેક્ષકો અમારું નાટક જોઈ ખુશ થતા જણાતા હતા.

### તા. ૨૪ માર્ચ, ફાગણ સુદ ૧૪, બુધવાર, બાંધ

આજે સત્સંગ ભવનમાં ખૂબ ભીડ થવા માંડી છે, કારણ આવતીકાલે શ્રીચૈતન્ય મહાપ્રભુજીનો જન્મદિન છે તથા હોળી છે. આધ્યાત્મિક વિષયો ઉપર સૂંદર વ્યાખ્યાનો થઈ રહ્યાં છે. એક વયોવૃધ્ધ મહાત્માજી શ્રીકૃષ્ણ સંબંધી સુંદર ભજનો સંભળાવે છે. ભજનમાં આવતું હતું ' હે ભગવાન, મૈં તિહારી ' ત્રણ વાર કહો. પન્નાલાલે શ્રીમાને કહ્યું : મા, તમે પણ ત્રણ વાર કહો 'મેં તિહારી.' માએ કહ્યું : ત્રણ વાર શું? 'તુમ્હારી હૈ હી'-તમારી છું જ.

### તા. ૨૫ માર્ચ, ફાગણ સુદ પૂર્ણિમા, ગુરુવાર

આજે મહાપ્રભુજીના જન્મદિન નિમિત્તે મહોત્સવ ચાલી રહ્યો છે. બાંધના આશ્રમને સૂંદર ધજા-પતાકાઓથી શણગારવામાં આવ્યો છે. ચારે બાજુ જનસમુદાય ઊભરાયો છે. સત્સંગ ભવન તથા કીર્તન ભવન લોકોથી ભરાઈ ગયા છે. શ્રીમા સત્સંગ ભવનમાં બેઠાં છે. ભક્તિનો અવિરત પ્રવાહ વહી રહ્યો છે. દિનરાત કીર્તન, પાઠ વગેરેથી વાતાવરણ પ્રસન્નતાથી ભરપૂર લાગે છે!

### તા. ૨૬ માર્ચ, ફાગણ વદ ૧, શુક્રવાર, બાંધ

આજે બાંધમાં શ્રીમાનો છેલ્લો દિવસ છે. શ્રીમા સવારે પાંચ વાગ્યે કીર્તનમાં ગયાં. સત્સંગમાં હરિબાબાનો પાઠ તથા ભજન વગેરે ગવાયાં. ૧૦ થી ૧૧ નો કાર્યક્રમ ગંગાપૂજનનો હતો. ગંગાકિનારે નાનકડો મંડપ કરવામાં આવ્યો છે. શ્રીમા તથા દીદી બળદગાડીમાં બેસી ગંગાકિનારે જઈ રહ્યાં છે. હરિબાબા તથા ભક્તવૃન્દ કીર્તન કરતું પાછળ જાય છે. અમે શ્રીમાની

બળદગાડી પાછળ દોડતા જઈ રહ્યા હતા. ક્યાંક બળદગાડી ઠેલીએ છીએ. સહુના આનંદ, ઉત્સાહનો પાર નથી. ગંગાકિનારે ધજા-પતાકાથી સજાવેલાં નાવડામાં અમે બધાં પણ શ્રીમા સાથે બેઠાં અને શ્રીમાનો સ્પર્શ કરાવી અમે ગંગામાને દૂધ ચડાવવા માંડયુ. શ્રીમા તથા ઊડિયાબાબાએ ગંગામાં દૂધની ધારા કરતાં જ ભક્તો ગંગામાં કૂદી પડયા ને પડતું દૂધ આરોગવા લાગ્યા, જાણે આનંદની મસ્તી! મને તરતાં નહોતું આવડતું છતાં થયું કે ગંગામાં કૂદી પડું! છેવટ હિંમત કરી શ્રીમાની સામે કૂદી પડયો! ભક્તો ગંગામાં પણ કીર્તન કરે છે. ત્યાં ગંગાનું પાણી વધવા માંડયું એટલે મેં નાવડું પકડી તરવું શરુ કર્યું. શ્રીમાએ તે જોયું ને પૂછયું : 'કાન્તિ, તરતાં આવડે છે?' મેં કહ્યું : 'ના મા.' મા દીદી તરફ જોઈને કહે : 'જો તરતાં નથી આવડતું છતાં ગંગામાં કૂદી પડયો છે!'

સાંજે સત્સંગ ભવનમાં હાસ્ય-વિનોદની લીલાઓ થઈ. સાડાછ વાગ્યે અમે હરિબાબાની પ્રેમભરી વિદાય લઈ બબરાલા સ્ટેશને જવા ઊપડયા અને રાત્રે દોઢ વાગ્યે પહોંચ્યા. તા ૨૭મીએ સાંજે લખનૌ પહોંચ્યા. શ્રીમાને અને અમને બધાંને લખનૌમાં એક ભકતના બગીચામાં ઉતારો આપ્યો છે. અહીં પણ શ્રીમા સત્સંગ-સંમેલનમાં પધાર્યાં છે.

### તા. ૨૮ માર્ચ, ફાગણ વદ ૪, રવિવાર, લખનૌ

સવારે આઠ વાગ્યે શ્રીમાને મળવા સ્વામી શરણાનંદજી (પ્રજ્ઞાચક્ષુ) આવ્યા છે. શ્રીમા તથા સ્વામીજી તંબૂની બહાર ચોગાનમાં કીર્તન માટેની જગ્યાએ બેઠાં છે. શ્રીમાએ કીર્તન ચાલુ કરવા આદેશ કર્યો. ભજન શરુ થયું ને સુંદર કીર્તન ચાલી રહ્યું છે. શ્રીમા ચારે તરફ પોતાની સ્નેહ-કરુણાભરી દૃષ્ટિ નાખી રહી છે; ત્યાં એકદમ શ્રીમાએ ગાવું શરુ કર્યું : 'સીતારામ, સીતારામ, સીતારામ, સીતારામ.'

'રામરામ, રામરામ, રામરામ, રામરામ'-કીર્તન પછી શ્રીમા યુ.પી.ના એન્જિનિયર શ્રી શર્માને ત્યાં ગયાં. ત્યાં બંગલાના કમ્પાઉન્ડમાં સુંદર તંબૂ નાખ્યા છે. લખનૌના શ્રીમાના ભક્તો અહીં એકઠા થયા છે. શ્રીમાને આવતા જોઈ ભક્તો ઊભા થઈ સ્વાગત કરે છે. શ્રીમા આસન ઉપર બેઠાં, ને ચારે બાજુ વીંટળાયેલા ભક્તોને ફળ, મીઠાઈ વગેરે આપવા લાગ્યાં. તેમણે ફળની લૂંટ ચલાવી એટલે કે ફળ ફેંકવા માંડયાં. પતાસાં, ફળ, મીઠાઈ વગેરે શ્રીમા ચારે બાજુ ફેંકે છે ને ખૂબ હસે છે. ભક્તો પણ આનંદમાં આવી જઈ ઝીલે છે; પડાપડી ચાલે છે માના હાથનાં ફળ વગેરે લેવા માટે! શું સુંદર લીલા! મા પોતાનાં બાળકોને ખિલાવી, રમાડી રહી છે! પછી શ્રીમાએ કહ્યું : 'ભોજન થઈ ગયું, હવે ભજન કરો.' ત્યાર પછી મીરાંબાઈનાં સુંદર ભજનો ગવાયાં.

શ્રીમાને મળવા ઉત્તર પ્રદેશના પાર્લમેન્ટરી સેક્રેટરી આવ્યા છે. શ્રીમાએ કથાપ્રસંગે કહ્યું : જેમ લોક પાન પણ ખાય છે ને કામ પણ કરે છે તેમ તમે નામ પણ લો અને કામ પણ કરો. એનું ધ્યાન કરો. મનને એના ચરણમાં રાખવાની કોશિશ કરો. સાધના-ભજનમાં સત્સંગ ખૂબ મદદ કરે છે. 'હરિકથા હિ કથા ઔર સબ વૃથા એવમ્ વ્યથા.' ભગવાન કહો, અલ્લા કહો, બધું એક જ છે. જયાં રામ છે ત્યાં આરામ છે. જો કથા જ કરવી હોય તો હરિકથા જ કરો. જો કંઈ સાંભળવું હોય તો હરિકથા જ સાંભળો. ભગવાનનાં અનંત રુપ છે. ભગવાન વગર ના રહો. જુઓ તો દરેક વસ્તુમાં વિષ્ણુદર્શન-હરિદર્શન કરો. જ્યાં શિવ છે ત્યાં પથ્થર નથી અને જ્યાં પથ્થર છે ત્યાં શિવ નથી. ભગવાનમાં મન ના ચોંટે તોપણ કોશિશ કરો. જ્યાં અલ્લા છે ત્યાં દુઃખ નથી. અહંકારથી અહંકારનો જય કરો. મન ભટકે તો પકડીને એના ચરણમાં જોડી દો. જેમ મનને

ઘૂમવા-ફરવાની ટેવ છે તેમ મનને શાંત થવાની આદત છે....કથાપ્રસંગે શ્રીમાએ કહ્યું : આ શરીરનું તો કોઈ ઘર છે જ નહીં. આ શરીર કોઈના ઘરમાં નથી જતું; કોઈ પાસે ખાતું નથી. એક અમારો જ મૂકામ છે-બધે. તમે કોણ છો?

એ જ છે, એ જ છે, એ જ છે. એના સિવાય બીજું કોઈ નથી. (બધાં તરફ આંગળી દેખાડીને) હરેક રુપમાં દર્શન આપવા આવે છે, જુઓ! ભગવાનની કેટલી કૃપા છે. હરિકથા શું છે? પોતાની જ વાત છે. અહીં તો લખતાં-વાંચતાં નથી શીખવાડયું તો બાળક જેવી વાત બોલી દે છે.

આજે શ્રીમાના એક ભકત માને તેમને ત્યાં લઈ ગયા છે. તેમના ઘરમાં એક અદ્‌ભુત માતાજી રહે છે. તેમના દર્શન થયાં. આ માતાજી તે ભાઈને એક જંગલમાં મળ્યાં હતાં. તેઓ ચૂપચાપ સૂઈ રહ્યાં છે. ૧૫ દિવસથી એકદમ મૌની થઈ રહ્યાં છે. ખ્યાલ આવે ત્યારે જ કંઈક બોલે છે.

મા : જંગલમાં આ માતાજી કેવી રીતે મળી ગઈ?

ભક્ત : વીસ વર્ષથી આ માતાજી જંગલમાં રહેતી. વર્ષા વરસે છે. પાણી પડે છે, કાંટામાં પડી છે એવી હાલતમાં મેં જોઈ. લડાઈના સમયની બધી સ્થિતિ બતાવી. જ્યારે મહાત્મા ગાંધીજીનું મૃત્યુ થયું ત્યારે પહેલેથી કહેતી હતી, આજે કંઈ ખરાબ ઘટના થવાની છે.

મા : તમારુ ભાગ્ય સારું કે તમને આવી માની સેવા કરવાનો લાભ મળ્યો.

ભક્ત : બસ એનો એવો ભાવ છે કે કોઈ ખવડાવે તો વાહ વાહ! કોઈ વાર પણ કોઈની પાસે ખાવાનું-પીવાનું માંગતી નથી. જો કોઈ ખવડાવે તો ખવડાવે, કદી માંગતી નથી...જે ભાઈના ઘરમાં શ્રીમા ગયાં હતાં તેમની પ્રાર્થનાથી શ્રીમાએ થોડું કીર્તન કર્યુ : 'હે ગોવિંદ, હે ગોપાળ, હે ગોવિંદ, હે ગોપાળ, હે ગોવિંદ, પ્રાણ ગોપાળ હે ગોપાળ, હે ગોવિંદ, ગોપાળ, ગોપાળ, હે ગોપાળ, હે ગોવિંદ, હે ગોપાળ, હે ગોવિંદ...આવ..ગોપાળ..'

આજે શ્રીમાને મળવા ઉ.પ્ર.ના પાર્લમેન્ટરી સેક્રટરી મિ.રાવત આવ્યા છે. તેમણે શ્રીમાને પ્રશ્ન કર્યો-દેશનું ભલું કેમ થાય?

મા : એ વાત અત્યારે આવતી નથી; જો આવી ગઈ તો આવી ગઈ.

એક વ્યકિત : મા, આપ પરમ દિવસે જજો.

મા : હું કદી જઈશ નહીં, જવાની વાત કેમ કરો છો?

એક વ્યકતિ : સારુ, અહીં એક મા છે. આપના રહેવાથી બે મા થશે.

મા : એક તો છે, કાલ જવાનો પ્રયત્ન કરીશ. તમારા ઘરનો રસ્તો તો જોઈ લીધો; ખ્યાલ આવી જાય તો ફરી ઘૂસી જાઉં. આ શરીર તો ઊડવાવાળું પક્ષી છે. ઊડી જાય છે; જે થઈ રહ્યું છે, જે થાય છે-ગતિ એટલે કર્મ, ક્રિયા જ્યાં છે, બીજ જ્યાં છે, વૃક્ષ થશે. બીજ વાવ્યા પછી ગતિના પ્રકાશરુપ વૃક્ષ થઈ જશે...આ તો બિલકુલ પાક્કું થઈ ગયું. જે રહી ગયું પાક્કું (ચોક્કસ) એવું જ થવાનું. જો વિશેષ શકિત, ધારા બદલે-તો એની ઈચ્છાથી બદલવાનું થયું; શું થયું-શું થઈ રહ્યું છે-એ સઘળી વિગત પાક્કી છે. જેમ ભોજન બનાવ્યા પછી જમવા બેસાડે છે-વાસના, કામના જ્યાં છે ત્યાં નિર્દિષ્ટ રહી-મહાશક્તિશાળી હોય તો બદલી શકે. જેમ બે ઝાડ મેળવીને (કલમ બનાવીને) ફળ, ફૂલ બનાવી દે છે-બધું માળી નથી કરી

શકતો. સઘળું સંભવ છે. જે નિર્દિષ્ટ છે તે થઈ રહ્યું છે. જ્યાંથી સઘળી સૃષ્ટિ ચાલી રહી છે. સૃષ્ટિકર્તા શું સૃષ્ટિ બદલે? જે કરવાવાળો, બદલવાવાળો એ જ છે. જે વખતે જે થઈ રહ્યું છે તે થવાનું જ હતું એ વાત ચોક્કસ માનવી પડશે. કોઈ કહે છે 'આમ આમ થવું જોઈએ'-કોઈ ચેતવણી આપે છે-વાત બદલવી એ પણ રહી ગયું. જે થઈ રહ્યું, જે થવાનું બધું ઠીક છે. દુનિયાની દૃષ્ટિથી વિઘ્ન આવે સ્વભાવિક છે-એ વાત હોય છે-કરે શું? જ્યાં અજાણ્યું છે. ત્યાં દ્વંદ્વ છે. દ્વંદ્વ થતાં બીજી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. જગત એટલે ગતિ-જે ગતિ છે એ જગત છે. જીવનો સ્વભાવ છે દ્વંદ્વ ઉત્પન્ન કરવું. નિર્દ્વંદ્વ કયારે થવાય? જ્યારે સ્વયંપ્રકાશ થાય ત્યારે વાસના, કામના, ઈચ્છા, અનિચ્છા જ્યાં છે લડાઈ તો ત્યાં થવાની જ છે. સ્વયં શ્રીકૃષ્ણ સામે જ હોવા છતાં લડાઈ થઈ-અને તેનાથી શું થયું-ગીતાની ઉત્પત્તિ (સૃષ્ટિ) થઈ! જ્યાં લડાઈ થઈ રહી છે-વચમાં જાઓ-નહીં જવાથી ગીતા ઉત્પન્ન થશે નહીં. જેમ જેમ પોતાની બુદ્ધિ બદલાય છે, બદલતા જાઓ છો એવા એવા અધ્યાય થતા જાય છે. જગતમાં પિતાજી લડાઈ ક્યારે બંધ થશે- એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે. જ્યાં ગતિ છે ત્યાં કોઈ દિવસ ચિર શાંતિ હોઈ શકે છે? સૃષ્ટિ જ્યાં છે- મનની અંદર જુઓ. મન જ્યાં છે ત્યાં લડાઈ હોય છે જ. પરમ શાંતિ એ જ છે (એનામાં જ છે)-બસ હરિકથા જ કથા બાકી બધું વૃથા, વ્યથા. દ્વંદ્વ હોવુ સ્વભાવ છે. દ્વંદ્વ મટાડવા કોશિશ કરવી જોઈએ. મન, વાણી જ્યાં જેટલી શાંતિ માગે તેટલી મળે નહીં. દુનિયામાં દ્વંદ્વ રહી જાય છે. રોશની-અંધારું, પાપ-પુણ્ય, જેટલી બુદ્ધિ તેટલી શાંતિ માગે, મળે; ચિર શાંતિ નથી મળતી. વળી બીજ રહી જાય છે. દુનિયા જુદાપણું બે (દ્વંદ્વ) હોવાથી છે. અસલમાં એક જ છે. જે માગો તે પ્રકાશ થાય છે. ખરું જે પામવાનું છે તે મન થી પામો...

મા : શ્રી રાવત પ્રત્યે-'પિતાજી એક વાત છે. સવારે ઊઠીને ભગવાનને એક પ્રાર્થના કરવી કે હું આખા દિવસમાં જે કંઈ કરીશ એ શ્રીચરણકમળમાં અર્પણ કરીશ. જે કામ કરો તે સારું કરો. જે કંઈ કરો તે ભગવાનને માટે કર્મ કરો સાથે શું આવશે?' આમ બોલતા શ્રીમા ઊઠ્યાં!

## તા. ૨૯ માર્ચ, ફાગણ વદ ૫, સોમવાર, લખનૌ

શ્રીમા સંત-સંમેલનના સત્સંગમાં આવીને બેઠી છે. શ્રી ગાર્ગી દત્તે શ્રીમાને કીર્તન કરવા માટે પ્રાર્થના કરી. શ્રીમાએ કહ્યું : 'મને કીર્તન આવડતું નથી.-અત્યારે યાદ આવતું નથી, તમે આરંભ કરો. જો આવી જાય!' ત્યાં તો શ્રીમાએ આપમેળે સુંદર કીર્તન શરુ કર્યુ-

રામ રાઘવ, રામ રાઘવ, રામ રાઘવ રક્ષમામ્
કૃષ્ણ કેશવ, કૃષ્ણ કેશવ, કૃષ્ણ કેશવ પાહિમામ્
રામ રામ રામ રામ રામ રામ હે
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હે
હે ગોવિંદ, હે ગોપાળ, હે ગોવિંદ, હે ગોપાળ
ગોપાળ, ગોપાળ, ગોપાળ, ગોપાળ....હે ગોવિંદ,
હે માધવ, હે ગોવિંદ, હે માધવ, હે ગોવિંદ, હે માધવ,
હે ગોવિંદ, હે માધવ,

આજે ૧૨ વાગ્યે શ્રીમા તથા ભક્તમંડળી શ્રી આગાસાહેબ-(સિનિયર સુપરિન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ, લખનૌ)ને ત્યાં ગયાં. ત્યાં પણ સુંદર કીર્તન થયું. શ્રીમાએ બધાને ફળ લુટાંવ્યાં! રાત્રે શ્રીમા અલ્લાહાબાદ જવા માટે ઉપડી ગયાં. અમે સીધા કાશી જવા માટે ઉપડ્યા!

## તા ૩૦ માર્ચ, ફાગણ વદ ૬, મંગળવાર, કાશી

હિમાલયમાં ઉત્તરકાશીના શ્રી દેવગિરિ મહારાજનો શ્રીમા સાથેનો વાર્તાલાપ : શ્રીમા કાશી પહોંચે તે પહેલા જ ઉત્તરકાશીના વયોવૃદ્ધ તથા પ્રસિદ્ધ જ્ઞાની વિરક્ત મહાત્મા શ્રી દેવગિરિ મહારાજ (જેમણે પોતાની તપસ્યાનાં ૫૦ કરતાં વધારે વર્ષ ઉતરકાશીમાં ગાળ્યાં હતાં; તેમણે પોતનાં શરીરનો ત્યાગ કરી ઓકટોબર ઈ.સ. ૧૯૫૦માં ઉતરકાશીમાં મહાસમાધિ લીધી.) કાશીમાં શ્રીમાના આશ્રમમાં પધારેલાં છે. કાશીમાં આવતાં જ શ્રીમા પ્રથમ તેમની રૂમમાં પધાર્યા. શ્રીમાને જોતાં દેવગિરિ મહારાજ ખૂબ જ ખુશ થઈ ગયાં, ને શ્રીમાને ભેટ્યા, ને પ્રણામ કર્યા!

મા : બાબા, હું તો બાળકી છું.

દેવગિરિ : ઘણા દિવસથી ઈચ્છા હતી કે આપના દર્શન કરું.

મા : બાબાની એટલી અહેતુકી કૃપા છે કે દર્શન આપવા માટે અહીં પધાર્યાં છે. મહાત્માઓનો દર્શનયોગ એ દિવ્ય અમૃત છે. પહેલા આપને મળી પછી ભોજન લેવું.

દેવગિરિ : આપનું તો ખાસ સચ્ચિદાનંદ ભોજન છે.

મા : (પ્રણામ કરે છે) બાબા, નમો નારાયણ, નમો નારાયણ.

સાંજનો સમય છે. શ્રીમા અગાસીમાં બેઠાં છે. પૂજ્ય દેવગિરિ મહારાજ શ્રીમાને મળવા માટે અગાસીમાં પધાર્યા છે. તેમને જોઈને શ્રીમા ઊભાં થયાં ને આસન આપવા કહ્યું-પછી બોલ્યાં: 'પિતાજી, કુંભમેળામાં ના ગયાં? આપના માટે કુટિર રાખી હતી.'

દેવગિરિ: શું જોવાનું છે? સઘળું સ્વપ્ન છે, માયાનો વિલાસ છે!

મા : હા પિતાજી, બિલકુલ સાચું છે.

દેવગિરિ : શરીર તો શું છે! છ વિકારવાળું છે-(જન્મ, બાળપણ, યૌવન, સ્ત્રીત્વ, પુરુષત્વ, ઘડપણ, મૃત્યુ)

મા : હા, શરીર શું છે!

દેવગિરિ : આત્મા જ રામ છે.

મા : હા, આત્મારામ! પોતામાં જ રહેલો આત્મપ્રકાશ.

દેવગિરિ : रमन्ते योगिनः यस्मिन् इति रामः એને રામ કહે છે, જે દરેકના હૃદયમાં રમી રહ્યો છે. પ્રકાશ એ જ કાશી (બનારસ(વારાસણી)નું જૂનુંપુરાણું નામ કાશી. બે નેત્ર વચ્ચેના ચક્રનું નામ પણ છે, મૃત્યુ સમયે જો મન ત્યાં એકાગ્ર થાય તો મુક્તિ થાય.) સ્વયંપ્રકાશ વધતો-ઘટતો નથી. અહીં એક જ દિવ્ય રસ છે.

મા : હા, ત્યાં બધી જગ્યાએ એક જ આનંદ-રસ છે.

દેવગિરિ : નિર્વિશેષ, સ્વપ્રકાશ પામી સમાધિમાં બેસે કે બહાર રહે, શું હાનિ-લાભ છે?

મા : હાનિ-લાભની કોઈ વાત જ નથી.

દેવગિરિ : નિર્વિશેષ છે ને! માતાજીનાં દર્શન થઈ ગયાં-ઘણું મંગળ થયું!

મા : નાની બાળકીને સ્નેહ કરી અહેતુકી કૃપા કરી. ((પૌરાણિક કથામાં સમુદ્રમંથન સમયે

જે અમૃત નીકળ્યું તેમાંથી થોડું થોડું અમૃત હરદ્વાર, અલ્લહાબાદ (પ્રયાગ), કાશીને ઉજ્જૈનમાં પડ્યું. ૧૨ વર્ષ (એટલે દર ત્રણ વર્ષે) આ સ્થળોએ વારાફરતી મેળો ભરાય છે.) કુંભ સંબંધી વાત નીકળતાં) પિતાજી સ્વયં એક અમૃતકુંભ જ છે. એમને ત્યાં શું જવાનું-જોવાનું!

દેવગિરિ : પાંચ કુંભ જોયા, હવે શું જોવાનું છે? હવે તો શાંતિથી સ્તોત્ર, પાઠ કરું છું. વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ કરું છું.

મા : આ શરીર તો ઊડવાવાળું પક્ષી છે-કોઈ વાર ઘૂસી જાય, વળી ઊડી જાય-તમારું પક્ષી છે-અથવા આશ્રમ કહો તો સમસ્ત દુનિયા આ શરીરનો આશ્રમ છે.

દેવગિરિ : કંઈ ન્યૂનાધિક નથી. કાશી-જગન્નાથ પણ શરીરને માટે દેશ છે.

મા : અહીં દેશકાળની (સ્થળ-સમયની) કોઈ વાત જ નથી.

દેવગિરિ : પરંતુ એક માત્ર રસ.

પૂજ્ય દેવગિરિ મહારાજને રામ કૃષ્ણ સેવાશ્રમ, કાશી-માં ભોજન માટે નિમંત્રણ મળ્યું છે-માએ કહ્યું : કાલે જમવા જવાનું છે?

દેવગિરિ : ખાવાનું શું છે? એ લોકોની મરજી-ઈચ્છા છે.

મા : ખુશી-મરજી પણ ખાવાનું-જમવાનું છે. આનંદ પણ ખાવાનું છે.

દેવગિરિ : ભકતો પરમેશ્વરને દાસ બનાવી દે છે; 'હે ભગવાન! મારો રથ બે સેનાની વચમાં 'રાખો' જેમ અર્જુને કહ્યું.

મા : મતલબ શી છે-એ જ તો છે-(અર્થ સ્પષ્ટ છે, માત્ર એ એક જ છે.)

' શ્રી દેવગિરિ મહારાજનો મૌનીમા સાથેનો વાર્તાલાપ

મૌનીમાં કૃષ્ણલીલા બાબત પૂછતા દેવગિરિજી કહે છે-

દેવગિરિ : કૃષ્ણલીલા સઘળું માયાનો વિલાસ છે.

મૌનીમાં : કૃષ્ણ તે સચ્ચિદાનંદ ઘનીભૂત જ કેમ?

દેવગિરિ : સચ્ચિદાનંદ જે હોય છે એ ત્રણે કાળમાં જ છે. ભૂત, વર્તમાન, ભવિષ્ય છે. એ બતાવવા મૂર્તિ ધારણ કરે છે ત્યારે માયાથી સ્વરુપ ધારણ કરે છે. કૃષ્ણ ક્યાં છે? બતાવો જ્યાં જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેય છે, એ બધું માયા છે તે સિવાય-જે તે છે, નિર્વિશેષ....દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ગીતા અ.૭, શ્લોક ૧૪. આ મારી દિવ્ય માયા, જે પાર કરવી મુશ્કેલ છે.

મૌનીમા : શ્રી કૃષ્ણ જ્ઞાન સ્વરુપ સ્વયં ભગવાન-માયા આશ્રય કરી લીલા કરે છે. સાધારણ જીવ કરે એ અજ્ઞાનથી કરે છે.

દેવગિરિ : એ કંઈ કરતા નથી. એ તો માત્ર સાક્ષી છે. જ્યાં માયાનો લય થાય છે ત્યાં (હાથની નિશાની દેખાડી), જ્યાં સુધી મનની ગતિ છે ત્યાં સુધી માયા -મનની પેલે પાર ગતિ નહીં-ત્યાં સચ્ચિદાનંદ પણ વાત નહીં... સત્, ચિત્, આનંદ, આ બધો મનોમય વિલાસ છે. માયા કેમ દૂર થાય? જે પુરુષ મારો સાક્ષાતકાર કરે છે. તે તરે છે. બંધનથી મુક્ત થાય છે. સત્, ચિત્, આનંદ, એ બધી માયા છે. નિર્વિશેષ વસ્તુ જે છે તે કંઈ નથી. પરમ જ્ઞાન જે વધતું-ઘટતું નથી. તેથી આત્મા જ્યારે પાંચ કોષથી ન્યારો થાય છે, ત્યારે સુખ, દુઃખ કંઈ નથી રહેતું. દૂધમાંથી માખણ કર્યા પછી ફરીથી દૂધ સાથે મળી શકે નહીં. થોડી વાર પણ મન શાંત થાય ત્યારે જ્ઞાન થાય-મનની ગતિ રાત દિવસ ચાલતી જ હોય છે, જ્યારે કોઈ સમયે શાંત થઈ જાય ત્યારે

સમ્યક્ જ્ઞાન થાય. આ જે માતાજી છે તે જુઓ, તેને કોઈ ઓળખી શક્યું છે? ગુલાબ થાય છે-ખીલેલી કળી ગુલાબ નિઃસંશય-માતાજી એક દિવ્ય રસમયી છે. જે માતાજી જેવું થાય એ માતાજીને જાણી શકે. માતાજી અહી ત્યાં ઘૂમે છે, ફરે છે, પણ તે કંઈ નથી કરતી. લોકો જુએ છે કે એ જઈ રહી છે. આવી રહી છે એનો કોઈ અર્થ નથી. એ કંઈ નથી કરતી, મા દરેક જગ્યા એ વ્યાપ્ત છે. એ बहिरन्तरच भूतानाम् अचरं चरमेव च (ભ.ગીતા અ-૧૩, શ્લોક-૧૫); પ્રાણીમાત્રમાં બહાર ને અંદર, ચર ને અચરમાં પણ-કૃષ્ણે અર્જુનને કહ્યું, 'મારા અને તારા ઘણા જન્મ થયા છે. હું તે જાણું છું પરંતુ તું જાણતો નથી.' લોક કહે છે કૃષ્ણ ગોપીઓની સાથે વિલાસ રાસલીલાં કરે છે તેઓ સમજતા નથી, એ તો નિર્વિશેષ છે. બાળક જેમ પોતાની સાથે પોતે ખેલ કરે તેમ પરમાત્મા પોતે પોતાની સાથે રમે છે. મનને શાંત કરો તો સમજાશે. સચ્ચિદાનંદ કહો છો એ શું છે; મન શાંત થતાં આપોઆપ અંદરથી આવશે. જે આંખથી જોઈ શકાતું નથી, જ્યાં વાણી જઈ શકતી નથી કે મન જઈ શકતું નથી. न तत्र वाक् गच्छति, न मनोगच्छति -કેનોપનિષદ કહે છે એ તો જ્ઞાન, અજ્ઞાનથી રહીત છે.

શકરાનંદ: વેદાંતદર્શનમાં છે-ગીતામાં પણ ज्ञानाग्नि सर्व कर्माणी भस्मसात् कुरुतेर्जुन। કોઈ કંઈ કહે છે જ્ઞાનથી સંચિત કર્મ, ક્રિયમાણ કર્મ નષ્ટ થાય છે, પ્રારબ્ધકર્મ પણ શું નષ્ટ થાય છે!

દેવગિરિ : જે કેવળ બ્રહ્માકાર સ્થિતિ છે તેના માટે તો ત્રણે કર્મ નથી.

શંકરાનંદ: પ્રારબ્ધના રહેતાં દેહ નથી રહેતો. એ વખતે દેહ રહે છે કે નહીં?

દેવગિરિ : દેહ રહેવા છતાં દેહનું ભાન નથી.

શંકરાનંદ: પ્રારબ્ધ શેષ થતાં દેહ નથી રહેતો.

દેવગિરિ : વિદેહ મુક્તિ શું નથી, દેહ છે કયા?

## તા. ૩૧ માર્ચ, ફાગણ વદ ૭, બુધવાર, કાશીધામ.

દેવગિરિ મહારાજ અને શ્રીમા વાત કરે છે ત્યાં બે ઓસ્ટ્રેલિયન આવ્યા છે

મા : જગ્યા તો એક જ છે.

દેવગિરિ : જ્યાં વાણી પહોંચતી નથી.

મા : ત્યાં 'નથી' પણ રહી શકતું નથી. (મા ખૂબ હસે છે)

શંકરાનંદ: ત્યાં વિલાસ-અવિલાસ કંઈ છે જ નહીં.

મા : ત્યાં કોઈ ભાષા પ્રકાશ થઈ શકતો નથી.

દેવગિરિ : જ્યાં 'નેતિ' 'નેતિ' છે ત્યાં પ્રશ્ન જ ક્યાં છે?

મા : જ્યાં 'નેતિ' 'નેતિ' સમજાય છે પછી શું? વળી કહે તો રસ્તો રહી ગયો તો ક્યાં લઈ જશે? જ્યાં પ્રકાશ થાય છે ત્યાં; જ્યાં ત્યાં નથી.

દેવગિરિ : જો 'નેતિ' 'નેતિ' કહી દીધું તો મહાકાલ ક્યાંથી?

મા : રસ્તો તો તમારી પાસે (અંદર) છે.

પ્રશ્નકર્તા: ત્યાં અંત. ત્યાં વળી બીજું શું? આગળ કંઈ નહીં કે આગળ પણ છે. 'હું બ્રહ્મમાં પ્રતિષ્ઠિત છું'-ગીતા કહે છે હું બ્રહ્મ જ છું. મારાથી કોઈ શ્રેષ્ઠ નથી. શ્રીકૃષ્ણની-સચ્ચિદાનંદની લીલા-શ્રીકૃષ્ણ ભગવાનની પર છે.

દેવગિરિ : અંદર દ્રષ્ટિ ફેરવો આ તો મનની ગતિ છે...તમારુ 'નેતિ' 'નેતિ' મનની ગતિ છે.

મા : જગત જે વસ્તુ છે એ તો ગતિ છે. એનાથી જે કંઈ પ્રકાશ થયો-એ સત્ય-સત્યથી જે નીકળે એ સત્ય છે. सत्यं ज्ञानं अनन्तं ब्रह्म! વળી વાતમાં.

દેવગિરિ : ભકત ભગવાનને દાસ બનાવી દે છે.
મા : દાસ કોણ છે, એ (That) પોતે જ દાસ છે.
દેવગિરિ : વધારે બોલવાની જરુર નથી. અંદર જુઓ. મનની ગતિ ને શાંત કરો.
મા : પ્રાપ્ત કરી ખોવાઈ જવું એ ખરું (અસલ) મળવાનું છે.
દેવગિરિ : મળવું તો કોઈ વિભિન્ન વસ્તુ થોડી છે.

શ્રીમા નીચે હૉલમાં આવીને બેઠાં છે. મુક્તિબાબા સામ્યવાદનો અર્થ સમજાવે છે. જે દેશમાં ખોરાક વગેરે સર્વ વસ્તુ સમાન ભાવે મળે છે, કોઈ ભેદાભેદ નહીં તે સારું કે જે દેશમાં દ્વેષ, હિંસા હોય તે સારું?

મા : જે દેશમાં આપત્તિ ના હોય તે સારો દેશ. દુઃખ કહેતાં આપત્તિ (આપદ્-આપત્તિ) એ પ્રશ્ન જ્યાં ઉપસ્થિત જ થાય નહીં તે.
એક વ્યક્તિ : હું તો ભગવાનની ભક્તિ પણ કરું છું ને સંસારમાં રહી ઘરસંસાર પણ ચલાવવો પડે છે. હમણાં ગોરખપુરમાં છોકરીના લગ્નમાં ૩,૦૦૦ રૂ. નું દેવું થયું. દેવું ભરું કે ભગવાનની પૂજા કરું?
મા : તમે એ (દેવાનો) વિચાર છોડી દઈ ભગવાનના ભજનમાં લાગી જાઓ તોપણ ઋણની યાદ મનમાં રહી જશે એટલા માટે-કોણ કરે ને કોને આપે એ (સ્થિતિ) આવી જાય તો ઠીક છે-નહીં તો ભગવાનનું ભજન કરતાં રહો, કરતાં પણ (દેવું) આપતાં રહો. જ્યાં સુધી બને ત્યાં સુધી એના સ્મરણમાં રહી શકાય એટલું રહો. બાકી ભગવાન જે કરે, ભરોસો એનો રાખો. એની જ પરવા કરો.
એક વ્યકિત : કોઈ વાર ઈચ્છા થાય કે કોઇની પાસે માંગુ નહીં. દ્રઢતા આવતી નથી. દેવું વાળી શકાય તે માટે પ્રાર્થના કરવી યોગ્ય કે નહીં?
મા : જો ઈચ્છા થાય તો કહી શકો છો. બીજી એક વાત-હે ભગવાન, હું તારી પાસે કંઈ માંગતો નથી, મારે માત્ર તું જોઈએ-જો ઈચ્છા રાખો તો એને માગવાની જ રાખો-ભગવાન જે કરે તે.

ગઈ કાલે જ્યારે ભજન ગવાતાં હતાં ત્યારે દેવગિરિ મહારાજ એકાગ્રતાથી સાંભળતાં તેમની આંખમાં આંસુ જોઈ શકાતાં હતાં-આ શું મન કે ચક્ષુનો કોઈ ક્ષણિક ભાવ હતો ?

નેપાલદા : એ એટલું રડતાં હતા કે જાણે એમની ઉચ્ચ મનની સ્થિતિ ચાલી ગઈ હોય!
મા : એની જરુર નથી, એ શકિત ગમે ત્યારે ચાલી પણ જાય!
નેપાલદા : કોઈ અનુભૂતિ થયા પછી પણ?
પ્રશ્ન : શું ઉચ્ચ અસામાન્ય શકિત હંમેશ માટે ના રહે?
મા : હા, રહે છે; શકિત કે જે રહે હંમેશ જુદી રીતે દેખાય નવા પ્રકારે જણાય; છતા શું આંખમાંથી અશ્રુ વહે તેથી વેદાંત (જ્ઞાન) વીસરાઈ ગયું.
પ્રશ્નકર્તા : અમને ખબર છે ત્યાં સુધી ચૈતન્ય મહાપ્રભૂજીનાં નેત્રમાંથી અશ્રુનો ફુવારો વહેતો હતો! શ્રીમા મૌન રહે છે. કંઈ બોલતાં નથી.
પ્રશ્ન : ભગવાનનાં અગણિત નામ રુપ છે; માટે શેનો -કયા નામનો-જપ કરવો?
મા : તમે પોતે કહ્યું કે એના અંનત નામ, રુપ છે-તમને જે ગમે તે પસંદ કરી હંમેશા સ્મરણ કરો.
પ્રશ્ન : મારે કયા રુપનું ધ્યાન કરવું?
મા : જે નામનો જપ કરો તે (નામના) રુપનું ધ્યાન કરો.

પ્રશ્નકર્તા : રામ અને કૃષ્ણ બે નામ છે. રામ ધનુષધારી છે અને કૃષણ બંસીધારી છે.

મા : જે રામ છે તે કૃષ્ણ છે ને જે કૃષ્ણ છે અને તે રામ છે. કોઈ રામને વિશેષ માને, કોઈ કૃષ્ણને, સ્વરૂપ બે છતાં બંને એક જ છે, એકનાં જ બે સ્વરૂપ છે. કોઈ કહે છે કે 'કૃષ્ણ' શબ્દનો અર્થ સર્વનું આકર્ષણ કરે તે; જ્યારે સર્વના હૃદયમાં રહી જે આનંદ આપે છે તે 'રામ.' દરેક નામ તેનો અર્થ છે. એકનાં જ અનંતરૂપ છે. અને અનંતરૂપમાં એક છે....કોઈ ભાઈ કહે છે, મારાથી ઘેર (ધાંધલિયા શહેરમાં રહી) કંઈ થતું નથી-હું તો તમારા ચરણમાં બેસીને કરવા માગું છું.

મા : હું તમારા ઘરમાં (તમારા) આશ્રમમાં બધે છું.

કાશી આશ્રમની અગાશી ઉપર શ્રીમા તથા પૂજ્ય દેવગિરિ મહારાજ બેઠાં છે શ્રીમાના ભકતો તથા દેવગિરિ મહારાજના શિષ્યો પણ છે. શરૂઆતમાં માતૃકીર્તન કર્યું. ત્યાર પછી શ્રીમાના આદેશથી 'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિતપાવન સીતારામ'ની ધૂન થઈ. કીર્તન પુરું થયું.

મા : આપ સ્વયં આનંદસ્વરૂપ છો.

રાત્રે શ્રીમા અકસ્માત્ દેવગિરિ મહારાજના રૂમમાં ગયાં.

દેવગિરિ : મંગલ થયું, ઘણું મંગલ થયું. કેવો લાભ થયો?

મા : સર્વ કોઈનું ભાગ્ય છે, બધાંને આપના દર્શનનો લાભ થયો.

પરમાનંદ: નારાયણ સ્વામીએ શ્રીમાને કહ્યું હતું કે તમે આટલું બધું ફરો નહીં, કે કોઈ આશ્રમ કરો નહીં.

મા : મેં પિતાજીને કહી દીધું-હું ફરતી નથી (આ શરીર) હું કોઈની પાસે જતી નથી. કોઈનું ખાતી નથી. કોઈની સાથે વાત કરતી નથી. (શ્રીમા 'હું' નહીં પણ 'આ શરીર' એ રીતે જ મોટે ભાગે પોતાને સંબોધે છે.)

દેવગિરિ : યથાર્થ છે-તમે ક્યાં જઈ શકો છો?

મા : ક્યાં જવાનું? ક્યાં આવવાનું?-(કહાં જાના કહાં આના?)

દેવગિરિ : જવું એટલે પરિમિત-કંઈ પણ જવું આવવું એટલે મર્યાદિત-પરિમિત થયું.

મા : કોણ જાય, કયા જાય, કેવી રીતે જાય?

દેવગિરિ : ઘણો ઉત્તમ ઉત્તર આપ્યો.

મા : પિતાજી ભણીગણી તો છું નહીં, જે આવી જાય; કોઈને થાય કે આશ્રમ બનાવું છું-મેં કહ્યું કે પિતાજી આ શરીર તો આશ્રમ કરતું નથી, કદી પૂછતું નથી.

દેવગિરિ : માતાજીની કોઈને ખબર નથી.

મા : આ શરીર તો ઊડવાવાળું પક્ષી, કોઈ વાર ઊડી જાય, કોઈ વાર નીચે ઉતરી બેસી જાય, ચાલવાની દૃષ્ટિમાં ચાલવાનું છે.

દેવગિરિ : એક દિવ્ય રસ જ્યાં સ્વપ્રકાશ; નિત્ય, શુદ્ધ, બુદ્ધ મુક્ત છે. જ્યાં પરમજ્ઞાનનો પ્રકાશ! કેવી રીતે આવવા-જવાનું છે?

મા : જવા ને આવવાની-જવાની તો વાત ઉપસ્થિત થતી નથી.

દેવગિરિ : વેદ કહે છે કે તે માત્ર પૂર્ણ બ્રહ્મ જ છે. જવું આવવું, જીવવું, મરવું-આ બધું માત્ર શરીરને જ છે. દેહાધ્યાસ છે.

આ જ વખતે દીદીમા (સ્વામી મુક્તાનંદગિરિ) રૂમમાં પ્રવેશ કરે છે. પરમાનંદજી દીદીમાનો, શ્રીમાનાં માતા તરીકે પરિચય આપે છે, અને મંગલગિરિજી પાસે સંન્યાસ લીધાની વાત કરે છે.

દેવગિરિ : મંગલગિરિ ખૂબ વિદ્વાન હતા. કોઈએ કહ્યું કે પોતાના શિષ્યોને ખૂબ વઢતા હતા ગુસ્સો કરતા હતા.

મા : એ તો બહારથી વઢતા હતા, અંદરથી નરમ પુરૂષ હતા.

દેવગિરિ : એ તો મહાન પુરુષોનો વિલાસ છે, ખેલ છે.

મા : મહાત્માનો ગુસ્સો તો પાણીના પરપોટા જેવો હોય છે.

દેવગિરિ : મહાત્મા મંગળરૂપ સદ્‌ગુણોના પ્રતીકરૂપ હોય છે.

મા : જેની દૃષ્ટિ ઉત્તમ પ્રત્યે મંડાયેલી છે એનું બધું જ ઉત્તમ છે; જેની અધમ દૃષ્ટિ છે એ અધમ છે. ત્યાં અહીં, એક જ છે.

દીદીમા : હજી અંતરદૃષ્ટિ ખૂલતી નથી, માતાજીની મા થવાથી શું થયું?

મા : ધીમે ધીમે ખૂલી જશે. મહાત્માની વાણી ખોટી (જુઠી) નહીં થાય.

દેવગિરિ : (નેપાલદા પ્રત્યે) મહાત્મા છે, એણે ઘણી સેવા કરી. માતાજીનાં દર્શન થઈ ગયાં પછી બાકી શું ઈચ્છવાનું રહ્યું?...પૂજાની વાત થતાં કહ્યું...પાંચ પ્રકારની પૂજા છે (૧) મૂર્તિપૂજા-નામ, (૨) મંત્ર-જપ, (૩) સ્તોત્ર, (૪) તત્વવિચાર, (૫) સગુણ-સાકારનું (દેવ-દેવીનું) ધ્યાન-ખરી સાચી પૂજામાં વિધિવિધાન નથી.

મા : માત્ર એ જ છે, એ જ છે, એ જ એકમાત્ર છે.

દેવગિરિ : વિંધ્યાચળ (અલ્લાહાબાદ ને બનારસની વચમાં યાત્રાનું સ્થળ, જ્યાં ટેકરી પર શ્રીમાનો આશ્રમ છે.) બહુ સુંદર જગ્યા છે, પરંતુ બહુ ગરમ છે, ત્યાં કેટલાક મહાત્માને હું મળ્યો હતો.

મા : શરીર સારું રહે તો ઠંડીમાં ત્યાં જાય તો સારૂ છે.

દેવગિરિ : શરીર તો ક્ષણિક છે. દૂર બહુ હોવાથી પૈસા બહુ થાય છે.

મા : પૈસા થાય છે, મહાત્માને કોઈ પૈસાની વાત હોતી નથી. બધું થઈ જાય છે, વ્યવસ્થા કરી આપે છે.

દેવગિરિ : વિંધ્યાચળ માહાત્મય હિંદીમાં વાંચ્યું પરંતુ બરોબર મઝા ના આવી-મૂળ સંસ્કૃતમાં જુદો જ રસ છે.

મા : પાણીમાં પણ સ્વાદ છે. પરંતુ ચોખ્ખા દહીંમાં જુદો જ સ્વાદ છે.

દેવગિરિ : વિંધ્યાચળ માહાત્મ્યમાં ઘણું જ્ઞાન છે. ત્યાં ચરણામૃત લેવાથી પણ ત્યાં ને ત્યાં જ મુક્તિ થઈ જાય છે. મુક્તિ વગર સત્યનું જ્ઞાન થતું નથી. કાશીમાં તો છે જ છે. જાણતા હોય તેને માટે કાશી છે; કાશીમાં જો કોઈનું મૃત્યુ થાય તો શિવમંત્ર આપે છે (સંસ્કૃત સ્તોત્ર ગાય છે : શિવ કાનમાં મંત્રદીક્ષા આપે છે અને મુક્તિ).

મા : જે છે તેનો પ્રકાશ થવો જોઈએ.

દેવગિરિ : આપનો મહીમા ઘણો છે, જ્યાં વાણી પહોચીં શકતી નથી, જ્યાં ગુણ નહીં, ક્રિયા નહીં, વાણી ત્યાં વધારે શું કહે?

રાત્રે શ્રીમા અગાશીમાં આંટાફેરા કરે છે, માથે શિવજીની જેમ જટા બાંધી છે, નીચે ગંગામૈયા શાંત પ્રવાહિત વહે છે. દશ્ય સુંદર છે. આવતી કાલે દેવગિરિ મહારાજ પાસે કેટલીક વ્યક્તિઓ દીક્ષા લેવાની છે, તે સંબધી વાત ચાલે છે. શ્રીમા દેવગિરિ મહારાજનાં ખૂબ વખાણ કરે છે-ખૂબ તપશ્ચર્યાવાળું પવિત્ર શરીર છે. તપ જ દેહ છે. ઘણા તપસ્વી મહાત્મા છે-૧૦ વાગ્યા પછી શ્રીમા કન્યાપીઠવાળા મકાનમાં ગયાં, રાત્રે ૧૨ વાગ્યા સુધી અગાશીમાં ફરતાં હતાં.

## તા.૧ એપ્રિલ, ફાગણ વદ ૮, ગુરુવાર, કાશીધામ

પ્રશ્ન : મા, જ્ઞાન વિના મુક્તિ નથી એ વાત ખરી છે? એ કઈ જાતનું જ્ઞાન છે?

દેવગિરિ : પોતાના સ્વરૂપનું સત્યજ્ઞાન એ ખરું જ્ઞાન છે. ખાનપાનનું જ્ઞાન એ ખરું જ્ઞાન નથી. પોતાને યથાર્થ રૂપથી જાણવું એ જ ખરું જ્ઞાન છે. પ્રથમ પોતાના ગુરૂની વિચારધારા સમજો. તેનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરો. અંતે જ્યારે સમાધિ થાય ત્યારે ખરૂં જ્ઞાન સ્ફુરશે. પુસ્તક તો માત્ર માર્ગ બતાવે છે; જ્ઞાન થાય છે નિષ્ઠાથી. નિષ્ઠા વગર જ્ઞાન થશે નહીં. નિષ્ઠા તત્પરાયણ હોવી જોઈએ. એ એક જ પરિપૂર્ણ આત્મા છે, તત્પરાયણ. મનુષ્યશરીર અતિ દુર્લભ છે. આ શરીરમાં ના થાય તો ક્યારે થાય? આ મનુષ્યશરીરમાં જાણવા યોગ્ય વસ્તુ છે તેને જાણી લેવી. આત્મા કદી મરતો નથી.

પ્રશ્નકર્તા : પ્રબળ ઈચ્છા (વાસના) રૂકાવટ કરે છે.

દેવગિરિ : સંસારમાં સુખ નથી, સાંસારિક સુખ ક્ષણિક છે. આ બધું જ તો, એ જ તો વિશેષરૂપ છે.

પ્રશ્ન : કંઈ ના થાય તો? મહારાજ, હું તે મેળવવામાં સફળ થાઉં?

દેવગિરિ : કેમ ના થાય? અનેક જન્મો માનો છતાં ત્રણ જન્મમાં પણ સિદ્ધિ થાય છે. ત્યાં શ્રીમા પણ આવીને બેઠાં છે.

મા : સફળતા મળશે કે કેમ તે પ્રશ્ન મનમાં ઊઠે છે. જે થશે તે સ્વીકારી લેવાનું વિચારો. મનમાં રમે છે-આ જન્મમાં થાય-મનમાં તો એ છે; હોય કે ના હોય જયાં-'જે હોયે જાય' એ મહામંત્ર (આ મહામંત્ર હરિબાબાના માનસ ચાવીનું સ્મારક કાર્ય બાંધ હતાં પહેલાં એમ કે 'જે થાય તે થવા દો' બીજું 'જે થાય છે કે નથી થતું બધું મારે મન સરખું છે.') અંદર હોય! નિશ્ચય ભાવથી એ ગ્રહણ કરે. ગ્રહણ કરે થાય નહીં, આ છે જ તો. (કોઈ નવા આગંતુકને જોઈ કરેલું સંબોધન, કોઈ સમય એવો નથી જ્યારે આ શરીરને કોઈ જાણ્યું અજાણ્યું હોય! એમ કહેવું કે 'હતું નહીં' એ ખરી વસ્તુ વચ્ચે પડદો નાખવા જેવું છે)....

મા : કોઈ સમયે અપરિચિત હતું નહીં-જ્યાં એક ધારા એમ કહેવું કે નહોતું તે આવરણ-રૂપી પડદો માત્ર!

એક વ્યક્તિ : અમને તો એમાં કંઈ ખબર નથી પડતી, એ સ્થિતિની ખબર પડતી નથી.

મા : પરિચિત-અપરિચિત ક્યાં ક્યારે છે, કોણ કોને કહેશે? ભાષામાં જે કહી શકાતું નથી. મૂંગા રહેવા છતાં મૂંગા નથી તે નથી. ભાષાએ નથી. ચૂપ કહો તો ત્યાં ભાષાની સૃષ્ટિ ઊભી થશે.

એક વ્યક્તિ : ચિરસ્પંદિત છતાં નિસ્પંદિત.

મા : જે બોલો તે છે, પરિણામે કંઈ ગોટાળો નથી.

પ્રશ્ન : ભક્ત ચાર પ્રકારના છે-આર્દ્ર, જીજ્ઞાસુ, અર્થાર્થી ને જ્ઞાની. (મા પ્રત્યેક શબ્દનો અર્થ પૂછે છે)....તમારા મંડળમાં જ્ઞાની કેટલા છે?

મા : તમે શું માનો છો?

પ્રશ્નકર્તા : તમે જ કહો.

મા : જવાબ આપવાની વૃત્તિ થતી નથી.

પ્રશ્નકર્તા : કંઈ જવાબ મળ્યો નહીં.

મા : જ્ઞાની જ જ્ઞાનીને સમજી શકે.

પ્રશ્ન : યજ્ઞમાં દેવલોક આવે છે એના દર્શન કેવી રીતે થાય?

મા : સ્વયં શું કરીને દર્શન દે-પોતે પ્રકટ કરવાની શક્તિ ધરાવે છે તો દર્શન આપી શકે.

પ્રશ્ન : શું ઉપાય? કયા ઉપાયથી થઈ શકે?

મા : ધ્યાન કરો, જેનાં દર્શન કરવાની ઈચ્છા હોય એનું ધ્યાન કરો. પહેલા એકને જુઓ, પછી બીજા પાછળ દેખાશે.

પ્રશ્ન : સમાધિમાં શું પથ્થરની જેમ શરીર રહે છે?

મા : સમાધિ લગાવો, પત્તો લાગશે, સમાધિને માટે કોશિશ કરો.

પ્રશ્નકર્તા : કોઈ કોઈ નિદ્રાને સમાધિ માનવાની ભૂલ કરે છે.

મા : બરોબર ખાઈને પેટ ભરે તેનું પેટ ખાલી છે કે ભરેલું-સંતોષ થયો કે નહીં તેની ખબર પડે છે. સમાધિ થાય ને ખબર પડે નહીં તે બની શકે નહીં. આનંદ (પ્રશ્ન જ બરોબર નથી. ધ્યાન કરતાં કે જપ કરતાં પ્રસન્નતા-આનંદનો અનુભવ થાય છે. આનંદ જ પ્રતીતિ છે. ખબર પડે કે નહી તે પ્રશ્ન જ ઊભો થતો નથી.) સ્વયં પ્રકાશ છે ત્યાં ખબર નથીની વાત નથી. પૂરો આનંદ નથી મળ્યો એના અભાવથી જરૂર પત્તો લાગી જાય.

પ્રશ્નકર્તા : પોતાનો કોઈ ઉપાય નહીં. હું પૂર્ણ આનંદ અનુભવવા માટે સમર્થ નથી.

મા : ત્યાં સુધી પોતાનો ઉપાય છોડવો નહીં.

પ્રશ્ન : બીજો કોઈ રસ્તો નથી?

મા : ગુરૂ જે બતાવે તે સાચો માર્ગ છે....શ્રીમા દેવગિરિ મહારાજના રૂમમાં આવીને બેઠાં છે, ને તેમને થોડા દિવસ વધારે રોકાવા કહે છે. તમે વધારે રોકાઓ તે બધાના લાભમાં છે...બાબાને લઈ જવા રામકૃષ્ણ મિશનથી લોકો આવ્યા છે.

દેવગિરિ : માનું સ્થાન ઘણું સરસ છે.

મા : ફરતાં ફરતાં, બેઠાં બેઠાં ગંગાનું દર્શન થાય છે. દર્શનથી મહાપાપનો ક્ષય થાય છે.

દેવગિરિ : વેદ, પાઠ વગેરે ના થાય તોપણ દર્શનમાત્રથી પાપ નષ્ટ થાય છે. (દેવગિરિ સંસ્કૃતમાં શ્લોક ગાય છે)

મા : આ સ્થળ ગંગાની ગોદમાં છે.

દયાળ : તેનું પાણી એકદમ નીચે વહે છે.

દેવગિરિ : પાણી નથી, ગંગા છે; પાણી તો કૂવામાં હોય!

મા : જે થાય તે એની ઈચ્છા!

દેવગિરિ : ખરાબ કદી ના થાય.

મા : દુઃખ માનવું એ જ દુઃખ છે.

દેવગિરિ : સુખના લેશમાત્રથી સઘળું સુખ થાય છે, દુઃખ ક્યાંથી હોય!

દેવગિરિ મહારાજ અયોધ્યા જવા નીકળે છે. મા ને બધાં તેમને હૃદયપૂર્વકની વિદાયગીરી આપે છે. ક્યાંય દૂરથી પિતાજી આવ્યા ને જેના ભાગ્યમાં હતું તેને દિક્ષા મળી. (તા. ૩૦ માર્ચથી તા. ૧લી એપ્રિલ સુધી આ વાતચીત 'આનંદવાર્તા' ઑક્ટોબર, ૧૯૭૬ના અંકમાં પ્રસિદ્ધ કરી છે.)

### તા. ૨ એપ્રિલ, ફાગણ વદ ૯, શુક્રવાર, કાશીધામ

સવારે લગભગ ૮-૪૦ થયા છે. શ્રીમા, બીજા સંન્યાસીઓ તથા ભક્તો દેવગિરિબાબાની રૂમમાં બેઠાં છે. સ્વામી નિત્યાનંદજી યોગવશિષ્ઠ રામાયણનો પાઠ કરે છે.

મા: ઠીક, નથી એટલે નથી. નથી એટલે નેતિ નેતિ-ન ઈતિ. અમને ક્યારેય સંન્યાસ આપ્યો નથી. પોતે પોતાની મેળે કોઈ સમયે થઈ ગયું...શ્રીમા કોઈને પ્રણામ કરે છે ને બોલે છે... 'હે ભગવાન, હા ભગવાન, જ્ઞેય ભગવાન, શ્રેય ભગવાન'...દેવગિરિબાબા આજે અયોધ્યા જવા ઉપડ્યા...ખૂબજ હૃદયપૂર્વકની વિદાય આપવામાં આવી....એક ભાઈ શ્રીમાને મંદિરમાં લઈ જવા નિમંત્રણ આપે છે.

મા: બાબા, આ પક્ષી તો ઊડ ઊડ કરે છે, જે થઈ જાય! અહો કેવી જાતનો યોગાયોગ! જેની સાથે જેવો યોગાયોગ હોય! મોટો ચમત્કાર!

શ્રીમાની લીલા અદ્‌ભૂત, તેનો પાર કોણ પામે?

શ્રીમા અલ્લાહાબાદ જવા માટે ઉપડયાં. કહે છે કે તે રાત્રિ શ્રીમાએ એક ઝાડ તળે સૂઈને પસાર કરી. બીજે દિવસે શ્રીમા જ્યારે ત્યાંથી વિંધ્યાચળ જવા માટે તૈયાર થતાં હતાં તેવામાં કોઈએ ડૉ. પન્નાલાલને ખબર આપતાં તેઓ તથા કમલદા સ્ટેશને આવ્યાં હતાં. શ્રીમા ત્યારનાં વિંધ્યાચળમાં છે. પાછાં મા કાશી આશ્રમે આવશે તેવું સાંભળ્યું છે.

## તા. ૧૧ એપ્રિલ, ચૈત્ર સુદ ૨, રવિવાર, કાશીધામ

શ્રીમા આવીને બેઠાં છે. મુક્તિબાબા, ગોપીનાથ કવિરાજ વગેરે ચિન્મય જગતની વાતો કરે છે.

મા: એ તો વાત સાચી છે....સાંજે શ્રીમા અગાશીમાં ફરતાં હતાં સામાન્ય વાતો ચાલતી હતી, ત્યાં શ્રીમા નૌકામાં ફરવા ચાલ્યાં. હું પણ મા સાથે જ ગયો. જે રહી ગયા તેને બીજી નાવડીમાં આવવાં આદેશ થયો. અહા! શું સુંદર દશ્ય! એક બાજુ નિર્મળ વિશુદ્ધ ગંગા મંદ મંદ હસતી પ્રવાહિત થઈ રહી છે ને શ્રીમાને ગોદમાં લઈ નાવડું સડસડાટ ચાલવા માંડ્યું! પછી શ્રીમા મોટા નાવડાંમાં બેઠાં, સામાન્ય વાતો ચાલી. સૂર્ય અસ્ત થઈ ગયો છે. આકાશ સ્વચ્છ, સુંદર છે, ને શ્રીમાની સુંદરતામાં કંઈક અદ્‌ભુત શોભા આપે છે. આજે બીજ છે. ચન્દ્ર તરફ દૃષ્ટિ પડતાં માએ કહ્યું : હા, કેટલો સુંદર ચન્દ્ર! વિભુએ કીર્તન શરૂ કર્યું, 'હાર્મોનિયમ લાવ્યા હોત તો સારું થાત.' માએ કહ્યું. દશાશ્વમેધ ઘાટ જઈ પાછાં ફર્યા. મા ભોજન કરી ૧૦ વાગ્યા સુધી વાતો કરીને આરામમાં ગઈ.....

## તા. ૧૨ એપ્રિલ ચૈત્ર સુદ ૩, સોમવાર, કાશીધામ

સવારના ૮ વાગ્યા છે. પન્નાલાલ શ્રીમાને કહે છે મા, જેવી રીતે આસામ જતી વખતે છોકરાંઓને કહ્યું હતું કે જતી વખતે પુકારજો તેવી રીતે અમે અંતિમ સમયે તમારી રાહ જોઈશું, અવાજ (જવાબ) આપજો મા જવાબ આપ્યા વગર હસે છે!......ત્યાર બાદ કોઈના દેહાન્તની વાત થતાં શ્રીમા બોલ્યાં : કોઈ કોઈ વાર મરતી વખતે અંદરથી થઈ જાય છે.....એથી એવું કાર્ય કરવું જેથી એનું સ્મરણ રહે.....

શ્રીમાના આદેશથી લક્ષ્મીદી રામાયણ-પાઠ કરવાં લાગ્યાં. પાઠ કરતાં ગદ્‌ગદિત થઈ જાય છે...અત્યંત ભાવપૂર્ણ પાઠ થતાં બધા શાંતિથી સાંભળે છે...માએ સુંદર વાતો કરી. એક વાર કલકત્તામાં પ્યારીબાનું એને ત્યાં લઈ ગઈ. એ વખતે આ શરીર ગૃહસ્થના ઘરમાં જતું ન હતું. પ્યારીબાનુને ત્યાં કીર્તન થતું હતું. કીર્તન કરતાં તેમની આંખમાંથી આંસુ પડતાં હતાં. ત્યાં કેટલાક ભાઈઓએ આવીને કહ્યું ચાલો તારકેશ્વર. હું તથા ભોળાનાથજી સાથે જવા તૈયાર થઈ ગયાં. સ્ટેશને ગયાં તો જોયું કે જેઓ સાથે આવવાનાં હતા તેઓ બીજા ડબ્બામાં માછલી પકડવાના વાંસ લઈ બેઠા હતાં. તારકેશ્વર ગયા પછી દર્શન કરીને એક મોટા તળાવમાં માછલી પકડવા ગયાં.

આ શરીરની હાલત એવી હતી કે જ્યાં ત્યાં પડી રહે. સવારથી સાંજ સુધી એક પણ માછલી પકડાઈ નહીં. ખ્યાલ થતાં તળાવ ઉપર ફરવાં ગઈ. તળાવના કિનારે બીજી એક માણસ માછલી પકડતો હતો; શ્રીમા સાથે આવેલા માણસોના હાથમાં એક પણ માછલી આવતી નથી. જ્યારે પેલો માણસ ખૂબ માછલાં પકડે છે. માછલી ખોરાક લઈને ભાગી જતી હતી. એક પણ માછલું દિવસોના દિવસો સુધી પકડાતું નથી. છેવટે ભોળાનાથજી ગુસ્સે થયા ને બોલ્યા, 'એ વૈરાગણ (મા)ને છોડો હરિનામ કરશો નહીં, આપણે શક્તિના ઉપાસક છીએ. આજે પ્રતિજ્ઞા કરું છું કે જ્યાં સુધી એક પણ માછલું નહીં પકડાય ત્યાં સુધી ભાત નહીં ખાઉં.' દિવસ પર દિવસ ગયા, એક પણ માછલું પકડાય નહીં. છેવટે કલકત્તા આવ્યા. કલકત્તાથી ડૉ.ગિરીન આ શરીરને તથા ભોળાનાથજીને ગામડામાં લઈ ગયાં. ત્યાં ખૂબ મોટાં તળાવો છે. ત્યાં જઈને ભોળાનાથજી તથા પેલા માણસો જેટલા બની શકે તેટલા પ્રયત્નો કરે છે. છતાં તેમની પ્રતિજ્ઞા પ્રમાણે માછલાં પકડાતાં નથી. દિવસોના દિવસો ભાત ખાધા વગર રહી પ્રયત્નો કરે છે. આમ કેટલાક દિવસો વીત્યા. ભાત ખાતા નથી. રોટલી ખાય છે; માછલા પકડવા પ્રયત્ન કરે છે પંરતુ દરરોજ નિષ્ફળતા! છેવટે એક દિવસે આ શરીરે તળાવ પર જઈને એક જણને કહ્યું-કિનારા ઉપર જ જાળ નાખો, તરત જ માછલાં પકડાઈ ગયાં-પહેલાં માછલી આવીને ખોરાક ખાઈ ચાલી જતી-આવી રીતે કોઈ કોઈ ગુરુ (શિષ્યને) પકડી રાખી, કોઈ કોઈ વખત દોરી બાંધીને, દોરી પોતાના હાથમાં રાખીને અમુક હદ સુધીમાં ફરવાની સ્વાધીનતા આપે.... લગભગ સવા દસ સુધી શ્રીમા બેઠી, સુંદર વાતો થઈ, કીર્તન પણ સરસ થયું...રાત્રે અગિયાર વાગે શ્રીમા નીચે આવી, કારણ એક વાછરડો મૃત્યુના મુખમાં છે છેલ્લી પળો છે. શ્રીમાના આદેશથી તેની ઉપર માળા મૂકવામાં આવી; ગંગાજળનું ચરણામૃત પાયું ને કીર્તન શરૂ કર્યું. તે સાંભળતાં વાછરડાનું મુખ હાલવા માંડે છે. મા કહે : જાણે વાછરડો રામનામ ના કરતો હોય તેમ લાગે છે! શ્રીમાએ રામનામ કરવા કહ્યું -કીર્તન ચાલતું હતું. 'હરહર મહાદેવ, કાશી વિશ્વનાથ ગંગે' ....તે પછી શ્રીમા ઉપર ગઈ. ભક્તો કહે, 'વાછરડાનું કેટલું સરસ ભાગ્ય, શ્રીમાની સન્મુખ તેને ભગવત્‌નામ સંભળાવવામાં આવે છે.'

## તા. ૧૩ એપ્રિલ, ચૈત્ર સુદ ૪, મંગળવાર, કાશીધામ

સવારે શ્રીમા દરબારમાં બેઠાં છે. પ્રથમ એક બહેને સુંદર કીર્તન કર્યું. ત્યાર પછી લક્ષ્મીદીએ રામાયણ-પાઠ કર્યા. સાંજે શ્રીમા ગઈકાલવાળા વાછરડાં પાસે ગયાં. શ્રીમાએ સ્પર્શ કરતાં જ વાછરડાનું શરીર હાલ્યું. જમણો કાન ઉપર થયો જાણે શિવજી મંત્રદીક્ષા આપવા આવ્યાં હોય! શ્રીમાએ સ્પર્શ કરતાં જ આખા શરીરમાં કંપન થયું. ત્યાર પછી શરીર છોડી દીધું. અહો! કેટલું સરસ ભાગ્ય! નિશ્ચય વાછરડો કોઈ મહાત્મા હોવો જોઈએ. એ સંબંધી વાત થતાં શ્રીમાએ કહેલું કે વાછરડો તમારામાંથી કોઈ હશે. પાછો તમારામાં પણ આવે. કોણ જાણે?

પ્રશ્ન : કાશીમાં દેહપાત થાય તો મુક્તિ થઈ જાય, પાછો કેવી રીતે આવે?

મા : હા, એ વાત તો સારી....વાછરડાને ગંગામાં પધરાવવામાં આવ્યો.

## તા. ૧૪ એપ્રિલ, ચૈત્ર સુદ ૫, બુધવાર, કાશીધામ.

મા : સત્કર્મ જ કર્મ, બાકી બધું બેકાર, વિકાર.

પ્રશ્ન : રામરાજ્યમાં સીતાને વનવાસ થયો, એ તેનો વિકાર હતો ?

મા : એ તેમની લીલા કહે છે, લીલા ને વિકૃતિ કહેવાય નહીં. તેણે લીલા કરી.

પ્રશ્નકર્તા : તે સિવાય દોષ!-

મા : તેના સિવાય કંઇ નહીં. સ્વભાવથી જ જે કર્મ તે વિકાર હોય, સ્વકર્મ સ્વભાવમાં અભાવ ધરી દે. તમે જે બોલો છો, એ તો વિકાર જ.

પ્રશ્ન : પૂજાનો વિકાર તેને પણ ઓછો કરવો?

મા : તેને ખેલ કહો.

પ્રશ્નકર્તા : વિકાર એ તો તેના ખેલમાં.

મા : વિકારના હોય-તેની લીલા સત્ શું, એ ખુદ છે. સર્વરૂપ એના જ છે. કરવાવાળો, કરાવવાવાળો એ જ છે. ત્યાં વિકાર નથી કહેવાતો.

પ્રશ્નકર્તા : વિકાર તે સર્વ સમયે હતો, કોઈ સમયે દુર્જન થઈ, કોઈ વાર સજ્જન થઈ એ પણ લીલા ચલાવે છે!

મા : વિકૃતિનો કોઈ પ્રશ્ન જ નથી. એ પણ તો લીલાનો રસ્તો. અભાવ હોતા વિકૃતિ. તમે શું નામ સાંભળ્યા વગર બોલો છો ને? સાંભળતાં જ વિભુએ 'મા' નામનું કીર્તન શરૂ કર્યુ.

### તા. ૧૬ એપ્રિલ, ચૈત્ર સુદ ૭, શુક્રવાર, કાશીધામ

આજથી પૂજા આરંભ થઈ. શ્રીમા સવારના દુર્ગાપૂજા મંડપમાં આવીને બેઠા છે; પૂજા સાથે ચંડીપાઠના મધુર સ્વર સંભળાય છે. ભક્તો પ્રેમપૂર્વક પૂજા નિહાળી રહ્યા છે. સાડા નવ વાગ્યે શ્રીમાના દરબાર હોલમાં શ્રી ગોપીરાજ કવિનાથ શ્રીમા પાસે આવ્યા છે. મા નરનારાયણનો પરિચય આપે છે.

પન્નાલાલ : છોટીમા (રમેશબાબુ તે ગોપીનાથ કવિરાજના ગુરુભાઈ-તેમને બે સ્ત્રીઓ એક બડીમા, બીજી છોટીમા.) પાસે કઈ theory છે, જેને અમે લોક અવતાર માનીએ છીએ શું કર્યું? અવતારે તો થોડા લોકોનો ઉદ્ધાર કર્યો.

ગોપીનાથજી : અમે શાસ્ત્ર ભણ્યા છીએ છતા સમજવું કઠિન છે પ્રયત્ન કરવા છતાં ધૈર્યનો પ્રશ્ન છે. ઈ.સ. ૧૯૪૦માં રમેશચદ્ર (રમેશબાબુ તે ગોપીનાથ કવિરાજના ગુરુભાઈ-તેમને બે સ્ત્રીઓ એક બડીમા, બીજી છોટીમા.) દેહાન્ત થયાં... કોઈ બાળકને દવા આપવી હોય તો કડવી પહેલાં પાઈ પછી મીઠી પાવી પડે. રમેશચંદ્ર મારા ગુરૂભાઈ હતાં. આઠ દસ મહિના કે વર્ષ પછી સાંભળ્યું કે ગુરુનો આવિર્ભાવ થાય છે.... ખ્રિસ્તી કે મુસલમાનોમાં જન્માંતર નથી. કોઈને સુખ તો કોઈને દુઃખ તેમાં કર્મવૈચિત્ર્ય માની લીધું. બુદ્ધમાં કર્મનું ખૂબ મહત્ત્વ છે.... છોટીમાએ કહ્યું : કર્મ મૂળ વસ્તુ નથી. દસ દિવસ સુધી ચર્ચા કરી, અંતે માનવું પડ્યું કે એ બહુ જ અધરી દૃષ્ટિ છે...અનાદિ સંસ્કાર માનીને, બાકી આત્મામાં કર્મ નથી પ્રકૃતિમાં કર્મ છે. આનું પ્રથમ મૂળ (first origin)ના સમજાયું આગમશાસ્ત્રોમાં કર્મના ત્રણ પ્રકાર છે (૧) આણવમળ (૨) માયામળ (૩)કર્મમળ છે. સાધારણ લોક સમજે છે કર્મનું મૂળ અવિદ્યા છે. આત્મા નિષ્કર્મ છે. કર્મ માયામાં છે. અંહકાર્ય છે. એના મૂળમાં મળ હોવો જોઈએ. મૂળમાં માયા છે. માયાનું મૂળ શું છે? શાસ્ત્રોમાં માયાને અનાદિ ગણી. આગમશાસ્ત્રમાં માયાની ઉત્પત્તિ આણવમળ.

આણવમળ ૧૦૮નું રહસ્ય. સાધારણ રીતે ૧૦૦ ભેદ નથી કરી શકતાં. ૧૦૮ની અંદર બધું છે. ૧૦૩ દિવ્યજ્ઞાન છે; ૧૦૪ ચિદાંકાશ છે. પ્રકૃતિની અંતિમ અવસ્થા ચિદાકાશમાં

સ્થિત. ૧૦૭ સુધીનો રસ્તો છે. પરંતુ તે પછી રસ્તો નથી. ૧૦૭ સુધી મહામાયા. ૧૦૮ એ આનંદમાં realisation થતાં સારું જગત બદલાઈ-પલટાઈ જાય છે. ૧૦૮ થતાં પહેલાં દેહાંત થઈ જાય છે. ૧૦૮ થઈ ગયા તો દેહ નથી રહેતો, જેટલા અવતાર તે ૧૦૭ની અંદર છે. ૧૦૮ થતાં પ્રારબ્ધ નથી રહેતું. મૃત્યુરહિત થવાથી શું ૧૦૮ થઈ શકે છે? વળી મૃત્યુ જીતવાથી ૧૦૮ નથી થતાં! જોકે પૂર્ણ કરીને નથી આવ્યા...વ્યક્તિગત બ્રહ્મપ્રાપ્તિ થઈ જાય છે. એકની મુક્તિ થાય તો બધાની થઈ જાય, હજી સુધી કોઈની મુક્તિ નથી થઈ. વાસ્તવમાં પરા મુક્તિ કોઈની થઈ હોય એનું પ્રમાણ નથી...શ્રેષ્ઠ મુક્તિ સાયુજ્ય મુક્તિ કાળના રાજ્યમાં થઈ છે. સાધન દ્વારા (૧)વ્યક્તિગત પૂર્ણત્વ, (૨)પરાર્થે પૂર્ણત્વ બૌદ્ધોમાં હીનયાન ને મહાયાન. હીનયાન પંથ નિર્વાણ હોતાં ક્લેશ તથા અજ્ઞાન નિવૃત્તિ માને છે. મહાકરુણા બુદ્ધની ઉકિત અનંત જીવ છે (બુદ્ધના મત પ્રમાણે ધર્મકાય, સંભવકાર્ય, પ્રતિનિયત જીવ આવી રહે છે.) ગુરુનું કર્મ-પરમાત્માનું દર્શન. ગુરુ જરુર કરવા તે કર્મપિપાસુ છે, કર્મ કરવું પડશે. મારે માટે કર્મ કરો. (૧)લક્ષ્ય, (૨)સેવા, (૩)કર્મ એટલે ચાલવું જીવના કર્મમાં ત્રુટિ કર્મમાં દોષ હોય તો કર્મ બગડી જાય છે.

લક્ષ્ય : એટલે જ્ઞાન.

સેવા : માની સેવા કરો એટલે શક્તિની સેવા કરો. માની નિત્ય નિયમથી સેવા કરો (મૃત્યુ પછી કર્મ નથી.) આ જે કર્મ છે તે સમષ્ટિ સમગ્ર જગત માટે કર્મ કરવાં પડશે એ નિષ્કામ કર્મ છે...(કર્મ, જ્ઞાન, ભક્તિ વગેરે અનેક ત્રિપુટી સમજાવે છે) સાધક ચિદાકાશ સુધી જઈ શકે છે. યોગી ચિદાકાશનો ભેદ કરી શકે છે, ચિદાકાશનો ભેદ કરવા માટે કુંડલિની શક્તિ જાગ્રત કરવી જોઈએ. કુંડલિની ૧૦૮ સુધી લઈ જાય છે કુંડલિની (તે) સાક્ષત્ ચિન્મયી શક્તિ. ૧૦૮ વાસ્તવમાં બ્રહ્મ છે સાધારણ લોક ૧૦૩ને બ્રહ્મ માની લે છે. કૈવલ્ય મુક્તિ એ મોટી વાત નથી. ઘણા સાધકો ૧૦૪ માં સમાપ્તિ કરે છે. સાધારણ રીતે સહસ્ત્રારભેદ થાય છે....મૂલધારથી સહસ્ત્રાર સુધી જઈ શકે છે. દેહ પૂર્ણત્વ પ્રાપ્ત કરવાં માટે મળ્યો છે. ઊર્ધ્વગતિ medulla oblangata—spinal chord(કરોડરજ્જુ)માં ૫૦ મણકાં છે. કંઠચક્ર નાભિચક્ર ખૂલે છે. નાભિચક્રમાં ૩ પ્રકારનાં ચક્ર છે. ગુરુશક્તિ દીક્ષા પછી...વિશુદ્ધચક્ર ૧૦૦ સુધી કર્મ હોય છે, પછી તે ખૂલી જાય છે. નિષ્કામનું સકામ થવું પડે. ત્યારે નાભિ સરોવરનું દર્શન થાય છે. નાભિમાં અનંત દલકમલ એ બધાં ૧૦૭ થી ૧૦૮માં છે અને અષ્ટદળચક્ર બની જાય છે....બ્રહ્મચિદવસ્તુ છે. ઋષિમુક્તિ ૧૦૫માં છે, ૧૦૬ સુધી ગયાં છે. આ શરીરમાં ૧૦૭ સુધી ગયા છે. ૧૦૮ સુધી આ શરીરમાં નથી ગયાં. શ્રીકૃષ્ણ ૧૦૭ પૂરા થઈ ગયાં હતાં. ભેદ થતાં દેહાંત થઈ ગયો. બ્રહ્મસ્વરૂપમાં માયા નથી પુરુષોત્તમયોગ માયાને લઈને થયો. ક્રાઈસ્ટનું મહાજ્ઞાન ૧૦૩થી ઉપર-બ્રહ્મથી અભિન્ન ૧૦૪ બ્રહ્મ જ છે. बंह्मैव बह्मवत् भवति પહેલા જગતને પોતાનું કર્યા પછી

પ્રશ્ન : જન્માતંર નથી, કેમ?

ગોપીબાબુ : આત્મા અને પ્રકૃતિનો અંશ; અણુ-પરમાણુ મળીને વ્યક્તિત્વ છે. મૃત્યુ સમયે અણુ-પરમાણુ છૂટાં પડે છે. પરમાણુ નિત્ય અણુ નિત્ય નહિ. આત્મા-પરમાણુ, કર્મ કરે છે પ્રકૃતિ પરંતુ આરોપ પુરૂષમાં થાય છે. જ્ઞાન, ભક્તિ બધું જ અણુનો ખેલ છે. પરમાણુના જન્માંતર નથી. અણુના જન્માંતર છે.

ભક્તિ સરળ છે, જ્ઞાનીઓમાં પણ ભક્તિનું બીજ હોય છે. વેદ, ઉપનિષદ શીખવાથી શું જ્ઞાન મળશે? એ તો જ્ઞાનાભ્યાસ છે. મૃત્યુ પછી પરમાણું સુષુપ્ત રહે છે! આજ્ઞાચક્ર-(જ્ઞાનનેત્ર

અંખડ, અદ્વૈત જોવા માટે છે. ભગવાનનું ચતુર્ભુજરૂપ જોવા માટે)-શું બે આંખથી જોઈ શકાય છે! (ગોપીનાથ કવિરાજની વાણી ઉતારવા પૂજ્ય સ્વામીશ્રીએ પ્રયત્ન કર્યો છે એની નોંધ અહીં લીધી છે-પરંતુ આ જ્ઞાનનો વિષય આ રીતે પૂરો સમજી શકાય તેમ નથી. માત્ર નોંધ તરીકેની જ અગત્ય.)

## તા. ૧૭ મે, વૈશાખ સુદ ૯, સોમવાર, ન્યુ દિલ્હી

શ્રીમા આજે અલમોડાથી દિલ્હી આવ્યા છે. છેલ્લા કેટલાક દિવસથી માનો જન્મોત્સવ અહીં ઉજવાઈ રહ્યો છે. માના આવવાના સમય કરતાં તે વહેલાં આવ્યાં. આજે હરિબાબા આવવાના છે. એમની મંડળીના માણસો આવી ગયા છે. શ્રીમાની આજુબાજુ ભક્તો આનંદથી બેઠાં છે. પંડિત સુંદરલાલ સાથે શ્રીમા હાસ્યમય વાતો કરે છે. સેન એક બંગાળી અમલદારનો પરિચય આપી કહે છે કે, તે સરકારી અમલદાર છે.

મા : સરકારી કામ કરે તો સારું. જે એક સરકાર તો સારી-એક જ સરકાર. જેવી Light હોય એવું દેખાય. જેને જુએ અને જોવાવાળો જ્યાં અદલબદલ જરૂર થશે. જે એ જ છે.

પ્રશ્નકર્તા : કંઈ છે નહીં.

મા : નથી કહેવુ તે ખોટું છે. જે છે તે છે. જે જોવાવાળો પોતાને મેળવવું અને પોતાને જોવું. પોતાની વચમાં જેવા રંગ છે એવું જુએ. તેથી એક થયું અનુભવ કરવો. એક વાત છે, કોઈ ચીજ હોય પોતપોતાના રસ પ્રમાણે અનુભવ કરે છે. કરાવવાવાળાની જગ્યામાં અનુભવ કરવાવાળો છે. પોતપોતાના સંસ્કાર પ્રમાણે અનુભવ કરે છે.

પ્રશ્ન : અમને કયા રૂપથી અનુભવ થાય?

મા : પોતાનામાં અગ્નિ ના હોય તો અગ્નિનો અનુભવ ના થાય. પોતાનામાં મા છે એટલે માનો અનુભવ થાય છે.

પંડિત : બધી સૃષ્ટિ ભાવ પર છે. જો માતાનો અનુભવ થઈ રહ્યો છે-માતૃસ્નેહ પ્રાકૃતિક નથી.

મા : એક રીતે પ્રાકૃતિક નથી, વળી એક રીતે પ્રાકૃતિક પણ છે. વિરહ અપ્રાકૃત-પ્રાકૃત બંને છે.

પંડિત : માતૃ સ્નેહનો સારાશં.

મા : સારાંશ જ્યાં છે, શુદ્ધ સ્વરૂપ-

પંડિત : મેં જો માતૃસ્વરૂપનું શુદ્ધ સ્વરૂપ જોયું છે-હું પણ કહું છું.

મા : એક થયું, મા સાથે તત્‌સ્વરૂપ થઈ જવું જ્યારે એક જે શરીરને ખવડાવી-પીવડાવી રહી છે માટે શરીર પણ ખરું.

હરિબાબા સાંજે આવ્યા ત્યારે તેમના સ્વાગતમાં શ્રીમાના આદેશથી સુંદર કીર્તન થયું.

## તા. ૧૯ મે, વૈશાખ સુદ ૧૧, બુધવાર, ન્યુ દિલ્હી

પૂજ્ય હરિબાબા સદ્‌વાણી વાંચે છે એક મહાત્માની કુટિર જંગલમાં હતી, તેમનાં દર્શન કરતાં કહ્યું: 'મારા ઉપર કૃપા કરો.' એમણે ક્રોધની વાણી બતાવી, મહાત્માએ કહ્યું: 'જ્યારે ક્રોધ આવે એ સમયે બિલ કુલ મૌન રાખો ક્રોધ આવે ત્યારે એકદમ મૌન થઈ જાઓ' હોશિયારપુરમાં એક વકીલ હતાં. કોર્ટમાં ક્રોધ આવી ગયો, કચેરીમાં જ મૌન થઈ ગયા! મોટા મોટા સાધકને પણ ક્રોધ આવે છે. ધીરજ રાખે તો મોટા દોષ પણ દૂર કરી શકાય છે. આ વાત

પૂરી થતાં એક પંજાબીએ માને પ્રણામ કરીને કહ્યું : 'એવા આશીર્વાદ આપો કે મારામાંથી ક્રોધ ચાલી જાય'-

મા : હરિબાબાએ બધાંને સુંદર ઉપદેશ આપ્યો.

તા. ૨૧મીએ હરિબાબા સદ્‌વાણી વાંચે છે દરરોજ સદ્‌વાણીમાંથી થોડો પાઠ કરે છે કંઈ ના થયું એમ સમજીને સાધન-ભજન છોડો નહીં. કોને ખબર છે કે કંઈ નથી થયું એમાં સઘળું કંઈ થાય છે ધીરજ રાખવી એ સારાંશ.

બીજે દિવસે એક ભાઈએ પ્રશ્ન કર્યો. ઈશ્વર શું છે ? ને કેવી રીતે પ્રાપ્ત થાય ? શ્રીમા પંડિતને બોલાવીને ઉત્તર આપવા કહે છે ને પ્રશ્નકર્તાને પૂછે છે, તમને શું ખબર છે ? (તમે શું માનો છો ?)

પ્રશ્નકર્તા : ઈશ્વર કંઈક કરે છે જેની પાસે બધા હારી જાય છે, વધારે કંઈ ખબર નથી.

મા : ઈશ્વર શું કરે છે ?

પ્રશ્નકર્તા : ઈશ્વર સર્વ કંઈ કરે છે, શું કરે છે તે ખબર નથી.

મા : સાંભળ્યું છે ને? બોલ માત્ર પ્રત્યક્ષ થઈ જાય. પોતાના ગુરૂ પાસેથી શીખી લો. ઈશ્વર-ઈશ્વરી છે. ઈશ્વર કંઈ જ કરતા નથી સમજ્યા વાત!

પ્રશ્નકર્તા : સમજમાં નથી આવતું.

મા : તમે કંઈક ચાહો છો, કંઈ નથી મળતું. સર્વ કંઈ છે છતાં કંઈ નથી. પ્રાપ્ત છે. અપ્રાપ્ત પણ છે. એ જ છે, એ જ છે. શું કરે છે? સર્વ કંઈ કરે છે.

પ્રશ્નકર્તા : કોઈ એવું પણ કામ હોય જે ઈશ્વર નથી કરતાં, જીવ કરે છે.

મા : કરનારની દૃષ્ટિથી. બાકી ભગવાન બધું કરે છે.

પ્રશ્નકર્તા : સત્ય વાત કહો.

મા : એને માટે બે વાત નથી થતી. બે સમજવું એ દુઃખ છે, ખોટું છે. બે પણ છે-પ્રભુ અને દાસ. બે ના હોય તો લીલા કેમ થાય ? બે છે તેમ જ એક પણ એમ જ છે. જેમ એક છે, બે પણ એમ જ છે.

પ્રશ્નકર્તા : ઈશ્વર પ્રાપ્ત, અપ્રાપ્ત કેમ હોય?

મા : જેની પાસે-જેને પ્રાપ્ત; જેને અપ્રાપ્ત, ખબર પડે તો પોતાને અલગ માનીને જુએ છે. ખબર પડી જાય તો પોતે જ થઈ જાય. પ્રાપ્ત હોય તો પૂછવાનું ના થાય! જે એમ.એ. પાસ છે, જ્યાં સુધી એમ.એ. નથી થયા ત્યાં સુધી પૂછવાનું રહે છે. સ્વયંપ્રકાશ છે ને! જેને ખબર નથી તે પૂછે છે (બાકી) પૂછવાનો પ્રશ્ન ઉત્પન્ન નથી થતો.

પ્રશ્નકર્તા : કંઈ જ વાત સમજમાં ના આવી.

મા : જ્યાં સુધી સમજ નહી આવે ત્યાં સુધી નહીં સમજાય. હરિચરણમાં જ લાગી (મન પરોવી રાખ્યાથી)-રહ્યાથી થશે. દરેક સમયે અખંડ ફિકરમાં (ભગવાનને સમજાવવાની ફિકર) રહો, રહેવાનો પ્રયત્ન કરો. હરિચરણમાં અખંડ રીતે રહેવાનો પ્રયત્ન કરો. (મા હસી રહી છે)

પ્રશ્નકર્તા : મન ચાલી જાય છે એટલે મન બીજે ભટકવા માંડે છે.

મા : તમે પ્રયત્ન કરો, પોતે જ લઈ લેશે.

પ્રશ્ન : ભગવાન શું કરે છે-મારે છે કેમ?

મા : હરિચરણમાં લાગી રહો તો ઉત્તર મળી જશે. હરિ કેવી રીતે પોતે જ પકડી રહ્યા છે, તમારામાં પ્રકાશ થશે ત્યારે સમજાશો.

પ્રશ્ન : કોઈ રૂપરેખા ખબર પડશે?

મા : આપણું બધું જ છે, છીનવી લે છે. લોકદ્રષ્ટિમાં છે એ તો આપણો છે, ખુશી કરી લે-ખુશીથી લઈ લે - અને મારે છે કે કેમ? વાત એમ છે મારે છે પોતાની પાસે લેવા માટે. બાળક બહુ રખડે, લૂ લાગી જાય-માનો ચતુર બાળક સમજી જાય. કોઈને મીઠાઈ આપી, કોઈને થપ્પડ મારી મા અંદર લઈ જાય છે. મારે કેમ? બોલો, પ્રેમ છે તેથી, જે પોતાની પાસે લઈ જાય છે. દુઃખથી સફાઈ થાય છે.

પ્રશ્નકર્તા : મા બાળકને સમજાવે છે, ભગવાન નથી સમજાવતા.

મા : જેવી રીતે સમજે તેવી રીતે સમજાવે, એ વાત પાક્કી છે. હરિચરણમાં લાગેલા, વળગેલા રહેવાનો પ્રયત્ન કરો-અખંડ રીતે. જે વાત કહી, તમારી શક્તિથી પ્રયત્ન કરો. પિતાજીની ઈચ્છા છે, બાળકીએ આડીઅવળી શીખ આપી- ભગવાન પિતા, માતા, બંધુ છે. બધામાં છે. આપણે સેવક છીએ. જે રીતે જેને મળે તેવો છે.

આમ વાતો ચાલુ રહી પછી સુંદર ભજન ગવાયાં. કોઈએ પછી પ્રશ્ન કર્યો-ભગવાન શું બિંદુરૂપમાં છે?

જગદીશબાબુ : શાસ્ત્રમાં કહે છે કે જીવ બિન્દુરૂપમાં છે જૈન philosophyમાં કહે છે કે જીવ શરીર જેવો છે.

મા : પ્રાણ શું છે? પ્રાણ જ ઈશ્વર છે. ઈશ્વર કોણ છે?-પ્રાણ છે. સાંભળો, સાંભળો- શું આવે છે? છે જ. હાથ કોણ ચલાવે છે? વૃક્ષમાં પ્રાણ છે ત્યારે તો ફળ, ફૂલ થાય છે ને! નહીં તો કાર્ય નથી. યંત્ર જેમ ક્રિયા કરી રહે તેમ પ્રાણના સ્પર્શથી ચાલે છે; એટલા માટે જે બિન્દુ કહે છે ઠીક છે. સિંધુમાં બિંદુ, બિંદુમાં સિંધુ છે.

## તા. ૨૩ મે, વૈશાખ સુદ ૧૫, રવિવાર, ન્યુ દિલ્હી

(આ નોંધ સ્મરણશક્તિથી લખી છે)-અખંડ નામયજ્ઞ.

નામયજ્ઞ માટેના સભામંડપમાં સુંદર, સુશોભિત મંચ બનાવી ચારે બાજુ ચૈતન્ય મહાપ્રભુ, શ્રીમા, કૃષ્ણ વગેરે ફોટાઓ મૂક્યા છે-આસોપાલવનાં તોરણો બાંધ્યાં છે-સવારના પાંચ વાગ્યાથી નામયજ્ઞનો આરંભ થઈ ગયો છે. ધીમે ધીમે વાતાવરણ જામે છે. વળી સાંજના સમયે કીર્તન શરુ થાય છે. ભગવાનના નામની ધારાથી ઢોલ, મૃદંગ, કરતાલના મધુર ધ્વનિથી અતંરમાં આનંદ વ્યાપ્ત થઈ જાય છે. ચારે બાજુ સૂક્ષ્મ વાયુ મંડળમાં 'શ્રીકૃષ્ણ ચૈતન્યપ્રભુ નિત્યાનંદ; હરે કૃષ્ણ, હરે રામ, શ્રી રાધે ગોવિંદ' એ હરિનામનો ધ્વનિ પ્રસારિત થઈ રહ્યો છે. ત્યાં શ્રીમા પણ કીર્તનમાં જોડાઈ, ભક્તોના ઉત્સાહ માટે! શ્રીમા સાક્ષાત્ ઈશ્વરસ્વરૂપ આંગળીઓ ઊંચી કરીને કીર્તન કરે છે, ત્યાં મેઘરાજા પધાર્યા વગર રહી શકે! તેમના વર્ષારૂપી પ્રેમાશ્રુ સભામંડપમાં ચંદરવામાંથી પણ ઝરવા લાગ્યા! અને કીર્તનનું જોમ વધ્યું; હર્ષનાદ થવા લાગ્યો, શ્રીમા ઘૂમી રહી છે! ગરીબ શું, તવંગર શું-બધા જ શ્રીમાના સંતાનો જગતની પરવા કર્યા વિના નાચી રહ્યા છે! શું સુંદર દૃશ્ય! ભક્તોના અંતરના આનંદની સીમા નથી. વચમાં વચમાં શ્રીમા જરા થોભે છે, કીર્તનનો ધ્વનિ જોર પકડે છે! ભગવદ્ધામમાં આટલો આનંદ આવતો હશે એ તો શ્રીમાના સંસર્ગમાં આવ્યા પછી જ જાણ્યું. શ્રીમા ઘણીવાર કહે છે, 'મારી વાતમાં વિશ્વાસ કર, ભગવત્નામ કર, ફળ મળશે જ મળશે.' કીર્તન કરતાં સૂર્યાસ્ત થઈ ગયો. સભામંડપ ભરાઈ ગયો છે અને શ્રીમા ભાવસમાધિમાં ડૂબી ગયા છે! ભક્તોની દૃષ્ટિ શ્રીમાના દેદીપ્યમાન મુખ ઉપર

સ્થગિત થઈ ગઈ છે-કીર્તન પૂરું થતાં નામયજ્ઞ પૂર્ણાહુતિનાં ગીત ગવાય છે. છેવટ દહીંની માટલી ફોડવામાં આવે છે ને દહીંનાં તિલક કરાય છે. આજુબાજુનું વાતાવરણ 'જાણે શ્રીકૃષ્ણ ચૈતન્યપ્રભુ નિત્યાનંદ; હરે કૃષ્ણ, હરે રામ, શ્રી રાધે ગોવિંદ' નામથી સભર થઈ ગયું છે.

## તા. ૨૭ મે, વૈશાખ વદ ૪, ગુરૂવાર, ન્યુ દિલ્હી

માતૃજન્મોત્સવ-આજે ગઈ રાતથી શ્રીમાના જન્મોત્સવની ખૂબ જ આનંદપૂર્વક તૈયારીઓ થઈ રહી છે. ડૉ જે. કે. સેનના મકાન પાછળ ઝાડ નીચે શ્રીમા માટે એક પલંગ ફૂલથી શણગારવામાં આવ્યો છે-આસપાસનું આંગણું પણ ફૂલથી છવાઈ ગયું છે. ઝાડમાં રંગબેરંગી ફૂલો તથા દીવા ગોઠવવામાં આવ્યાં છે. હરિબાબા, ચક્રપાણિજી શ્રી શરણાનંદજી વગેરે માટે બેઠકો તૈયાર રાખી છે. શ્રીમા સમયસર આવ્યા છે. રાત્રે ત્રણ વાગ્યે મહાપૂજા શરુ થાય છે. સવારે પૂજા સમાપ્ત થયા પછી સહુ ભક્તજનો શ્રીમાના ચરણમાં અર્ઘ્ય આપે છે. મહાત્માઓએ તે પછી શ્રીમાના સંબંધમાં વ્યાખ્યાન આપ્યાં. પૂજ્ય શરણાનંદજીનો શ્રીમા પ્રત્યે અનન્ય ભાવ છે!

શરણાનંદજી : મા....
મા : નાની બાળકી છે ને! તમારી પાસેથી ક્યારે ચાલી ગઈ?
શરણાનંદજી : મા....(મા હસી રહી છે)

જ્યાંથી ઉત્પન્ન કરે, જ્યાં નિવાસ કરે, જેમાં લય કરે...એક જ મા હોઈ શકે છે....જ્યાં સુધી અમારી અલ્પજ્ઞતા....મા કેવળ એક છે. વ્યકત હોય, અવ્યકત હોય! માથી બાળક કદી દૂર થતું નથી-જેમ આકાશથી મન દૂર નથી થઈ શકતું.

## તા. ૨૮ મે, વૈશાખ વદ ૫, શુક્રવાર, ન્યુ દિલ્હી

પ્રશ્ન : ગુરુની શું કંઈ ઓળખાણ છે? ગુરુને કઈ રીતે ઓળખવા?
મા : વાહ, (હસે છે), ગુરુ શિષ્યને ઓળખી ન શકે તો ગુરુ શિષ્યથી કેટલા દૂર? સમય આવ્યે ઓળખી જાય છે. ગુરુ સ્વયં કૃપા કરે છે, કોઈ વાર શિષ્ય ગુરુને શોધી કાઢે છે. દાકતર કોઈ વખત જબરદસ્તીથી ઈંજેકશન આપે છે. વળી એક થયું-જ્યારે ખબર પડી જાય કે એ જ અમારા (ગુરુ) છે પણ ગુરુકૃપાથી થાય છે.
પ્રશ્ન : ગુરુકૃપાનો અનુભવ ના થાય ત્યાં સુધી શું કરવું?
મા : રામાયણ, મહાભારત જે કંઈ પાઠ કરો બધું એ જ છે...કોઈને ગુરુ માનો ન માનો એ જ પરમ ગુરુ પાસેથી વાત આવે છે.
પ્રશ્નકર્તા : રામાયણમાં તો ઘણી વાતો છે. એમાંથી ચૂંટીને-શોધીને એવી વાત કહો જેનાથી લાભ થાય.
મા : મહાપુરૂષનું જીવન જ કીર્તિ-મોટા ગ્રંથ લખ્યા છે.
પ્રશ્નકર્તા : આપને નિચોડ (સાર) પૂછવાં માગું છું.
મા : સારું, એમ વાત છે. પિતાજી શરીર સારું નથી. ભાગવત્, ચૈતન્યચરિતામૃત વગેરે અમૃતગ્રંથ છે, જે મૃત્યુને દૂર કરી શકે છે (જીતી શકે છે) એમાંથી જે કથાનો અનુભવ થયો હોય તે શોધી કાઢો-ચૂંટી લો. દરેકનું લક્ષ્ય જુદું હોય છે. ભગવાન સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સત્યને પકડો તો સત્, ચિત્ અને આનંદ પણ આવશે. બીજી એક વાત છે-મહાપુરૂષ જે કહે તે વિચારશૂન્ય થઈ માનવું.
પ્રશ્નકર્તા : આપ કંઈ આદેશ કરો એ સાંભળવા માગું છું; શક્તિ આપો.
મા : નાની બાળકી છે-શક્તિ તો કંઈ નથી. આપણા પિતાજી જે બતાવે તે વિચારશૂન્ય થઈ પાલન કરો.

પ્રશ્નકર્તા : વાત જે સીધી છે બધા સમજે છે. એક શક્તિપ્રધાન અને એક અલ્પશક્તિ છે. અમારા કરતાં આપમાં અધિક શક્તિ છે, જે ઈચ્છો તે આપ કહી શકો છો.

મા : આ તો ઘંટડી છે જેવી વગાડો તેવી સાંભળો..(મા અનેક સમયે આમ કહે છે 'જૈસા બજાઓ ઐસા સુનોગે') કયો એવો સમય છે જ્યારે ભગવાનનું નામ ના કરવું. આળસ થતાં નામ લેવા ના ઈચ્છો એમ નહીં. નામ કહો, ધ્યાન કહો... જે કંઈ કરો ગૃહસ્થઆશ્રમમાં બાળકભાવથી, પતિભાવથી એની સેવા કરો..શ્વાસ જેમ ચાલે છે તેની ખબર પડતી નથી એ જેમ સ્વભાવિક છે, એવી રીતે એનું નામ સ્વાભાવિક રીતે કરો. એક છે 'હોવું,' બીજું છે 'કરવું'...કરતાં કરતાં થઈ જાય છે. એનો સ્વભાવ એવો છે કે કરતાં કરતાં થઈ જશે. સમય આવી જશે ત્યારે યાદ આપી દેશે. કાળનો નાશ કરવા પણ તૈયાર રહો-શેનાથી ભગવાનના નામથી, ભગવાનની સ્મૃતિથી, એથી આગળ જાઓ તો ભગવત્ચિંતન કરો. અમૃત જો મેળવવું હોય તો નામચિંતન કરો. જેને નામામૃત કહે છે, ધ્યાન, જે જેને સારું લાગે! જે કરતાં મદદ મળે તે કરો. પહેલાં એ વાત કે ભગવાનનું નિરંતર સ્મરણ કરો. સમય નિરર્થક પસાર ના કરો. સાકાર કરો-કંઈક મેળવો. ભગવાનનું કામ સાકાર છે. બાકી સઘળું બેકાર છે.

### તા. ૧૭ જુલાઈ, અષાઢ સુદ ૧૨, શનિવાર, કાશી

હમણાં હમણાં શ્રીમા બહુ જ ઓછું બહાર નીકળે છે, બહુ જ થોડું બોલે છે. પોતાની રૂમમાં વિશ્રામ કરે છે, કવચિત કોઈ સાથ private વાત કરે છે. આજે શ્રીમાની હાજરીમાં શ્રીમદ્ભાગવત પાઠ ચાલે છે. પૂરો થયા પછી કમળાકાન્તે કહ્યું : 'બ્રહ્મચારી માટે દાતણ કરવાં તથા કપડાં ધોવાની મનાઈ કરી છે?'

મા : (હસે છે) એટલા માટે તું કપડાં ધોતો નથી?

મુક્તિબાબા : જ્યારે બ્રહ્મચારીઓ જંગલમાં રહેતા ત્યારે જુદી વાત.

મા : દાંત સાફ નહીં કરવાં, સ્નાન નહીં કરવું વગેરે આધ્યાત્મિક અવસ્થા ઉપર આધાર રાખે છે. આ શરીરની પણ એવી અવસ્થા આવી હતી જ્યારે દાતણ કરવું કે નહીં-શરીરનો ખ્યાલ જ રહેતો નહીં-એવી અવસ્થા આવે ત્યારે જુદી વાત-બાકી તો ગંદા રહેવું નહીં જોઈએ. શંકરાનંદજી પહેલાં દાતણ કરતાં નહીં, પરિણામે દાંતમાં પરૂ થવા માંડ્યું. આમ નહીં કરવું જોઈએ.

આજે સાંજે શ્રીમા ગંગામાં એક વિશાળ નૌકાગૃહની અગાસીમાં જઈને બેઠાં છે. ભક્તો પણ શ્રીમાની મધુર વાણી સાંભળવાં મધપૂડાની જેમ વીંટળાઈ વળ્યાં છે. નૌકામાં નીચે એક વિશાળ રૂમ છે અને અંદર એક નાનો રૂમ છે. ગંગાની ગોદમાં સાક્ષાત્ મા તેનાં સંતાનો સાથે! પછી આનંદમાં શી ખામી હોય! ખૂબ સુંદર દશ્ય લાગતું હતું. શ્રીમા ચારે બાજુ સ્નેહભરી દષ્ટિથી નિહાળે છે! શ્રીમાના આદેશથી મુક્તિબાબાએ પાઠ શરૂ કર્યો પરંતુ વાતાવરણનું સુંદર દશ્યપાન કરતાં ભક્તોનું ધ્યાન પાઠમાં કેન્દ્રિત થતું નથી. શ્રીમા ઘડીમાં પાઠ સાંભળે છે તો ઘડીમાં બાળકો વચ્ચે ફરે છે. શ્રીમાના બેધ્યાનથી મુક્તિબાબા જરા ચંચળ થાય છે, પરંતુ શ્રીમા તો પોતાના નિરાળા નિજ અંદાજમાં! એમને ક્યાં બંધન? નૌકા મણીકર્ણિકા ઘાટ સુધી આવી પંહોચી. પાઠ પૂરો થતાં શ્રીમાએ આત્માનંદને કીર્તન કરવાં કહ્યું. (મીસ બ્લેનકા નામની જર્મન સ્ત્રીનું નામ માએ આત્માનંદ પાડ્યું છે) કીર્તન પૂરું થતાં એક નાવડામાંથી એક સંન્યાસી માતાજીએ શ્રીમાને નાવને રોકવા કહ્યું; ને શ્રીમા પાસે આવી કેટલીક વાતો કરી. આ માતાજીના સ્વામી શ્રીમાના

ભક્ત હતા. તેઓ શ્રીમાને અજ્ઞાન નાનકડા બાળકની જેમ પ્રેમ કરતાં. શ્રીમા પણ તેમને ખૂબ સ્નેહ કરતી...શ્રીમાના મુખમાંથી તેમને વિષે વાત નીકળતાં તેણે શ્રીમાને પૂર્વાશ્રમ યાદ ના કરવા કહ્યું. શ્રીમાએ કહ્યું: 'તમારી વાત સાચી છે. આ શરીરને ખૂબ સ્નેહ કરતો તેથી વાત થઈ ગઈ. કલકત્તા જાઉં ત્યારે તેને ઘેર લઈ જતો...વગેરે.' તેઓ કંઈ બોલ્યા વગર શ્રીમાને પ્રણામ કર્યા વગર ચાલ્યા ગયાં. રાત્રે આઠ વાગ્યે અમે બધા પાછા આવ્યા.

બીજે દિવસે શ્રીમાનો દરબાર ભરાયો છે. કેટલાક ભક્તો બહાર બારીમાંથી શ્રીમાનાં દર્શન કરે છે. ત્યાં શ્રીમાના એક ભક્ત જે કલકત્તામાં cancerના દર્દથી પીડાય છે તેમની વાત નીકળી. તેઓ તેમનો અંતિમ સમય માના શ્રીચરણમાં ગાળવા ઈચ્છે છે ને કાશી આવવા શ્રીમાની અનુમતિ તારથી મંગાવી છે. શ્રીમા ભક્તોને પૂછે છે : 'શું આવી અવસ્થામાં વિશ્વનાથના દર્શને આવવા દેવો ઠીક છે? કદાચ રસ્તામાં શરીર પડે તોપણ વિશ્વનાથનાં દર્શનનો સંકલ્પ પૂરો કરતાં મૃત્યુ થાય તે સારુ ને?' શ્રીમા જાણે પોતાનો મંતવ્યને બાજુએ રાખી ભક્તોના અભિપ્રાય પૂછે છે! માની શી લીલા! ભક્તોને હા કહેતાં પ્રશ્ન એ થાય કે આવી સ્થિતિમાં તેને આશ્રમમાં રાખી શકાય કે કેમ? ત્યાર પછી શ્રીમાની હાજરીમાં મુક્તિબાબાએ પાઠ કર્યો. તે પછી કીર્તન થયું.

## તા. ૧૯ જુલાઈ, અષાઢ સુદ ૧૪, સોમવાર, કાશી

આવતી કાલે ગુરૂપૂર્ણિમા હોવાથી સવારે અગિયાર વાગ્યે ભાગવતનો પાઠ કુમારબાબુ કરે છે. શ્રીમાના ભક્તો ભિન્ન ભિન્ન સ્થાનેથી એકઠાં થયા છે. આશ્રમમાં ભીડ વધી છે. બ્રહ્મચારી વિભુએ સુંદર કીર્તન કર્યુ...પછી લીલા વગેરે સમાપ્ત થતા વાર્તા ચાલે છે. એક ગુરૂ પાસે એક ભક્ત બ્રહ્મજ્ઞાન અર્થે જાય છે. ગુરૂ કહે છે કે હું દીક્ષા આપું પરંતુ તે પહેલાં તું ભારતનાં તમામ તીર્થોની યાત્રા કરી આવે અને પાછાં આવતાં જે નિકૃષ્ટમાં નિકૃષ્ટ વસ્તુ હોય તે મારા માટે લાવે. ગુરૂના આદેશથી ગભરાઈ શિષ્ય અનેક પ્રશ્નો કરે છે. ગુરૂ માટે નિકૃષ્ટ વસ્તુ કેમ લવાય? ગુરૂ નાનકડું રહસ્ય ખોલતાં નથી. છેવટે તીર્થયાત્રાઓ કરી વિચાર કરે છે કે અતિ નિકૃષ્ટ વસ્તુ તો વિષ્ટા!-તે લઈ જાઉ! જ્યાં વિષ્ટા લેવા જાય છે ત્યાં એને વાચા ફૂટે છે : 'ખબરદાર, હું નિકૃષ્ટ નથી, હું તો પરમ બ્રહ્મ છું. તારા જેવાના સંસર્ગમાં આવ્યાથી મારી આ દશા થઈ છે.' શિષ્યની આંખ ઉઘડી જાય છે કે જગતમાં નિકૃષ્ટ તો કોઈ નથી, હું પોતે જ છું. ત્યાર પછી ગુરૂ દીક્ષા આપે છે.

## તા. ૨૦ જુલાઈ, ગુરૂપૂર્ણિમા, મંગળવાર, કાશી

બીજે દિવસે ભક્તોના આનંદની સીમા નથી. પવિત્ર સ્થળ, પતિતપાવની ગંગામૈયાના વક્ષ:સ્થળ પર આશ્રમમાં સાક્ષાત્ જગતજનની ગુરૂરૂપિણી શ્રીમાની ઉપસ્થિતિ! પરોઢમાં ચાર વાગ્યાથી કીર્તનનો આરંભ થયો છે. સહુ પોતપોતાની સંધ્યા, પાઠ, પૂજા પરવારી શ્રીમાનાં દર્શન તથા પૂજા કરવા માટે અધીરા થઈ ગયા છે! પૂજાનું આયોજન થઈ રહ્યું છે. સવારે નવ વાગ્યે શ્રીમા નીચે આવી કન્યાપીઠનાં વરંડામાં બેઠાં. મને ખૂબ ઈચ્છા હતી કે શ્રીમાને સુંદર માળા પહેરાવું ને પૂજા કરું, પરંતુ શ્રીમાના આદેશથી મારે એક સપ્તાહ કાષ્ઠમૌન રહેવાનું છે એટલે માળા વગેરેની વ્યવસ્થા કરવી મુશ્કેલ હોવાથી ખાલી હાથે પણ ભક્તિપૂર્ણ હ્રદયે શ્રીમાના શ્રીચરણમાં પ્રણામ કર્યા. શ્રીમા કવચિત્ વાર્તાલાપ કરી રહી છે...તે પછી શ્રીમા અખંડાનંદજીની બેઠકની વ્યવસ્થા કરાવવા મંદિરમાં ગઈ છે. શ્રીમાનું પ્રત્યેક કાર્ય એટલું વ્યવસ્થિત, સુંદર અને સંપૂર્ણ હોય છે કે ના પૂછોને વાત! તે પછી પણ ભક્તોની ભીડ વધતાં વરંડામાં આવીને શ્રીમા બેઠી ને

એક પછી એક ભક્તો શ્રીમાની પૂજા કરે છે; કોઈ ચંદન તો કોઈ માળા ને કોઈ પ્રસાદ ધરાવે છે. શ્રીમાની લીલા! નાના બાળકની જેમ સહુનો પ્રેમ ઝીલે છે. સામાન્ય માનવી તો ગભરાઈ જાય પરંતુ શ્રીમાના હૃદયમાં માતૃવત્સલ પ્રેમનાં અમી ભર્યાં છે. તે સહુના ભાવ જાણે છે ને ભાવના પૂર્ણ કરે છે! કેવી રીતે તે કોને ખબર?

આજે માસીમાને સંન્યાસદીક્ષા આપવાની છે. કેવો સુંદર યોગાનુયોગ! ગુરૂપૂર્ણિમાનો પવિત્ર દિવસ, કાશીક્ષેત્ર ને શ્રીમાની હાજરીમાં દીદીમાએ સંન્યાસદીક્ષા આપી. માએ કહ્યું : 'દીદીમાએ તને જન્મ આપ્યો અને એમણે જ તને મુક્ત થવાનો રસ્તો ખુલ્લો કરી આપ્યો.' દીદીમાને હાથે ગેરૂઆ કપડાં પહેરાવતાં શ્રીમાએ પણ કપડાં પહેરાવવામાં મદદ કરી. શ્રીમાએ માસીને કહ્યું: 'ઉપસ્થિત સર્વ સંન્યાસીઓને પૂછી જુઓ કે સંન્યાસ થયો કે નહીં?' સહુએ હા પાડી. ત્યાર પછી શ્રીમાએ માળા પહેરાવી. માસીમાએ ઉપસ્થિત સંન્યાસીઓની પૂજા કરી માળા વગેરે અર્પ્યા ને સર્વ ભક્તોને ફળ આપ્યાં. શ્રીમા બધાને ખૂબ હસાવે છે કારણ માસીમાના સ્વામી આ બધાની વિરૂદ્ધ છે. તેઓ બિચારા કંઈ જાણતા જ નથી. તેમની ગેરહાજરીમાં આ કામ થઈ ગયું! માસીમાને નવું નામ આપ્યું-સ્વામી જપાનંદગિરિ...નામકરણવિધિ પૂરો થયા બાદ શ્રીમા ઘરમાં પ્રવેશ્યાં ને માસીમાને સ્વામીજીના હિસાબે નમો નારાયણ કર્યા, ને સ્પર્શ કર્યો! શ્રીમાની લીલા! દીદીએ કહ્યું, મા, માથા ઉપર હાથનો સ્પર્શ કરીને આશીર્વાદ આપો.

મા: સ્પર્શ તો છે જ! કરવાનો શું? હેમીને નાનપણમાં કુમારી અવસ્થામાં જોઈ હતી, હવે મુક્ત પણ જોઈ!...ત્યાર પછી શ્રીમા પાછાં ફર્યા.

માસીમાને સંન્યાસદીક્ષા આપ્યા પછી શ્રીમા ઉપરના રૂમમાં ચાલ્યાં ગયાં. શ્રી દાસજી એક કાશ્મીરી આશ્રમવાસી બહેન, અપરિણિત યુવતી છે. આજીવન બ્રહ્મચર્ય પાળ્યા પછી શ્રીમાના ચરણમાં જ જીવન વ્યતીત કરવા માગે છે. શ્રીમા માટે એક નવો સુંદર રૂમ તૈયાર કરાવ્યો છે. આશ્રમના નવા મકાનમાં ત્રીજે માળે એક નાનકડો રૂમ સુંદર શણગારવામાં આવ્યો છે. આરસપહાણનું floor ને બારીબારણાંના વેન્ટીલેશનમાં 'મા' સુંદર અક્ષરે લખાવ્યું છે. એક બાજુએ શ્રીમા માટે સુંદર સિંહાસન, તેની બેઠક સોનાચાંદીથી મઢેલી છે, બંને હાથાને સ્થાને કળાત્મક હાથી મૂક્યા છે, પીઠની જગ્યાએ કિનખાબ ને સોનેરી અક્ષરે 'મા' લખાવ્યું છે. સોનાચાંદીનું છત્ર, જેથી સિંહાસન શોભી રહ્યું છે. શ્રીમા માટે નાનકડો સુંદર પલંગ, ગાલીચો, તકિયો, મચ્છરદાની વગેરે સજાવ્યાં છે. ચાંદીના હાથાની છત્રી, દર્પણ, કાંસકો, ચામર વગેરે વસ્તુઓ ગોઠવીને રૂમને ખૂબ સુંદર શણગાર્યો છે. શ્રીમા ઉપર જઈને રૂમમાં બેઠાં છે. દરવાજો બંધ. દાસજી, મા અને દીદી! બહાર ભક્તોની આતુરતાથી ભીડ વધી છે. શ્રીમાએ દાસજી સાથે સુંદર પ્રેમલીલા કરી, શું કરી તે મા જાણે! ઉપર જગ્યા સાંકડી ને ભીડ ખૂબ. પણ શું થાય! થોડી વાર પછી દરવાજો ખુલતાં દર્શન માટે પડાપડી! ફરીથી દરવાજો બંધ થતા અંદર દાસજીને ખૂબ શણગારવામાં આવી. માથા ઉપર મુકુટ, માળા, ચંદન વગેરેથી શ્રીમાને સુંદર શણગારવામાં આવ્યાં અને શ્રીદાસજીએ પોતાના ભાવ પ્રમાણે શ્રીમાની પૂજા કરી. પોતાના જીવનમાં આ સુંદર અમૂલ્ય અવસરથી તે ખૂબ ખૂશ થઈ ગઈ છે ને પ્રત્યેક અણુમાં પ્રસન્નતા વ્યાપી ગઈ છે! ધન્ય દાસજી. માની તમારા ઉપર કેટલી કૃપા! શ્રીમા દાસજીનો ગાલ પકડી ખેલ કરે છે. અનેક જન્મોનાં પુણ્ય અને શ્રીમાની અહૈતુકી કૃપાથી આવો શુભ પ્રસંગ શ્રીમાની અવર્ણ્ય લીલાનો પ્રેમ પ્રાપ્ત થયો. તે પછી બધાંને પ્રસાદ વહેંચવામાં આવ્યો.

ગુરૂપૂર્ણિમા નિમિત્તે વૃન્દાવનથી રાસની ટુકડી આવી છે. સાંજે ૪ થી ૬ના સમયે શ્રીકૃષ્ણ, રાધા ને સખીઓનો રાસ થયો. ત્યાર પછી શ્રીકૃષ્ણ યોગીના વેશમાં ભિક્ષા માગવા આવ્યા છે, સખી સાથે શ્રીકૃષ્ણનો વાર્તાલાપ...વગેરે...

રાત્રે નવથી દશ કન્યાપીઠનો વાર્ષિકોત્સવ થયો ને બ્રહ્મચારિણીઓને યોગ્યતા અનુસાર ઈનામ વહેંચ્યાં. પ્રથમ બાલિકાઓએ સુંદર ભજન ગાયું. રાજાસાહેબે કન્યાપીઠને દશ હજારનું દાન કર્યું..તે પછી શ્રીમા ઉપર શ્રીદાસજીની રૂમમાં ગયાં. દાસજી, દુર્ગાદીદી શ્રીમાને શણગાર કરે છે. દરવાજો બંધ છે ને કોઈને અંદર જવાની મનાઈ છે. ભીડ ખૂબ જામી છે. સહુને શ્રીમાના સિંહાસન પર બેઠેલા કૃષ્ણસ્વરૂપનાં દર્શન કરવાની આતુરતા છે. દરવાજાના બારણા આગળ હું હતો તેથી બધા કહેવા લાગ્યા, 'કાન્તિભાઈ, દરવાજો અમને પકડવાં દો ને.' આશરે પોણા કલાક પછી દાસજીએ દરવાજો ખોલ્યો. અહા! શું શ્રીમાનું સૌંદર્ય! માથે સુવર્ણમુગટ, કાને કુંડળ, ગળામાં સુવર્ણમાળા, હાથેપગે અલંકાર રાજી શ્રીમા સિંહાસન ઉપર બેઠાં છે. આવું અપૂર્વ શ્રીમાનું દર્શન જીવનમાં પહેલી વાર કર્યું. આ દ્રશ્યનું વર્ણન કરવાની કલમમાં શક્તિ નથી. હું એક શુદ્ર જંતુ શ્રીમાના લીલાસ્વરૂપને કેમ વર્ણવી શકું!

असितगिरिसमंस्यात्कज्जलं सिंधुपात्रं. सुर तरुवरशाखा लेखिनी पत्रमुर्वि लिखति यदि गृहित्वा शारदा सर्वकालं. तदपितव गुणानाम् इश पारं नयाति।

સાક્ષાત્ સરસ્વતી પણ માતૃદર્શનનું વર્ણન લખવા અસમર્થ બને. અત્યંત ભીડમાં ઘણાથી શ્રીમાનાં અપૂર્વ દર્શન થઈ શક્યા નહીં! ત્યાર પછી પ્રસાદ વંહેચાયો. અગાશીમાં ભોજનની સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે. શ્રીમા પણ બધાની વચમાં ભોજન કરવા આવીને બેઠી છે. અમે બધાએ શ્રીમાની સાથે ભોજન લીધું. મિષ્ટાન્ન, પૂરી, દાળ, ખીચડી, બે શાક વગેરે....સહુએ આનંદથી ભોજન કર્યું. લગભગ રાત્રે એક વાગ્યે અમે પરવાર્યા.

તા. ૨૧મીએ પણ પૂનમ છે. સવારે એક બંગાળી પંડિત મહારાજે ગુરૂપૂર્ણિમાના મહત્ત્વનું પ્રવચન કર્યું. સુંદર ભજન બાદ પાઠ પૂરો થતાં દીદીનો અવાજ આવ્યો, 'બધા ઉપર આવો.' અમે જઈને જોયું તો શ્રીમા શણગાર સજી શાંતિપૂર્વક સિંહાસન પર બેઠાં છે. ગઈ કાલ રાતનું દર્શન સવારે ફરીથી કરવા મળ્યું. શ્રીમાએ કહ્યું: 'બાબા, બહુરૂપી બનીને બેઠી છું, નાનકડી બાળકીને જેમ રમાડે તેમ રમુ છું.'- એક ભક્તે પ્રશ્ન કર્યો-મા, તમને સુવર્ણ અલંકાર પહેરવાનું મન થતું નથી?

મા : સુવર્ણ અલંકાર પહેરવાની ઈચ્છા હોત તો તમે બધા અહીં હોત નહીં! સમજ્યા બાબા?

મુક્તિબાબા : હા મા. ભક્તો પ્રેમપૂર્વક દર્શન કરે છે. સિંહાસન ઉપર શ્રીમાના ફોટા પણ લીધાં. ફોટા લેતાં મોડું થયું. મા તો ઉતાવળી થઈ ગઈ છે આ બધા અલંકાર કાઢી નાખવા! માએ બધાં જ આભૂષણ કાઢી નાખ્યાં! ત્યાર બાદ પિશીમા (ફોઈ-ભોળાનાથનાં બહેન.) આવ્યાં. બધાએ કહ્યું-મા, પિશીમાને દર્શન થયાં નહીં. એ વખતે શ્રીમાની કેડમાં એક મોટી ફૂલની માળા હતી. શ્રીમાએ તે લઈને પિશીમાને પહેરાવી અને તેમને ગોળમટોળ ફેરવ્યાં. શ્રીમાએ ખૂબ હાસ્યલીલા કરી. પછી એક મોટી માળા શ્રીમાએ મને પહેરાવી તેમ જ બીજા ભક્તોને પણ માળાઓ આપવા માંડી. ભક્તો શ્રીમાના આશીર્વાદરૂપી માળા લઈ ધન્યતા અનુભવે છે... સાંજે પાઠ, કીર્તન વગેરે થયું.

---

જ્યાં સુધી વિચાર ત્યાં સુધી વ્યભિચારની વાત. જ્યાં સુધી એકમાત્ર એ જ સર્વભાવ, સર્વરૂપ અને અરૂપમાં પ્રકાશ નથી થતો ત્યાં સુધી એકનિષ્ઠાનું પ્રયોજન છે. એકનિષ્ઠા થવી એકમાત્ર ઈષ્ટના પ્રકાશ માટે. સેવાજ્ઞાનમાં બધાંની મધ્યમાં, બધાંને માટે ક્રિયા કરજો.

## તા. ૨૨ જુલાઈ, અષાઢ વદ ૨, ગુરૂવાર, કાશી

એક બંગાળી પંડિતે ગુરૂપૂર્ણિમા પર વ્યાખ્યાન આપ્યું. ત્યાર પછી પાઠ અને કીર્તન. હવે શ્રીમા કાશીથી બીજે પ્રયાણ કરશે જાણી ભક્તો private માંગે છે. પોતાના જીવનના નાના-મોટા પ્રસંગો, ગૂંચો તેમ જ સાધન ભજન સંબંધી સહુ મોટે ભાગે શ્રીમા સાથે વાતચીત કરે છે, સાંજે સાડાપાંચથી સાત શ્રીમાની હાજરીમાં શ્રી કુમારબાબુનો શ્રીમદ્ ભાગવત પાઠ, તે પછી કીર્તન-ભજન. રાત્રે સાડા આઠવાગ્યે શ્રીમા કન્યાપીઠની અગાશીમાં આંટા મારે છે. શ્રીદાસજી માને લઈ જવા આગ્રહ કરે છે. મા માનતાં નથી. દાસજી રિસાય છે ને રડે છે. શ્રીમાએ આજ્ઞા કરી કે વિધ્યાપીઠના છોકરાઓને કીર્તન કરવા લઈ જા-વિદ્યાર્થીઓ સુંદર કીર્તન કરે છે, ત્યાં શ્રીમા આવ્યાં ને બહાર દરવાજામાં બેસી ગયાં. બુનીદીએ સમજાવી અંદર બેસાડ્યાં. ભક્તોની ઈચ્છા છે કે શ્રીમા સિંહાસન ઉપર બેસે, પરંતુ શ્રીમા બેસવા રાજી નથી. શ્રીમાએ સુંદર કીર્તન કર્યું-હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે; હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે-રામ રામ રામ રામ....સુંદર મધુર કંઠે શ્રીમા ગાઈ રહ્યાં છે-તે પછી પણ ભક્તો શ્રીમાને સિંહાસન પર બેસાડવાં ઈચ્છે છે. છેવટ મુક્તિબાબા માના ચરણે પ્રાર્થના કરે છે; મા કહે છે બાબા, તમે બેસો.

મુક્તિબાબા : ના મા, તમે બેસો. હું તો દર્શન કરીશ.

મા : બાબા, તમે બેસો. દાસજી મુક્તિબાબાને બહાર જવા કહે છે, કારણ શ્રીમાને શણગાર કરવાની તેમની ઈચ્છા છે. ત્યારે મુક્તિબાબા કહે છે : આ ઘર તારું છે કે મારું છે? હવે ઘર માનું થઈ ગયું; હું નીકળવાનો નથી.

મા : બાબા, તમે બેસી રહો. દાસને દરવાજો બંધ કરવા દો ને જુઓ તે શું કરે છે! દરવાજો બંધ થયો. બહાર ભક્તો શ્રીમાના સિંહાસન પર દર્શન કરવા આતુર થઈ પ્રતિક્ષા કરી રહ્યા છે. દાસજીએ શ્રીમાને ફૂલથી શણગાર્યા અને સિંહાસન પર બેસાડી આરતી કરી, ને દરવાજો ખોલ્યો. શ્રીમા સિંહાસન પર બેઠાં હતાં! શું અપૂર્વ સૌંદર્ય! દર્શન કરી ભક્તો કૃતાર્થ થઈ રહ્યા છે. ત્યાં શ્રીમા નીચે ઉતરી આવ્યાં ને ફૂલની માળા વહેંચવા માંડી. શ્રીમાએ પ્રથમ માળા મારા ગળામાં પહેરાવી ને પછી માળાઓ લૂંટાવી. જેના ભાગ્યમાં હોય એને માળા મળે છે. મા ફળ, પતાસાં વગેરેથી ઘણી વાર આ રીતે લીલા કરે છે-ને ભક્તોને આનંદ આપે છે. ત્યાર પછી શ્રીમા ભોજન માટે ચાલ્યાં ગયાં!

## તા. ૨૩ જુલાઈ, અષાઢ વદ ૩, શુક્રવાર

સિદ્ધિમાનો શિષ્ય ઋષિકુમાર સત્યનારાયણનો પાઠ કરે છે. શ્રીમા જવાનાં છે જાણી, ક્યાં જવાનાં છે તેની ચર્ચા ભક્તોમાં થાય છે. છેવટે ખબર પડે છે કે શ્રીમા કલકત્તા જવાનાં છે ને ત્યાંથી ચારપાંચ દિવસમાં પાછાં આવશે. શ્રીમા ચાર વાગ્યે સ્ટેશને જવા નીકળ્યાં ત્યારે ભક્તો ભાવભીની વિદાય આપે છે. શ્રીમા જાય તે જાણે કોઈને ગમતું નથી! સહુનાં મુખ મ્લાન જણાય છે! વરસાદને લીધે પાણી ભરાયા છે. શ્રીમાની શું લીલા છે! આવા વરસાદમાં પણ ચારપાંચ દિવસ માટે શ્રીમા ક્યાં ક્યાં દોડે છે!....

શ્રીમા કલકત્તા જવા રવાના થયાં. ત્યાંથી દેવઘર થઈને શ્રીમા તા. ૨૯મીએ પાછાં આવ્યાં. શ્રીમાને જોતાં જ ભક્તો તેમના ચરણમાં પ્રણામ કરે છે...શ્રીમા હસતાં હસતાં સહુને ક્ષેમકુશળના સમાચાર પૂછે છે. શ્રીમા થોડી વાર આશ્રમની અગાશીમાં ફરવાં લાગ્યાં-સવારે ૧૧ વાગ્યે મુક્તિબાબાએ શ્રીમાની હાજરીમાં શ્રીમદ્ભાગવતનો પાઠ કર્યો-સાંજે પણ પાઠ, કીર્તન

વગેરે થયાં... શ્રી નાગેશ ઉપાધ્યાયે શ્રીમાને કહ્યું : માતાજી મારા પર અનર્થ થયો છે. ઘાટ ઉપરના રસ્તા ઉપર આશ્રમ તરફથી જગ્યા લઈ લીધી છે તે સારું થયું નથી.

મા : પિતાજી, આ શરીર પાસે આ વાત ન કરો.

અમે કહ્યું : તમે સ્વામી પરમાનંદજીને મળો... સાંજે શ્રીમાના આદેશથી કાશીના પ્રસિદ્ધ પંડિતે રામાયણ-પાઠ કર્યો. ત્યાર પછી એક સાધુએ વ્યાખ્યાન કર્યું-તે પછી શ્રીમાએ બધાને કંઈ કહેવા માંડયું.

મા : હરિકથા હિ કથા ઔર સબ વૃથા-વ્યથા. (શ્રીમા આ શબ્દો અનેક વાર કહે છે.) હરિકથા જ કથા બાકી બધું વૃથા-વ્યથા. જ્યાં રામ ત્યાં આરામ, જ્યાં નહીં રામ ત્યાં બેઆરામ, બેઆરામ બેઆરામ. તે પછી એક સાધુએ Hindu Lawમાં થતાં નવા સુધારાનો વિરોધ કરતો પ્રસ્તાવ રજૂ કર્યો. સર્વને સંમતિ આપવાની વિનંતી કરવામાં આવી. આથી આશ્રમ તરફથી શ્રી પટલદાએ તેનો વિરોધ કર્યો. તેમાં થોડો ઝઘડો થયો. આશ્રમમાં ફકત ધાર્મિક તથા આધ્યાત્મિક કાર્યક્રમ સિવાય અન્ય વાતો ના જોઈએ એમ શ્રી પટલદાનું કહેવાનું હતું. અહીં કોઈ પણ જાતની સાંપ્રદાયિકતાને સ્થાન નથી. શ્રીમા હસવા માંડ્યાં અને પૂછયું : 'શું છે?' -પરમાનંદજીએ સમજાવ્યું. પછી સભા વિસર્જન થઈ. શ્રીમા અગાશીમાં થોડું ફર્યાં. પછી private ફરવાં ગયાં.

કોઈ કોઈ વાર શ્રીમા નાવડાંમા ફરવાં જાય ત્યારે ટપાલ વંચાવે. ગુજરાતી કાગળો વાંચી આપવા મને કહે તો તે નિમિત્તે પણ શ્રીમા સાથે નાવડાંમાં વિહાર કરવાનો અનન્ય લાભ મળે! તા. ૩૦મીએ સાંજે મને પહેલાં શ્રીમાએ સાથે આવવા કહ્યું તેથી અત્યંત આનંદ થયો. પછી કંઈ વિચાર આવતા ના પાડી. જેવી માની ઈચ્છા!

## તા. ૩૧ જુલાઈ, અષાઢ વદ ૧૦, શનિવાર, કાશી

સવારે દરરોજનો નિયમ પરવારી હું માના નાવડામાં જવા ઊપડયો. શ્રીમા આગલી રાત્રે નાવડામાં જ રહ્યા હતાં. શ્રીમાની રજા મેળવ્યા સિવાય જવા માટે મા ઠપકો તો નહીં આપે ને!-એમ ભય લાગ્યો. પરંતુ માનો ઠપકો તો મીઠો લાગે વિચારતાં હું માના ચરણમાં ઉપસ્થિત થઈ ગયો, ને પ્રણામ કર્યાં ત્યાં જ શ્રીમાએ કહ્યું : તું ગઈ કાલે રાત્રે ના આવ્યો તે સારું થયું. અહીં નાવડામાં આખી રાત સાપ રહ્યો છે! આજે સવારે મારી પથારી ઠીક કરતાં એક જબરદસ્ત વિષધર સાપ કૂંડાળું વાળીને કુદ્યો. પરમાનંદજી 'ઓ બાપરે' બોલી કૂદી પડયા. શ્રીમા નાવની અગાશી ઉપર સૂતાં છે. ભૂપેન પત્રો વાંચે છે. દીદી એક બાજુ બેઠાં છે. સ્વામીજી માને પંખો નાખી રહ્યાં છે. શ્રીમા પત્રના ઉત્તર લખાવે છે, ને વચમાં વચમાં દૂર દૂર નજર નાખી અનેક વાતો કરે છે. મને થોડો ઉપદેશ આપી વિન્ધ્યાચળ આશ્રમમાં રહેવાની આજ્ઞા કરી. શ્રીમા સાથે ખૂબ આનંદ આવ્યો! વચમાં વચમાં મા હસાવે છે. એમ કરતા બાર વાગવા આવતાં નાવડું આશ્રમમાં પાછું ફેરવ્યું. શ્રીમાનો પાછા ફરવાનો ખ્યાલ નહોતો પરંતુ સ્વામીજીના આગ્રહથી પાછા ફર્યાં, કારણ નાવડામાં સાપ હતો, તેથી કોઈ પણ વ્યકતિ માટે જોખમકારક અને ગરમી પણ વધારે હતી.

સાંજે ગોસ્વામીજીના એક સાધુ પાઠ કરવા આવીને બેઠાં છે. તેઓએ કહ્યું : આજે મન જરા દુઃખી છે. શ્રીમાએ પૂછયું 'શાથી?'

સાધુ : કોઈએ નિંદા કરી તેથી. મા કહે : બાબા નિંદાની પરવા નહીં કરવી જોઈએ. સાધુ માટે નિંદા અલંકાર છે. એક વાર કબીર રડતાં હતા. કોઈએ કારણ પૂછયું. કબીર કહ્યું : 'મારો ધોબી મરી ગયો છે.' ધોબી એટલે કબીરની જે નિંદા કરે તેને

કબીર ધોબી કહેતા કારણ ધોબી જેમ કપડાં ધૂએ તેવી રીતે આ લોકો નિંદા કરીને વ્યક્તિનો મેલ દૂર કરે છે. તેથી નિંદાની ચિંતા ના કરવી.

### તા. ૧ ઓગસ્ટ, અષાઢ વદ ૧૧, રવિવાર, કાશી

શ્રીમા સવારમાં પાઠમાં આવ્યાં. કીર્તન વગેરે સમાપ્ત થયા પછી સાંજે શ્રીમા મોટા નાવડામાં ભક્તો સાથે ફરવાં ગયાં. નાવમાં પણ રામાયણ તથા શ્રીમદ્‌ભાગવતના પાઠની વ્યવસ્થા કરી હતી. હું તે વખતે કામમાં રોકાયેલો હોઈ જઈ શક્યો નહીં પરંતુ પાછળથી શ્રીમાની નાવને પકડી પાડી. શ્રીમા બેઠી છે તેની હાજરીમાં સુંદર કીર્તન ચાલી રહ્યું છે! નગવાઘાટથી નાવડું પાછું ફર્યું. તુલસીઘાટે સહુને ઊતરવા પરમાનંદજીએ ઈશારો કર્યો. મેં શ્રીમાની પાસે વિન્ધ્યાચળ જવાની આજ્ઞા લઈ ચાલવા માંડ્યું. નાવમાં ફક્ત શ્રીમા, દીદી, પરમાનંદજી વગેરે ચારપાંચ જણ રહ્યાં.

### તા. ૨ ઓક્ટોબર, ભાદરવા વદ ૧૪, શનિવાર

શ્રીમા કલકત્તામાં સવારે પોણાબાર વાગ્યે કાશીથી આવ્યાં. આશ્રમમાં ખૂબ આનંદનું વાતાવરણ છે. શ્રીમાને જોતાં જ ભક્તો પ્રણામ કરવાં લાગ્યા. શ્રીમા થોડીવાર નીચેના હોલમાં બેઠાં. પછી ઉપર ગયાં. ભક્તોના ટોળાં ચારે બાજુ છે, શ્રીમા સહુને ખબર પૂછે છે. દીદીએ શ્રીમાને કહ્યું : મા, કાન્તિનું મુખ જોયું? કેટલું સુકાઈ ગયું છે! મેં કહ્યું : આવતાં રસ્તામાં દેવઘરનું પાણી શરીરને અનુકૂળ ના આવતાં પેટમાં ગરબડ થઈ ને તાવ આવ્યો.

માં : મેં તને કહ્યું હતુને, પાણી તને અનુકૂળ નહીં પડે. મેં કહ્યું : હા મા, તમારી વાત બિલકુલ સાચી પડી.

મા : કાન્તિને થયું હશે કે માએ કહ્યું હતું છતાં જોઈએ તો ખરા કે પાણી કેમ પડે છે.

મે કહ્યું : ના, મા. હું તો બાલાનંદ આશ્રમ વગેરે જોવા ગયો હતો ત્યાં પ્રાણગોપાલદા, ગોવિંદની સાથે ભેટ થઈ હતી વગેરે...ત્યાર પછી શ્રીમા પોતાની રૂમમાં ગયાં. સાંજે અત્યંત ભીડ થવાથી કીર્તન પૂરું થયા બાદ સહુએ શ્રીમાને પ્રણામ કરવા માંડતા અવ્યવસ્થિતતા લોપ થયો. વધી જતાં સભામાં વ્યવસ્થા કરતાં મુશ્કેલી પડી. ત્યારે પછી સુંદર વાર્તાલાપ થયો. જગદીશબાબુએ ગીતાના તેરમાં અધ્યાયનો પાઠ કર્યો.

### ૩ ઓક્ટોબર, આસો સુદ ૧, રવિવાર

પ્રશ્ન : મનથી નામ કર્યું હોય તો ફળ મળે કે નહીં? નામનું માહાત્મય શું? વિશ્વાસ ના રહેતાં ફળ મળે કે નહીં?

મા : તમને તો કહ્યું કે શ્રદ્ધાથી નામ કરો.

પ્રશ્ન : નામ કરવાથી પાપ જાય? ભગવાન્‌ દયામય, સર્વશક્તિમાન છે-અમને કેમ દુઃખ આપે, કષ્ટ કેમ આપે છે?

મા : તેનો ખેલ, તેની લીલા.

પ્રશ્ન : તેના ખેલથી અમારો તો જીવ જાય!

મા : તમારું જેટલું માનો તેટલું દુઃખ લાગે છે. જીવન તો બેકાર બધાનું! જીવન તો કોનું? જીવન શું?

પ્રશ્નકર્તા : એ રીતે લેવાથી તો ચાલે નહીં.

મા : જીવનરૂપે શું? મૂળમાં એ વાત! તેનો ખેલ, તેની લીલામાં, વચમાં એ છે. પ્રાણ જાય તો શું? બધું તેની લીલામાં.

પ્રશ્ન : બધો તેનો ખેલ હોય તો-માયા જ એક શું?

મા : માયા તે શું? તેની માયા. તમે કોણ?

પ્રશ્ન : આમ સુખે જ બેસવું?

મા : માયા કહો જે કહો તે તેનો ખેલ. હાહાકારરૂપે કર્મ રહ્યું છે.

પ્રશ્ન : નિર્વાણ પણ શું લીલા?

મા : જે નિર્વાણ-એ દિશાએ ચાલે જાઓ. સત્ય ઈચ્છવું તે સારું એક છે-કઈ રીતે... અનંત રીતે...સંપૂર્ણ ફળ આપે જશે...તેની એ રીત-નિર્વાણ એક રીતે, લીલા બીજી રીતે.

પ્રશ્નકર્તા : અમારી પસંદગી ઉપર નિર્ભર કર્યું-છોડી દીધું.

મા : નિર્ભર કરે છે એ ને, તમારા રૂપે જે સંસ્કારથી પ્રકાશ થાય છે. બધાની જે જે અનુસરવાની ગતિ છે. બે હાથ, બે આંખ એક રીતે નથી. પ્રકાશ થતાં-મન કહે છે સ્થૂળમાં પ્રકાશ રમે છે-છે! જ્યાં જ્યાં વ્યક્તિગત રમે છે કેવી રીતે? એ જ મૂળમાં. આમ છે, પામવામાં ભેદ રમે છે-જે સંસ્કારથી તમારો જન્મ તે રાતે તમારે ચાહવાનું થશે.

પ્રશ્ન : લક્ષ્ય નામ કરી લે તો શું થાય?

મા : લક્ષ્ય નામ કરતાં રહે છે, તે જે છે. જ્યાં સુધી એ દૃષ્ટિ નથી આવી-તત્ છે.

પ્રશ્નકર્તા : આગળપાછળ નથી.

મા : હા અથવા ના, વૃક્ષનું બીજ રોપ્યું...વૃક્ષ થાય છે. વૃક્ષમાં બીજ, બીજમાં વૃક્ષ-એક સરખું બધી જગ્યાએ ના હોય તો પ્રકાશ થાય કઈ રીતે?-વૃક્ષ કાપ્યું-જગ્યા ખાલી થઈ-ફરી ઊગ્યું-એમાંથી બીજું આ છે ને! તમે પાતંજલ શીખો-ભણો.

પ્રશ્ન : પાતંજલમાં વ્યાકુળતાં હોય?-વિશેષ.

મા : વ્યાકુળતાં જરૂર છે. માંદો હોય, દવા ઔષધ લેવું પડે.

પ્રશ્ન : અમારે તો જે થાય તે?

મા : તમે જે કરો છો તેની જ ઈચ્છાએ થયે જાય છે-મૂળમાં બધામાં એક જ પ્રકાશ રમે છે એક વાત ખ્યાલમાં રાખો-સંયોગ-વિયોગ; પૂર્ણ-અપૂર્ણ એક બાજુ તો હોય નહીં, યોગ કરી દેવો. વિયોગ કરો કે પૂર્ણ કરો કે અપૂર્ણ કરો એમાં...

પ્રશ્ન : અમારે શું કરવું?

મા : કરવાનું જો હોય, ભગવતકર્મ જ કર્મ, બાકી બધું અકર્મ. તેની સેવા કરો, તે પછી આપ્યું તે કરવું બધું અકર્મ.

પ્રશ્ન : કર્મફળ કહેતાં તો અહેતુકી કૃપાની વાત આવે છે ને?

મા : હેતુ અને અહેતુ કૃપા છે-એમને ક્રિયાકર્મ કહો તો કહી શકો. કૃપા એટલે અહેતુકૃપા-મને હજુ પ્રાપ્ત હજુ નથી છતાં દયા કરી-કૃપા-અહેતુ કરી...તેની કૃપા ના હોય તો તમે કંઈ કરી શકો નહીં.

પ્રશ્નકર્તા : ઠાકુરની વાત-એક હાથે કર્મ કરે જાવ; તેનું સ્મરણ લઈ ચાલવું.

મા : જેવું પાત્ર (તેવું) ફળ પામે. જેવું કર્મ કરો તેવું ફળ પામો...ઈચ્છા વિરુદ્ધ એક તો હોય...અનિચ્છા સાથે જે ક્રિયા હોય..ફળ આપે...એક છે કર્મયોગ, એક છે

કર્મભોગ-જે કર્મ દ્વારા ભગવાન મેળવો-કર્મયોગ...જે કર્મ દ્વારા ભોગ એટલે દુઃખ....એ દિશાની વાત....જેવું કર્મ તેવું ફળ. એક એ વાત-કર્મસૃષ્ટિ....અનુપાય. વાસ્તવિક હોય તો પાપક્ષય હોય! તે પછી એક વાત અનિચ્છાથી જે થયે જાય. યંત્રવત્ કરે જવાય તે ક્રિયા વિચારવા યોગ્ય. કોઈની એક સ્થાનમાં કર્મસૃષ્ટિ હોય નહીં-કોઈ કર્મ એક ઈચ્છાથી જો થાય જે ક્રિયા કરે-કર્મ સૃષ્ટિ થઈ.

પ્રશ્નકર્તા: અમારી અવસ્થાની વાત બોલો-ક્રિયાથી અનુભવ...

મા : અનુતાપ હોય તો સારું. ડૉકટર પાસે જવું પડે ને! માએ સુંદર સ્વરે શરૂ કર્યુંઃ હરિબોલ, હરિબોલ...એ જે નામ કરો એ જ કથા. ભગવાનને જ મેળવવા.

### તા ૬ ઑક્ટોબર, આસો સુદ ૪, બુધવાર, કલકત્તા

શ્રીમા ગોવિંદ મંદિરની અગાશીમાં બેઠાં છે.

મા : આ તો ઉડતું પક્ષી, ગમે ત્યાં પેસી જાય, ગમે ત્યાં જઈને બેસી જાય.

જગદીશ ચેટરજી : नमं पार्थास्ति कर्तव्य.

મા : (મહેન્દ્રનાથ સરકાર પ્રત્યે) બાબા, હવે ક્યાં જશો?-તમે સત્યસ્વરૂપ, આનંદસ્વરૂપ એ રીતે સત્ય, આનંદ. ચાહવું એ સ્વભાવ. સત્ય, જ્ઞાન, આનંદને ચાહવાનો સ્વભાવ.

### તા ૧૧ ઑક્ટોબર, આસો સુદ ૯, સોમવાર, કલકત્તા

મા : પરમ પિતા, પરમ માતા-આ તો-ઊડવાવાળું પક્ષી-હિંસા, અહિંસા તમારી અંદર. અતંર્યામી જે પ્રેરણા આપે તે પ્રમાણે કરજો. ભય રાખવાની જરૂર નહીં.

પ્રશ્ન : પ્રણામમાં વ્યાયામ?

મા : એકાગ્રતા થતાં સત્ સંકલ્પ કરો; જો તમને ચિંતા થાય તો જે કરાવે છે તે કરો. જે કોઈ આ શરીરને સ્નેહ કરે....જવાહરલાલજી સાથે એ રીતની વાત હાય છે.

પ્રશ્ન : ગાંધીજી માટે જીજ્ઞાશા કરે છે ને?

મા : ગાંધીજી સાથે કંઈ કંઈ વાત થઈ છે.

પ્રશ્ન : સુભાષ બોઝ સાથે?

મા : હા, દક્ષિણેશ્વરમાં મળ્યાં હતાં.

શ્રદ્ધામા સાથે શ્રીમાની મુલાકાતઃ

મા : માએ બાળકીને બોલાવી લીધી-જેમ બાળકી મા પાસે ચાલી આવે છે.

શ્રદ્ધામા : સાંજે આવી હોત તો બહુ સારું હતું.

મા : જ્યાં પૂજા છે, ત્યાં ચાલી ગઈ...મને હિંદી બરોબર નથી આવડતું.

શ્રદ્ધામા : ત્યાં દુર્ગાની મૂર્તિ...

મા : બહુરૂપ-બધાં એક જ રૂપ તો છે.

શાશ્વતા : શક્તિ સંબંધમાં સાંભળ્યું?

શ્રદ્ધામા : મહિષાસુરમર્દિની દુર્ગાનું સ્વરૂપ છે. તે શું કરે છે તે અમને બતાવ્યું હતું.

પ્રશ્નકર્તા: પહાડમાં એ સ્વરૂપની પૂજા થાય છે.

શ્રદ્ધામા : સમસ્ત ભારતવર્ષમાં ૨,૦૦૦ વર્ષ થયાં આ પ્રકારની પૂજાનું સ્વરૂપ નથી...માતાનું સ્વરૂપ માયાત્મક લે છે. જ્યાં એ કારણ છે એટલે વિઘ્ન, અંતરાય આવે છે. તાંત્રિક પ્રચાર, માત્ર માયાત્મક સ્વરૂપ લઈને-અનંત સત્તા એ જ શક્તિ છે.

મા : બ્રહ્મસત્તાને છોડીને પૂજા કરે છે.

શ્રદ્ધામા : શક્તિધર્મની પહેલાં-શક્તિ શું? શિવ શું? શિવની શક્તિ-શિવ બ્રહ્મ છે (તેથી શિવશક્તિની) અભિન્ન સમજીને પૂજા.

મા : એ જ છે એમ સમજીને પૂજા કરે છે.

શ્રદ્ધામા : શાક્તધર્મનો પ્રાદુર્ભાવ થયો છે-શાક્તધર્મનો એવો વિશ્વાસ છે કે બ્રહ્મ અને બ્રહ્મની શક્તિ અભિન્ન છે. હું કરું છું-બ્રહ્મની શક્તિ-એનાં બે નામ છે. એ શિવનું નામ શક્તિ છે. તમે કરો છો-મારું સમસ્ત શરીર જોડતાં, માયાનું સ્વરૂપ. સત્-અસત્ અનિર્વચનીય છે. હું કરું છું ભેદ-અભેદ છોડતા તદ્રૂપ છે.

પ્રશ્ન : એ ભાવથી પૂજા થાય છે?

શ્રદ્ધામા : એમ નથી.

મા : પરંતુ લક્ષ્ય એ છે.

જ.ચે : શિવ અને શક્તિ એક જ છે.

મા : શિવ અને શક્તિ એક જ છે. એ જ છે પોતે સ્વયં.

શ્રદ્ધામા : કોઈ રીતે મન જોડો.

મા : જ્યાં સુધી આપણો જુદો સ્વભાવ છે-આપણે જુદાં છીએ અમે છે.

શ્રદ્ધામા : સંબંધવિહીન આત્મ એ માર્ગ બતાવવાનો છે.

મા : રસ્તો બતાવવો એ જુદી વાત છે.

પ્રશ્ન : બીજા કોઈ ઋષિ એ બનાવેલી મૂર્તિ છે કે આપનો ભાવ છે?

શ્રદ્ધામા : બધાથી પહેલાં આત્માને વ્યકત કરે છે. સમ્યક્ પ્રકારથી જાણી લે છે, સ્ફુરણ થાય છે, જે સંવિત્ આત્મા પરાનંદ પરાત્પર, એ સંવિત્ શક્તિનું રૂપ છે.

પ્રશ્ન : સંવિત્ સ્વરૂપ કેમ?

શ્રદ્ધામા : કલ્પના દ્વારા-મહિષમર્દિની કલ્પના છે. એ નિયમે સ્વરૂપિણી જગદંબા, સ્થિર સ્વરૂપ, ચેતનત્વ છે. અસ્થિર કલ્પનાઓની ધારા હોય છે. સમજાવવાની કંઈ મૂર્તિ. એની ચેતનાથી વાત થઈ રહી છે. જેમ મહિષ-શું છે? શુંભનિશુંભ શું છે?

પ્રશ્નકર્તા : બહાર બલિદાનની જરૂર નથી.

શ્રદ્ધામા : બહાર બલિદાન બધું હોઈ શકે. પશુની જગ્યાએ શ્રીફળ, કોળું કાપે છે. બહારનો અભિપ્રાય આંતરિક સાધ્યના દ્રઢ પ્રકાર માટે છે. અંદર દૈવી સુરસંગ્રામ આત્માને બલિષ્ઠ બનાવી વિજયી બનાવવો. સાધન-ભજન જે કરવું જરૂરી છે તે કરવું. સ્વાર્થલાલસા હોય તો બલિદાન નથી. એ કુમાર્ગ છે.

મા : નમો નારાયણ...મા એક ભજન કરીને જાઓ......શ્રીમાએ શ્રદ્ધામાને આનંદપૂર્વક આલિંગન કર્યું.

### તા. ૧૨ ઑકટોબર, વિજ્યાદશમી, મંગળવાર

આજે દુર્ગા-પ્રતિમાનું વિસર્જન કરવામાં આવ્યું. શાંતિમંત્ર કરી જળ છાંટ્યું. તે પછી પ્રસાદ વહેંચાયો. સાંજે પ્રતિમા વિસર્જન કરવા ભક્તો ગંગામાં લઈ ગયા...ભક્તોએ આવીને શ્રીમાને પ્રણામ કર્યા. પછી કીર્તન વગેરે થયું.

### તા. ૧૩ ઑક્ટોબર, આસો સુદ ૧૧, બુધવાર, કલકત્તા

મા : બ્રહ્મવિદ્યા શીખવાથી જરૂર લાભ થશે. એ વિકટ છતાં તમારું જ છે. ત્યાં ઘણું ધન

મળશે. એનાથી અભાવ મટી જશે. અભાવ મટતો નથી. પરમાર્થ માર્ગમાં આગળ જાઓ-મહારાજાના પણ મહારાજા થઈ જશો. પોતાનું સ્વરાજ-સ્વયંરાજ-કેમ? ગાદી પર બેસી જાઓ. આટલા ગરીબ કેમ રહો છો, પોતાનું ધન છે-અમે શું સ્વરૂપ છીએ? અમે અમૃતનાં સંતાન છીએ અને ડર, ભય, મૃત્યુને વળગી રહ્યા છીએ. એ સારી વાત નથી. પોતાનું ધન છે. પોતાના રાજ્યમાં જવા કોશિશ કરો. ભિખારીની જેમ ના રહો. ....ખરું ને !

શ્રીમા બહાર ફરી આવીને નીચે હૉલમાં બેસે છે.

ભક્ત : મા, જ્ઞાન આપો.

મા : તમે ધ્યાન કરો, જ્ઞાન થઈ જશે. એ રીતે જવા પ્રયત્ન કરો. તમે જેમ ચાલવા ઈચ્છો છો એ રીતે ચલાવી દેશે, ખ્યાલ કરો.

ભક્ત : સ્મરણ કરતાં સતત ધારા રહેતી નથી.

મા : ના રહે તો શું-સર્વનું સ્મરણ કરો.

ભક્ત : સ્મરણ કરતાં ભૂખ લાગે તો?

મા : બધું થાય-પેટ છે ને! તમને આ બંધન સારું લાગતું નથી. નિર્વાણ સારું લાગે.

ભક્ત : નિર્વાણમાં જતાં-નિરામિષ થતાં થતાં હેરાન થઈ ગયા.

મા : બંધનથી કેમ? સાંભળો. જો માંસ (આમીષ) ખાઓ, પેટમાં ગરબડ થાય, કોઈ મિસરી આપે તો ખાઓ. આમીષ એટલે મિષ્ટ-અમિષ્ટનો પ્રશ્ન નથી. Miss (ગુમાવતાં-ખોતાં) કરતાં મિષ્ટ ખાઓ. પથ્થર પર એક બિંદુ જળ પડતાં છિદ્ર થશે.

ભક્ત : સુધા આપો.

મા : તમે અમને તે આપો.

ભક્ત : મધુ કોણ આપે, તમે આપો.

મા : તેને માટે ચિત્કાર-ઝંખના-કરશો ને? જ્યાં ઝંખનાનું સ્થાન નથી ત્યાં મૃત્યુ માટેનો ચિત્કાર! ચિત્તમાં કંઈ દુષ્કર્મ-ચિત્કાર! જુઓ, ભાષામાં કેટલો સુંદર અર્થ! અર્થ જે રીતે રમે છે તેવી રીતે શબ્દબ્રહ્મ રમે છે. ક્રિયાથી વાક્ય (વાણી)-વાણી (વાક્ય)થી ક્રિયા. મનથી જે ત્રાણ (રક્ષા) કહે તે મંત્ર.

ભક્ત : ત્રાણ શું?

મા : ત્રાણ સમજ્યા નહીં? ચાલી જવા માટે ધક્કો માર્યો-તરી જશે.

ભક્ત : ક્યાં ?

મા : જે સમજો છો ત્યાં જ તો! ત્યાં-જ્યાં જવાનું છે ત્યાં-તેથી જ તો બોલવાનું-કારણ એ સમજાતું નથી. કાન આપ્યા છે તો સંભળાય છે એ રીતે ભાષાથી કહેવાય! વસ્તુ પોતાની ક્યાં જાય! ત્રાણ એટલે અભય.

શબ્દથી તો આબદ્ધ. શબ્દથી આગળ જે હોય તે. બિન્દુમાં સિન્ધુ ને સિન્ધુમાં બિન્દુ.

શ્રીમા નાનાં બાળકો ઉપર ફળ નાખે છે ને મજા કરે છે ને કરાવે છે.

સાંજે શ્રીમા ભક્તો સાથે Lake hospitalમાં ગયાં છે. શ્રીમાના ભક્ત અવનીપ્રસાદ શર્મા પડી જતાં પગ ભાંગવાથી અહીં હોસ્પિટલમાં છે. શ્રીમાને જોતાં જ તેમની આંખમાંથી આંસુ આવવા માંડે છે. શ્રીમાએ તરત જ તેમને કહ્યું : ‘હસો, તમે તો ખૂબ મઝામાં છો’ એમ કહી શ્રીમા ખૂબ હસવા માંડયાં-ત્યાં શર્મા એમની છીંકણીની ડાબલી સંતાડવા માંડે છે, ત્યાં માની નજર પડી ગઈ. માએ કહ્યું : ‘છીંકણીની ડાબલી સંતાડે છે!’ તરત જ ડાબલી બહાર કાઢી. માએ કહ્યું : નથી

નથી કહે જા, આ પણ એક ખાદ્ય જ છે ને! એમ કહી તેમણે છીંકણીની ડાબલી ફેંકી દીધી. શર્માએ કહ્યું: પહેલા હું ખૂબ ચલમ પીતો-હુક્કો પીતો-પણ શ્રીમાની કૃપાથી ક્ષણમાં છૂટી ગયું. માએ કહ્યું: છીંકણીના જે પૈસા બચે તેમાંથી ભગવાનને ભોગ લગાવજે. શર્માએ કહ્યું: દરરોજ બે પૈસાનું ખર્ચ, મા કહ્યું : એ કંઈ ઓછું છે? વગેરે...

ત્યાર પછી શ્રીમા ફરીને આવ્યાં. શ્રીમાના દર્શન માટે એટલી ભીડ થઈ છે કે તેમના રક્ષણાર્થે કોર્ડન કરવાં પડ્યાં છે. દુર્ગામંડપમાં શ્રીમાનો દરબાર ગોઠવવામાં આવ્યો. ત્યાં પણ બંગાળી સ્ત્રીઓની ધમાલ અને પ્રણામ માટે પડાપડી. મહામુસીબતે વ્યવસ્થા થતાં જગદીશ ચેટરજી તથા બ્રહ્મચારી યોગાનંદજીએ ચંડી તત્ત્વ ઉપર વ્યાખ્યાન આપ્યાં. ત્યાર પછી ભજન, કીર્તન થતાં શ્રીમાએ પણ સુંદર કીર્તન કરાવ્યું. આખી સભા શ્રીમાના ભજનથી મંત્રમુગ્ધ બની ગઈ! અહા શું મધુર કંઠ!

બીજે દિવસે બંગાળના સુપ્રસિદ્ધ સંગીતકાર ચક્રવર્તી હરિદાસે સુંદર કીર્તન તથા ભજન શ્રીમાને સંભળાવ્યાં. બધાંને ખૂબ આનંદ થયો.

### તા ૧૫ ડિસેમ્બર, સંવત ૨૦૦૫, માગશર સુદ ૧૪, બુધવાર, કાશીધામ

શ્રીમા વૃન્દાવનથી દિલ્હી આવી રહ્યાં છે. આશ્રમમાં આનંદથી ભરપૂર થઈ સહુએ સાફસૂફી કરવા માંડી છે. સાડાબાર વાગ્યે શ્રીમા બનારસ સ્ટેશને ઉતર્યાં. શ્રીમાનાં દર્શન કરતાં તેમનું હસતું મોં જોઈ ભક્તોના આનંદની સીમા નથી. શ્રીમા ગાડીમાંથી ઊતરતા જ ભક્તો પ્રણામ કરે છે. શ્રીમા દીદીની ખબર પૂછે છે. સાંજે શ્રીમા પાઠમાં આવે છે. ત્યાં કીર્તન, ભજન વગેરે. શ્રીમાની હાજરીથી ભક્તો ચારે તરફ શ્રીમાને વીંટળાઈને બેસી જાય છે, તેમનો પ્રેમભાવ અનન્ય છે!

દિલ્હીમાં કૃષ્ણમૂર્તિ સાથે શ્રીમાને વાર્તાલાપ થયો હતો. શ્રીમાએ કહ્યું હતું કે ગોપીનાથ કવિરાજ કહે છે કે રામ, કૃષ્ણ, શિવ, દુર્ગા-બધાં નામ લેવાની જરૂર નથી. એક નિર્દિષ્ટ માનું નામ જ લો. બોલતા રહો એકમાત્ર મા, બધી મા નહીં, તમારી જે મા. કૃષ્ણમૂર્તિએ કહ્યું : કોઈ નામે ભગવત્પ્રાપ્તિ થતી નથી. અમે તો કેવળ વિચાર કરીએ છીએ. મનમાં જે પ્રશ્ન ઊઠે, વિચાર કરતાં સમાધાન થઈ જાય, પોતે સમાધાન ના કરી શકે તો અન્યની સહાય જે કોઈની લે, પરંતુ ત્યાં ગુરૂ શિષ્યનો સંબધ હોય નહીં. ગુરૂ વળી અમારા શું? બધાના એક. એટલે શ્રીમાએ પ્રશ્ન કર્યો : બાબા એ જે તમે ઉપદેશ આપ્યો એ જ બાબા તમે ગ્રહણ કરી લ્યો. તે શું તમે ગુરૂ નથી કરી લીધા?

કૃષ્ણમૂર્તિ : ના, પ્રશ્ન સમાધાન જે કરે તે બધા જ એક Levelમાં.

મા : હા, એ પણ જાણવામાં આવ્યું છે, સંન્યાસમંત્ર આપ્યા પછી ગુરૂ શિષ્યને પ્રણામ કરે છે. ઉદ્દેશ્ય એ છે કે પછી ગુરૂ શિષ્ય બધું એક. એ પ્રસંગની વ્યાખ્યા કરતાં શ્રીમાએ અમને કહ્યું : કોઈ સ્થાને એમ પણ હોય, પોતે ગુરૂ કરે નહીં તેમ જ બીજા કોઈના ગુરૂ બોલે તે સ્વીકાર કરે નહીં. કોઈ સ્થાને એમ ને એમ પ્રકાશ થાય. જ્યારે મનમાં પ્રશ્ન ઊઠે ત્યારે તે તરફ મન એકાગ્ર કરે, ગ્રન્થિભેદ ના થયો હોય ત્યાં સુધી સત્ય વિચાર ના પણ થયો હોય! આ જે એક Levelએ વાત થઈ તે તો ઠીક. સંસાર વ્યવહારમાં તો અન્યની સહાય તે બધાંએ કંઈ ગુરૂ નથી હોતા. માનો કે અંધકારમાં કોઈ (એક માણસ) રસ્તે ચાલી જાય છે. સામે કોઈ કૂતરો ચીસો પાડે છે (ભસે છે.) કારણ શું? ટોર્ચ કરીને જોયું તો સામે ભીષણ સાપ! એ વ્યકિત સાવધાન થઈ જાય છે. ત્યાં એ કૂતરાને ગુરૂ કહો કે નહીં? ('અમરવાણી'માં પણ આ દૃષ્ટાંત છે.)

## તા ૧૬ ડિસેમ્બર, માગશર સુદ પૂનમ, ગુરૂવાર

સવારે શ્રીમાના સાંનિધ્યમાં રામાયણ-પાઠ થયો; કીર્તન વગેરે થયા પછી શ્રીમાએ ફળની વહેંચણી વખતે ખૂબ આનંદ કરાવ્યો. 'બધાને એક એક ફળ આપો.' છેવટે એક ફળ ખૂટ્યું. શ્રીમાએ કહ્યું 'આમ કેમ?' એટલામાં કોઈ બોલી ઊઠયું : 'મા, મને બે ફળ મળ્યાં છે.' બધા ભક્તો તથા શ્રીમા હસી પડયાં. શ્રીમાએ કહ્યું કે, 'મને થયું કે આમ કેમ?' અહીં પાઠ વગેરે સમાપ્ત થયા પછી ફળ રાખવામાં આવે છે. આજે ફળ નહોતાં-મને થયું ફળ હોત તો સારૂં. એટલામાં યોગાયોગ થઈ ગયો! ત્યાર પછી આધ્યાત્મિક વાર્તાલાપ થયો.

શ્રીમા : દૃષ્ટિ-સૃષ્ટિ રૂપે તો પૂર્ણ.

પ્રશ્નકાર : બધું ગોળ ગોળ-પૂર્ણથી અપૂર્ણ.

મા : અપૂર્ણમાં પૂર્ણ.

પ્રશ્ન : સ્થિતિ તેવી ગતિ?

મા : ગતિ તે ગતિ-સ્થિતિ તો સ્થિતિ-શું કહો છો બાબા તમે જે બોલો તે; જે ભાવે કહો છો તે ભાવે છે (હસે છે.)

પ્રશ્ન : ધારો કે હું અજ્ઞાન છું...જો જ્ઞાન થયું તો અજ્ઞાન હતો તો કેવી રીતે થયું?

મા : કારણ જ્યાં એક છે...જ્યારે તમને જ્ઞાન થયું પહેલાં તમે બે છો એમ સમજતા, એ અંધકાર છે, એકમાં અનેક દિશાઓ છે. એક આ છે-અહા, અમને અજ્ઞાન કોણે આપ્યું, તેનો પરિષ્કાર...(અજ્ઞાની) જો હતા એ પણ એક સ્થાન છે. હવે જાણ્યું પ્રકાશ થાય...જેમ પુસ્તકની ભાષા છે, બારાખડી ભણ્યા પહેલાં ખબર પડે? વર્ણ પરિચય થાય તે પહેલાં ખબર પડે? અખંડ સ્મૃતિ સમજો. (અખંડ નામ સ્મરણ) મેટ્રિક પાસ થાઓ પછી B.A. ને M.A. પાસ કરશો ને?

સાંજે ચર્ચા ચાલે છે કે જ્ઞાનલાભ થતાં અજ્ઞાનની સ્મૃતિ રહે છે કે નહીં-શ્રીમા કહે છે કે ચિત્ત ના રહે તો સ્મૃતિ કેવી રીતે રહે! કોઈ વ્યક્તિએ કહ્યું : અજ્ઞાન નાશ થાય તો પણ ચિત્તવૃત્તિ છે ત્યાં સુધી સ્મૃતિ રહે.

મા : કોઈ સ્થળે અજ્ઞાન હતું એમ શું હોય ખરું?-કોઈ કાળે અંતર હતું નહીં. જ્ઞાન થાય પછી કોઈ કાળે અજ્ઞાન હતું નહીં-રહે નહીં.

પ્રશ્નકર્તા : સાપ નહીં પણ દોરી હતી જાણે, થતાં(પહેલાં) સાપ તો હતો.

મા : મળ, વિક્ષેપ વગેરે નાશ થતાં પ્રકાશ થાય...ખાય છે, ચાલે છે, ફરે છે શરીર તેની સાથે.

પ્રશ્નકર્તા : વ્યવહાર તે અજ્ઞાનની દૃષ્ટિ? અનિર્વચનીય વ્યવહાર થયે જાય.

મા : નાનો છોકરો, (હતો ત્યારે) ભાગવત્ સાંભળ્યું નહીં; મોટો થશે ત્યારે સમજ્યો અરે, મેં હરિકથા છોડી દીધી હતી!

પ્રશ્ન : અજ્ઞાન હતું ને? અનિર્વચનીય એટલે હતું કે જાણતો નહોતો.

મા : વેદાંતમાં કહે છે-જે વાક્ય દ્વારા પ્રકાશિત થઈ શકે નહીં તે અનિર્વચનીય-અજ્ઞાન હતું, જ્ઞાન થયું. વાક્યથી પ્રકાશ કરી શકાય નહીં. શું પ્રકાશિત! સગુણ સાકાર રૂપે એ જે છે તે વાક્યાતીત. વ્યવહાર અનિર્વચનીય? વાક્ય દ્વારા જે બોલાય નહીં. વ્યવહાર કોણ કરે છે? एक ब्रह्म द्वितीय नाऽस्ति એક અનિર્વચનીય-એટલે જેને તમે જાણતા નથી. સ્વયંપ્રકાશ ના હોય ત્યાં વ્યવહાર, તમે જે વ્યવહાર જુઓ છો, કહો છો એ. બાકી एक ब्रह्म द्वितीय नाऽस्ति-અનિર્વચનીય-એ એક જ.

મા : પ્રાકૃતરૂપે જે, એ છે દુઃખ, અપ્રાકૃત રૂપે નહીં. એ તો રસરાજ! જેને રૂપ, અરૂપ નથી. આનંદસ્વરૂપ આનંદ જ તેનું સ્વરૂપ. એક સ્થાન છે-ત્યાં આનંદ જ આનંદ!

### તા. ૧૯ ડિસેમ્બર, માગશર વદ ૩, રવિવાર, કાશીધામ

શ્રી ગોપીનાથ કવિરાજ આવતાં શ્રીમાએ વાત ઉપાડી અને શિવ અદ્વૈતવાદ, બ્રહ્મ અદ્વૈતવાદ વગેરે ચર્ચા કરતાં બ્રહ્મની ઉપાસના કરતાં બ્રહ્મસ્વરૂપ થવાય વગેરે જ્ઞાનચર્ચા કરાવે છે...જ્ઞાન સાથે ક્રિયાયોગ ના હોય તો પ્રકાશ પમાતો નથી-ભગવાન એટલે શું? ભગવાનને મા કહો કે નહીં? મા પ્રયોગ કરવો તે સારું વગેરે, સુંદર વાતો થઈ.

તા. ૨૦ ડિસેમ્બરે ગીતાજયંતી ઉત્સવ છે. ચારે બાજુ વહેલી સવારથી સાફસૂફી શરૂ થઈ ગઈ છે. હોલને ફૂલ, આસોપાલવથી શણગાર્યો છે; આસન વગેરે ગોઠવાઈ ગયાં છે. પૂજા પછી ગીતાપાઠ શરૂ થયો. દરેક અધ્યાયે થોડું કીર્તન કરતાં છ અધ્યાય થયાં; ત્યાર પછી કીર્તન, પ્રસાદવિતરણ વગેરે. સાંજે ગોપાલ ઠાકુરે ગીતા ઉપર વ્યાખ્યાન આપ્યું. શ્રીમાએ ખૂબ જ ભાવમય કીર્તન કરાવ્યું...હરિ બોલ, હરિ બોલ-શું આનંદ! તે પછી ધ્યાન!

### તા. ૨૧ ડિસેમ્બર, માગશર વદ ૫, મંગળવાર

શ્રીમા ગોપીનાથ કવિરાજ સાથે જ્ઞાનચર્ચા ચલાવે છે-'જે, જે રૂપ તે તો હું જ, જ્યાં હું ત્યાં મારો પ્રકાશ એમ બે છે. એ જ રીતે અનંત! આ દેહસ્વરૂપમાં જ અનંતભાવ, અનંત પ્રકાશ. એ રીતે હું પણ અનંત. મારો અનંત રૂપમાં પ્રકાશ. વળી એક જ એ અનંતરૂપમાં. એકમાં અનંત, અનંતમાં એક' ('અમરવાણી'-કવિરાજની વ્યાખ્યા જોવી)...રાત્રે ૧૦ વાગ્યે હું પ્રસાદ લેવા ગયો-શ્રીમા સાંજના વાર્તાલાપ સંબંધમાં વાત કરતાં હતાં. ગોપીબાબુની વાતો સંબંધી વાત ચાલતી હતી. મા કહે : સાધના પણ એક અવસ્થા છે. એ સમયે જે જે બોલે એ સંભવ છે...શ્રીમા કોઈની પણ બાબતમાં વ્યક્તિગત કહેતાં નથી.

### તા. ૨૨ ડિસેમ્બર, માગશર વદ ૭, બુધવાર

આજે શ્રી કમલદાની તબિયત ઠીક ના હોવાથી શ્રીમા પૂજા, પાઠ, કીર્તન થઈ ગયા પછી તેમની રૂમમાં ગયાં...તે પછી પોતાની રૂમમાં ગયાં. સાંજે શ્રીમા ગોપાલ ઠાકુરના વ્યાખ્યાનમાં જઈને બેઠાં; રાત્રે તેમણે સુંદર કીર્તન કરાવ્યું. શ્રીમા ડોલતાં ડોલતાં બોલે છે : 'ગોવિંદ, ગોવિંદ, ગોપાળ, ગોપાળ'-ગોપાલ ઠાકુર ઘડિયાળ બતાવે છે-મા હસે છે. 'ગોપાળ, ગોપાળ' 'હરિકથા જ કથા બાકી બધું વ્યથા વ્યથા...'

....વળી શ્રીમા બીજી વાતચીતમાં કહે છે કે ગુરૂમાં મનુષ્યબુદ્ધિ રાખો નહીં. શિવબુદ્ધિ રાખો તો શિવ, પથ્થરબુદ્ધિ રાખો તો પથ્થર. શિવસ્વરૂપનું ધ્યાન કરો. વળી એક સ્થાન છે જ્યાં આકાર, પ્રકાર કંઈ નથી. સર્વ નામ એનાં નામ, સર્વ રૂપ એનાં રૂપ, સર્વ આકાર એનો આકાર....જે દિશાએ જે પ્રકાશ...એક પકડો-પ્રણવ શબ્દ છે, જો બીજો મંત્ર કરો તો તે પ્રણવભાવથી સ્ફુરિત થાય. પ્રણવમાં સ્થિતિ થવી બાધ્ય (બ્રાહ્મણને પ્રણવે પ્રકાશ થાય) મહાપ્રભુજીની લાઈન લ્યો...ચૈતન્ય તરફથી લાઈનમાં નિબદ્ધ...જે જગ્યાએ જે...એ ધારા સમજાય-સ્થાન છે તો!

રાત્રે શ્રીમા બધાને ફળ આપે છે, ત્યાં એક ફ્રેન્ચ ભક્ત મિ.પીટિટ શ્રીમા માટે સુંદર માળા તથા ફળ લાવ્યા ને પ્રણામ કર્યાં. માએ તેમને ફળ આપ્યું, તે પછી નાના બાળકની જેમ ફ્રેન્ચ શબ્દો બોલી શ્રીમા સહુને હસાવે છે... જેમ શ્રીકૃષ્ણની બાળલીલા, માધુર્યલીલાનું સ્મરણ થાય છે.

## તા. ૨૩ ડિસેમ્બર, માગશર વદ ૮, ગુરૂવાર

ગીતાજયંતિનો કાર્યક્રમ શ્રીમાની ઉપસ્થિતિમાં...શ્રી ગોપીનાથબાબુ માના નિમંત્રણથી ભોજન માટે આવ્યા છે. ગોપાલ ઠાકુરના વ્યાખ્યાન વગેરેનો કાર્યક્રમ પૂરો થયા પછી શ્રીમા ભક્તોની ગૂંચો એકાંતમાં ઉકેલે છે. ગીતા અર્પનાર શ્રીકૃષ્ણ અને જેને બોધ આપ્યો તે અર્જુન ખરે જ દેહધારી વ્યક્તિ હતા કે કેમ?-તે બાબતની તથા બીજી થોડી ચર્ચા ચાલે છે.

મા : સાધન, ભજન આરંભ કરો તે તે જગ્યાએ...કંઈ કંઈ જગ્યાએ એ નથી; જેમ ઘરમાં જઈએ ને કઈ કઈ વસ્તુ ક્યાં છે બધું જોઈ લેવાય છે. બધું પુરાણું છતાં બધું નવું... વગેરે. એક ક્ષણ પણ નક્કામી નથી. અર્જુને કહ્યું, 'करिये वचनं तव' અહીં ગીતામાં કર્મરૂપે પ્રકાશિત થયાની વાત છે ને! ગીતાનો મર્મ પ્રકાશિત થતાં કર્મરૂપે પણ સ્ફુટ થાય છે! સમજાય છે કે નહીં? અર્જુનના મુખમાંથી આ વચન નીકળ્યું એટલે એમ હોવું ઉચિત કે ભક્તિ એ રૂપે, કર્મ એ રૂપે, જ્ઞાન એ રૂપે-કર્મરૂપે પ્રકાશિત થયું ને? ગીતા કર્મરૂપે પ્રકાશિત થઈને! બધી વાત દરેક વખતે હોતી નથી...મુશ્કેલ છે. સર્વનું ફળ થાય ત્યારે ખબર.

શંકરાનંદ: શ્રીમાને ત્રણ દિવસ સમાધિ થઈ. ગોપીબાબુ સાથે હતાં. પહેલે દિવસે જોયું, વરંડામાં મા પડી રહી છે-ત્રણ દિવસ પસાર થયા-ભોળાનાથજી કરે શું? અમે માને ઊંચકી લીધાં-જોર કરીને ઉઠાવીને.

મા : કોઈ સમયે જોર કરીને ઊઠવા ઈચ્છે નહીં-કોઈ વાર ચાર દિવસ જતાં રહે, એ જે મુહૂર્ત - એક મિનિટ પણ પસાર કરવી બધાં માટે મુશ્કેલ. એ તો જેમ ને તેમ જ-ભોળાનાથજી ખૂબ નામ કીર્તન કરતા-તોપણ કંઈ થાય નહીં-કાનમાં બૂમ પાડે-લોક કહે કાનમાં બહુ જોરથી બોલતાં કંઈ નુકસાન થાય. પણ નુકસાન કોને થાય? મેરુદંડ પર ઘસે, બીજે દિવસે જુએ તો ફૂલી ગયો હોય! હાથ પગ નક્કામા થઈ ગયા છે!

શંકરાનંદ: કોઈને જીજ્ઞાસા થતાં ભોળાનાથ કહે: 'પ્રશ્ન પૂછો' કોઈએ માને કહ્યું: તમે અમને કેવી રીતે જુઓ છો? તમે અમારામાં શું જુઓ છો? - ભોળાનાથજી માને કહે છે કે 'ઉત્તર આપો' ને માએ ઉત્તર આપ્યો: 'કંઠ બોલે તો!' અવસ્થા જ જુદી, ભાષાથી કેમ કહેવાય?...મા બોલી: 'તમે તો હું જ'-અમે શાંત થઈ ગયા! મને થયું: 'શ્રુતિએ જ તમને ઘડયાં'-'શ્રુતિ ઘનિભૂત મૂર્તિ.' રાત્રે બે વાગ્યા સુધી વાતો થઈ-કાનમાં એ જ ગીતાના શબ્દો ચાલે છે-करिये वचनं तव-એથી એમની ઉચ્ચ સ્થિતિ માને છે.

પ્રશ્નકર્તા: અમે એ ભાવે જીજ્ઞાસા કરી નહીં.

મા : હોય-ના થયું, 'થશે' એ વાત ને!...થવા બંધાયેલું. બાબા, થાય છતાં, સંશયનું કોઈ સ્થાન નહીં; જપ સાથે સંધ્યા દરેક સમયે-સવાર, બપોર, સાંજ. અંદર તમે ત્રિસંધ્યા કરો...એ સિવાય જ્યારે થાય...ત્યારે પ્રકાશ થઈ જાય. દરેક સમયે સંધ્યા, દરેક કાળે ગતિ સ્થિતિ. એ સર્વ સમયમાં રમે છે (રહેલો છે.) જ્યારે સમય મળે ત્યારે અંદરથી જ જ્યારે જ્યારે-વહેલી પરોઢ બસ બેસી જવું; બપોરે કે રાત્રે, સ્નાન કરીને પણ બેસી જવું. જેટલી વાર થાય સાધના કરી લ્યો. વળી અમે શું કરીએ નિંદ્રા આવી જાય છે, આહાર પણ અમારે ગમે ત્યારે જોઈએ (નિયમ ના રહે), જમવાનો, નિદ્રાનો, સંયમ આસન માટે ખરો બાધ્ય. હઠથી કરો તો અસ્વસ્થ થઈ જવાય. આહાર, નિદ્રા સાથે યુક્તિપૂર્વક ચેષ્ટા કરવી પડે-બધાને એમ હોય ને! એક મુહૂર્તમાં સઘળાં મુહૂર્ત રહ્યાં છે, એ પ્રકાશ કરી દે. જેટલા મત તેટલાં પથ...એક કોઈ સમયમાં

યોગાનુયોગ રહ્યો હોય! એ રીતનો યોગાયોગ હોય તો તેમ થાય. ભગવાન સંપ્રદાયમાં તો રમે છે. દરેકે પોતાના સંપ્રદાયમાં પ્રયત્ન કરવો...ત્યાર પછી શ્રીમા ગોપાલ ઠાકુરની રૂમમાં ગયાં, તેમની પાસે ગોપાલની નાનકડી મૂર્તિ હતી. 'મૂર્તિ બહુ સુંદર છે' શ્રીમાએ પ્રેમથી કહ્યું....પોતાની રૂમમાં ગયા પછી રાત્રે અગિયાર વાગ્યે શ્રીમા કમલદાની રૂમમાં ગયાં.

## તા. ૨૪ ડિસેમ્બર, માગશર વદ ૯, શુક્રવાર

શ્રીમાએ ગઈ કાલની જેમ ગીતાપાઠ, પૂજા, કીર્તન વગેરેમાં હાજરી આપી. શ્રી ગોપાલ ઠાકુરે માને ફૂલથી શણગાર્યાં હતાં. પૂજા વખતે શ્રી ગોપાલ ઠાકુર ભાવાવેશમાં ગોવિંદનું નામ કીર્તન કરતાં કરતાં નાચતાં હતા; તેઓ માની ગોદમાં નાના બાળકની જેમ સૂઈ ગયા. શ્રીમાએ પ્રસાદ વહેંચ્યો, ફળ ફેંક્યાં અને ભક્તો ખૂબ આનંદમાં આવી ગયા...ત્યાર પછી થોડો વાર્તાલાપ થાય છે.

બ્રહ્મ સર્વવ્યાપી છે એનું પ્રમાણ શું? -જ્યારે બ્રહ્મ સર્વવ્યાપક કંઈ રીતે સાબિત કરો. બ્રહ્મ સર્વ સ્થાને છે-સિદ્ધ હોય, સાધક હોય તે મુક્તિપ્રમાણ આપે એમ પ્રત્યુત્તર મળતાં વળી શ્રીમા કહે છે : કયા રૂપે મુક્તિપ્રમાણ. કયો આકાર ધારણ કરે-અંતર(દ્વૈતભાવ) હોય ત્યાં બ્રહ્મ સમજાય નહીં-ત્યાં બ્રહ્મ શું? વગેરે....

દર્શન, શ્રવણ, મનન રૂપે એનું ધ્યાન. ધ્યાનથી આવરણ સરી જાય...પછી પ્રકાશ થાય....સંન્યાસ લેવો ને સંન્યાસ થવો, ધ્યાન કરવું ને ધ્યાન થવું. ધ્યાન ના કરે તોપણ જાણી લે એ પ્રશ્ન નથી, જે સ્થિત છે તેનો નિત્ય પ્રકાશ. ત્યાં પ્રશ્ન નથી. ધ્યાન લાગેલું જ છે. ધ્યાન કરતાં કરતાં થાય, કરે જાય, ધ્યાન કરે ધ્યાન લાગે...વળી એમ પણ છે કે ધ્યાનનો પ્રશ્ન જ નથી. તેને સ્વયં પ્રકાશિત. હું તો આમતેમ બોલી...જે વાત આવે જાય છે તે તો!..અંતર કેમ? ધ્યાન કરો-ધ્યન કર્યા વગર મળી શકે નહીં, એટલે થયું અંતર. જેમ જેમ ધ્યાન થાય એટલે અંતર ઓછું થતું જાય, છેવટ (અંતર) કપાઈ જાય છે. અંતર કહે છે ત્યાં સુધી તો અંતર જુએ છે ને! અંતર કાપવાનું છે. જેને મેળવવા માટે પ્રયત્ન કરવાનો છે, તે તો દૂર રહે છે. અંતર છે જુદાઈને લઈને જ. અંતર શું છે? અંતર પ્રકાશિત કરવા માટે! જેને કરવા માટે પ્રયત્ન નથી કરવો પડતો કારણ કે તેને તો સ્વયંપ્રકાશ. અમારું, હું, તું આવરણ ભાંગવા માટે તૃતીય અવસ્થા...અનંત અવસ્થાઓ છે...

પ્રશ્નકર્તા : સ્થાનનો અનુભવ સર્વવ્યાપી અનુભવ કઈ રીતે?

મા : एक ब्रह्म द्वितीय नाऽस्ति. એક આત્માનો જ્યાં અનુભવ ત્યાં હું જુદો અનુભવનો પ્રશ્ન નહીં; જે તે...એ પણ સ્થાન છે, ધ્યાન પછી વ્યવહાર કરે, વળી નિસરણીથી ઉપર ચડો કે પહાડ પર જાઓ. પહોંચ્યા પછી સમાન જગ્યા (flat plase) પણ હોય! (પહેલાં ચડવાનું પછી ઉપર જાઓ એટલે સપાટ)...હું પણ સ્થળ છે, જ્યાં સીડી નથી. તે પછી વળી જગત પણ નથી. તે રમે છે, તે પણ નથી; રમે છે ના હોય તો છે एक ब्रह्म द्वितीय नाऽस्ति (એકથી બીજું નથી) અમારી આંખ જે જુએ તે વિષ્ણુ. દેખાદેખીનો પ્રશ્ન નથી. કોની સાથે બે જુએ. અમે-તમેથી ભાષા ચાલે નહીં...એક જણ M. A. છે. પાસ થાય તે પછી ક, ખ, શીખે તો એમ.એ. પાસ જતું રહેતું નથી. તેને નીચે, ઉપર નથી. જેણે પેલી પાર જોઈ લીધું!

પ્રશ્નકર્તા : રામકૃષ્ણ પરમહંસ નિર્વિકલ્પ સમાધિમાં (હોય ને) માગે 'મને પાણી પાઓ' ને ત્યાં તો સમાધિસ્થ થઈ જાય-વળી અજ્ઞાનના સમયે શું અનુભવ થાય.

મા : હું વ્યક્તિગત વાત ના બોલું-આ શરીર બોલે નહીં, બાબા. એક સ્થાન છે...અનંત પ્રકારે પ્રકાશ રમે છે. બાબાએ કહ્યું તેમ જે રીતે વિચારો તેમ. આકાશમાં રમે છે, સરોવરમાં કમળની જેમ રમે છે. આપણો જે આકાર એ રીતે રમે છે. આપણે જે રીતે વિચાર કરીએ તે રીતે ગ્રહણ કરવા જેવું. વળી એક ચમત્કાર! તમે મોટા ખેલની તૈયારી કરીને જેમ રમો છો તે રૂપે એ રમે છે. વળી છે, નથી-કોઈ પ્રશ્ન નથી. આકાર, પ્રકાર, પ્રકાશ જ્યાં જે ભાવે એવો એ હોય; અંતરનો પ્રશ્ન નહીં. નામ, રૂપ, ગુણ જ્યાં ત્યાં દ્વન્દ્વ છે; દ્રષ્ટિ તેવી સૃષ્ટિ. જ્યાં સુધી આકાર, પ્રકાર, પ્રકાશ અનંતરૂપે રમે છે, અનેક રીતે; જ્યાં સુધી સ્વયંપ્રકાશ ના થાય! નવા રૂપે, સ્વરૂપે તે, તે પછી અરે આ વાત ક્યાં! આમ તેમ આડીઅવળી વાત, શાસ્ત્રીય-અશાસ્ત્રીય. એક એક ધારા લઈને પ્રકાશિત થાય...(ધ્યાન પછી) (આશ્રમમાં રાત્રે ૮.૦૦ થી ૯.૦૦ ધ્યાન સાથે મૌન હોય છે-એ રીતે.) અનંતકાળ એ છે, એક છે; દરેક સમયે, દરેક વાતમાં એક ઉપલક્ષ્ય, પ્રકાશ જુદી જુદી રીતે થાય. બધું તેની લીલામાં. અમારે કાઈ ઉલક્ષ્ય, અનુપલક્ષ્ય પ્રશ્ન જ નથી; દષ્ટિ ભેદથી દેખાય છે, સમાધિસ્થમાં રમે છે. સમાધિ એટલે એક સ્થાનમાં સમાહિત થવું એ સમાધિ. અસમાધિનો પ્રશ્ન જ નથી. એ આકારે રહે છે. વ્યવહારમાં આપણી વચમાં વ્યવહાર કરે છે. એને સમજવો બહુ કઠિન. એ સર્વ સ્થળે દેખાય છે, શ્વાસ-પરશ્વાસમાં, કોઈ પ્રશ્ન જ નથી. શ્વાસ-કુંભક એ છે, એ અવસ્થા. એ અનંત જગતને જે ધારણ કરે છે, એ ચશ્માંથી એને જોઈ શકાય...અનુલોમ, વિલોમ...સર્વનામ એનાં નામ, સર્વ ગુણ એના ગુણ-સમસ્ત ગીતામાં એ જ વ્યાપ્ત છે. તમે પ્રભુ, હું દાસ; તમે પૂર્ણ, હું અંશ. રૂપે અરૂપે એ રમે છે. જેટલા મત તેટલા પથ...તે પૂર્ણ ભાવે છે.

## તા. ૨૫ ડિસેમ્બર, માગશર વદ ૧૦, શનિવાર, કાશી

ગોપાલ ઠાકુર ગદ્ગદિત થઈ ગીતાપાઠ કરે છે...અંતે શ્રીમા ફળ લૂંટાવે છે ને આનંદ આપે છે. શ્રીમાનું સ્વરૂપ ક્યારેક ખૂબ જ સુંદર લાગે છે! જાણે સાક્ષાત્ અન્નપૂર્ણા! ભીડ પુષ્કળ થતાં ઘણી વાર અવ્યવસ્થા થઈ જાય છે તેમાં સવિશેષ આપણા લોકોની શિસ્તપાલનની ખામી છે.

મા : સર્વત્ર એ જ છે. એને છોડતાં કંઈ છે જ નહીં. એક જડ છે, એની તો વાત જ નથી. પાણી ઘડામાં રાખો તો ગંદુ પણ થાય, કીડા પણ પડે. કીડાનો સ્વભાવ કીડા પેદા કરવાનો છે, એટલે એક કામ કરો, એ પાણીને filter કરો (ગાળી નાખો). સાફ કર્યું તો શું થાય છે? ગંદા પાણીથી બીમારી થાય છે, મૃત્યુ પણ થાય છે. બીમારી સૃષ્ટ કરે છે-સૃષ્ટિ થાય છે, એનો સ્વભાવ સૃષ્ટિ, સ્થિતિ લય કરવાનો. પાણીને filter કરતાં શુદ્ધ પાણી રહ્યું-ગંદા પાણીમાં પણ પાણી તો રહ્યું એટલે કહ્યું જીવાત્મા. પરમાત્મા શુદ્ધ-જીવાત્મા અશુદ્ધ એટલે કે ગંદું, ડહોળાયેલું પાણી; કચરો સાફ કરવાથી પાણી શુદ્ધ થાય; આત્મા એ જ છે બીજું કંઈ નથી. કંઈક દષ્ટિ રહેવાથી, કંઈક મેળવવાથી કંઈ નથી મળતું. ભગવાનની પાસે માગો તો કંઈ ના માંગો. ખુદ ભગવાનને જ માંગો. પાણી ને બરફ. જળ બરફ થઈ જાય છે. બરફ આકાર, જળ નિરાકાર-પાણી વગર તો કંઈ નથી જ. જ્યાં ચૈતન્ય કહે છે, જાગતિક ચૈતન્ય તે બેહોશી થઈ જતાં અચૈતન્ય થઈ ગયું તેને ચેતન કરો. ચેતનને પણ ચેતન કરો તો એ જ છે. ચેતન ક્યાં છે? આપણામાં ચૈતન્ય હોવું જોઈએ. પોતાનામાં ચૈતન્ય થઈ

જાય એવો પ્રયત્ન કરો. ગીતાજંયતિ કરવાનો અર્થ એ કે પોતાને જાગ્રત કરો. એક પૂછતાં જેને નથી આવડતું-જે કંઈ જાણતો નથી, અને એક જે પાસ થઈ ગયો તેને પૂછવાનું રહેતું નથી. પૂછો, ધ્યાન કરો, વિચારો, શું થશે? જે નથી મેળવ્યું તે મેળવશો. જે સ્વયંછે તેનો પ્રકાશ થઈ જશે.... અવિનાશી, જેનો કદી નાશ નથી. શરીર આકારરૂપે નષ્ટ થાય, એક રીતે નષ્ટ થતું નથી, પરિવર્તન થાય છે. જેમ તમારું બાળપણ ગયું-ફૂલ જેમ કરમાઈ જાય, સડી જાય... પરિવર્તન થતાં એક રીતે રહી જાય, તેથી ગતિ. એનો સ્વભાવ પરિવર્તન થવાનો, કારણ જગત પરિવર્તનશીલ છે. એક હિસાબે નષ્ટ થાય છે, એક હિસાબે નથી થતું. યોગી મૃત્યુ પામેલા શરીરને પણ પકડી શકે છે...તમે જે કહ્યું તે ઠીક છે, આત્મા તો અવિનાશી....કરતાં કરતાં મૂળ વાત પકડી શકશો.

પ્રશ્નકર્તા: આપે જે બતાવ્યું ઈશ્વર સર્વત્ર છે, અવિનાશી છે, એ માનું છું-પરંતુ શરીરરૂપી યંત્રમાં મંત્રથી એ જોઈ શકાતું નથી.

મા : પિતાજી, આ ચશ્માંથી નથી દેખાતું. પોતાના ગુરૂ જે ચશ્માં આપે એ ઠીક છે-એમ વાત છે. ચશ્માં ગુરૂની પાસે છે. મુશ્કેલ વાત ત્યાં રહી ગઈ.

પ્રશ્નકર્તા: ગુરુ કોણ હોય?

મા : જે ચશ્માં આપે તે ગુરુ, જે એ ચશ્માં આપે.

પ્રશ્નકર્તા: ચશ્માં કોની પાસે માગું?

મા : ગુરૂ પાસે માગો. જેટલાં નામ એનાં નામ, જેટલા ગુણ એનાં ગુણ, જેટલાં રૂપ એનાં રૂપ, જ્યાં ભગવાનનું નામ નહીં ત્યાં પાપ, દુઃખ. ભગવત્‌નામથી પાપ, તાપ ચાલી જાય, જ્યાં સુધી વાસના રહે ત્યાં સુધી કપડાં બદલવાં પડે....નવાં નવાં કપડાં આપે છે (હસે છે) ગતિ..કપડાં બદલે જાય..

## તા. ૨૬ ડિસેમ્બર, માગશર વદ ૧૧, રવિવાર, કાશી

આજે વહેલી સવારથી ગીતાજયંતિની પૂર્ણાહુતિની તૈયારીઓ ચાલી રહી છે. શ્રીમા ખૂબ જ કાળજીપૂર્વક વ્યવસ્થા કરાવે છે. આગલે દિવસે શ્રીમા મોડા સુધી જાગ્યાં. હોલને સુંદર શણગાર્યો અને ગોપાળ માટે સુંદર સિંહાસન શણગારવામાં આવ્યું. ગોવિંદ-ગોપાળની નાનકડી મૂર્તિ સુંદર અને ભાવવાહી છે. આશ્રમનું વાતાવરણ ઉલ્લાસસભર થઈ રહ્યું છે. પૂજાની સામગ્રી ગોઠવવામાં આવી છે...કમલદાની તબિયત ખરાબ હોવાથી શ્રીમાએ તેમને હોલમાં ખુરશી ઉપર બેસાડયા છે. પૂજા શરૂ થઈ, ગોપાળ ઠાકુર ભાવપૂર્વક પૂજા કરે છે. (હું શ્રીમા પાસે જઈને બેઠો) શ્લોકના મંત્રના ઉચ્ચારમાં ભાવ ભરેલો છે. સાથે સુંદર કીર્તન પણ કરે છે ને ઊભા થઈને નાચે છે. પ્રેમપૂર્વક બાળકભાવે શ્રીમાને શણગારે છે, ને ખોળામાં માથું મૂકી પ્રણામ કરે છે. શ્રીમા પણ ગોપાળ ઠાકુરને માથું અડકાડે છે. માતા ને પુત્રની પ્રેમલીલાનું ભક્તો આસ્વાદન કરી રહ્યા છે. સવારથી બપોરના બે વાગ્યા સુધી પૂજા ચાલી. હવન તથા આરતી શ્રીમાની હાજરીમાં થયાં. છ વાગ્યે પૂજા પૂરી થયા પછી શ્રીમા વિશ્રામમાં ગયાં. શ્રીમાની અમૃતવાણી સાંભળવા ભક્તો હોલમાં ચાલતું કીર્તન સાંભળતાં શ્રીમાની આતુરતાથી રાહ જુએ છે..ને છેવટે શ્રીમાની રૂમમાં ભક્તો ભેગા થયા છે...શ્રીમા સહુને હસાવે છે.

## તા. ૨૭ ડિસેમ્બર, માગશર વદ ૧૨, સોમવાર

શ્રીમાએ private વાતો માટે સમય આપેલો તે પછી અગિયાર વાગ્યે હોલમાં આવતાં

રામાયણ-પાઠ શરૂ થયો. ગોપાળ ઠાકુર તથા યોગેશ બ્રહ્મચારી પણ આવ્યા છે...તે પછી શ્રીમાએ મધુર કંઠે 'સીતારામ'ની ધૂન કરાવી..... 'હરિ બોલ, હરિ બોલ' ધૂન કરાવતાં શ્રીમાએ સુંદર ભજન ગાયું.

કૃષ્ણ કનૈયા મેરે નૈયા; પ્રાણકનૈયા પાર લગૈયા; હા કનૈયા, આવો કનૈયા;-કૃષ્ણ કનાઈ કહાં નાઈ? મેરે કનાઈ, કહાં નાઈ? વગેરે ભજનો મા સુંદર રીતે ઉલટાવીને ગાય છે.

બીજા કેટલાંક ભજનો શ્રીમા ગાય છે, જેનો સાર છે કે 'મા' ને પુકાર કરો...સહુ પુત્ર ઈચ્છે છે પિંડપ્રયોજન અર્થે-પુત્ર હોય તો શ્રાદ્ધ કરે વગેરે પરંતુ 'આમાર 'મા' મહામંત્ર રે' -અમારે તો 'મા' મહામંત્ર છે. પુત્ર તો માત્ર શ્રાદ્ધકાર્ય કરે પરંતુ મૃત્યુંજયવાણી...રામ રામ ક્યાં...ગાનમાં તાલ, સૂર કંઈ નથી, માત્ર રામ રામ...(હસે છે)

મા : જેટલા મત તેટલા પથ, સહુની રૂચિ ભિન્ન; વેદાન્ત, શાક્ત, વૈષ્ણવ મત, સઘળા પથમાં એક પથ સત્ય-સત્યનો આશ્રય. એક મત.

પ્રશ્નકર્તા : આનંદમયી મા તો સ્વસ્તિ સંતાનપાલીની, શક્તિ પ્રદાયિની.

મા : સ્વ+અસ્તિ પ્રદાયિની-સંપૂર્ણ અસ્તિત્વ પ્રદાન કરનારી. મા પોતાનું સંપૂર્ણ અસ્તિત્વ સંતાનને પ્રદાન કરે.

પ્રશ્ન : સંસારસુખ ને પરમેશ્વરસુખનો ભેદ શો?

મા : ब्रह्मनंदम् परमसुखदम् केवल्यं ज्ञानमूर्ति જ્ઞાન જ તેનું સુખ-બાકી અસુખ.

પ્રશ્ન : સંસારમાં પણ સુખ તો છે, સંસાર શેને માટે કરે?

મા : તમે પ્રશ્ન કરો છો કારણ તમે સુખ પામતા નથી. તમને સુખ મળે છે? ભગવાનનું નામ કરુણામય છે (એ બતાવે છે કે સંસારમાં સુખ નથી) ભીંતરમાં જ્વાળા જલાવે...જગતના સુખનો અભાવ-ભગવાન તો શું સુંદર! એ જે ત્યાગી ત્યાગી કહો છો; ત્યાગ ત્યાગ કરો છો સર્વસ્વનો ત્યાગ કરીને તો બેઠાં છો! ('અમરવાણી') પરમ ત્યાગ-મહાત્યાગી! (મા હસે છે) વાત એમ છે કે એ જે ત્યાગ જેનાથી અભાવ જાગરણ કરવાનો તેનો સ્વભાવ-પોતાને ઘેર જવાનો. વિદેશમાં રહેતા હો અને મનમાં પોતાના ઘરનું સ્મરણ કરો, પોતાનું નિજસ્વ...એ રીતે પ્રાણસુખ ઈચ્છે છે ને! જગાડી દે, તે સ્વંય જગાડી દે છે, તે ધક્કો આપે છે - ધક્કો વાગતાં શિક્ષણ મળે ! જગતના સુખની તૃપ્તિ નથી. માની આંગળીએ આંગળીએ બાળક જાય, મા અગ્નિ દેખાડી કહે છે કે તાપ લાગશે. અગ્નિને સ્પર્શ કરીશ નહીં! એ તો સર્વરૂપે રમે છે ને, એનો અભાવ જગાડવાનો સ્વભાવ. અભાવ સંસારમાં છે તેથી પૂર્ણ તરફ જવાની ઈચ્છા થાય છે એને જ ભગવાન કહે છે એક હું છું તે જાણી મુગ્ધ થાય, ત્યાં જવાની ઈચ્છા કારણ તારી અસલ જગ્યા, એ જ પરમ....આનંદ ક્યારે મળે...આનંદ કહે છે તેના સુખનો કણ કણ અભ્યાસ થશે-એવું એનું આકર્ષણ! પોતાને-ભગવાનને સમજો! કઈ રીતે આનંદ મળે, પૂર્ણાનંદ, પરમાનંદ ત્યાં જતાં અભાવ જાગરણ હોય નહીં, એ સુખ-ભોગની જ્વાળા શાંત થઈ જાય...આટલું સમજી પૂર્ણ બનો. પૂર્ણાંગીણ થઈ ('અમરવાણી') મને પામો.

યોગેશ બ્રહ્મચારી શ્રીમાના આદેશથી કીર્તન કરે છે.

પ્રશ્ન : મા, શ્રાદ્ધ કરવું કે નહીં?

મા : શ્રાદ્ધ કરો શા માટે? શ્રદ્ધા હોય તો શ્રાદ્ધ કરો. શ્રાદ્ધ એટલે શ્રદ્ધા. શ્રીમા ગાવાનું શરું કરે છે-હે ભગવાન, હે ભગવાન, હા ભગવાન, શ્રેય ભગવાન, પ્રેય ભગવાન,

જ્ઞેય ભગવાન, ધ્યેય ભગવાન....ધૂન સુંદર થાય છે.

ભોજન પછી શ્રી ગોપીનાથ કવિરાજ આવે છે. શ્રીમાનો દરબાર ભરાયો છે.

પ્રશ્ન : પ્રાપ્ત કરવામાં મજા કે શોધવામાં-ઘૂમવામાં?

મા : ગોપીબાબુ પ્રત્યે-બાબા બોલો.

ગોપીનાથ : નિત્ય નિત્ય નવું નવું સ્ફુરણ થાય છે. મેળવવામાં શોધવાનું છે અને શોધવામાં મેળવવાનુંછે.

મા : જેમ બહારથી જુઓ છો અનંત છે. ત્યાં પણ અનંત, નવું નવું સ્ફુરણ-જુદો જુદો પ્રકાશ.

યોગેશ બ્રહ્મચારી : પોતાના પુરૂષાર્થથી ભગવત્-પ્રાપ્તિ ના થાય તો ભગવાનનો ભરોંસો શું?

મા : ગોપીબાબુને-પિતાજીની વાત સાંભળો.

ગોપીબાબુ : તમે બોલો-

મા : તમે કહો છો હું બતાવું-મારી આડીઅવળી વાતો, તમે તો પંડિતલોક, ભરોંસા ના કરે તો થાય નહીં-ઉપાય નથી. વાતનો સાંરાશ એમ છે કે પ્રારબ્ધ હોય તો ભગવાન મળે, બાકી પુરૂષાર્થ ફળે નહીં કે પછી પ્રારબ્ધ હોય કે નહીં છતાં પુરૂષાર્થથી મળે. શ્રીમા કહે છે કે પોતાની શક્તિ પૂરેપૂરી જોડવી કે પ્રાપ્ત કરવી જ છે. મેળવવાની પોતાની શક્તિ નથી, કમજોરી છે, દુર્બળતા છે એમ કહો તો પરમ શક્તિ તો એ જ છે; પોતાની શક્તિ તો છે-તમે કહો છો ભગવાનની પાસે કોણ શક્તિમાન? તો શું ભગવાન આપણા નથી, કોઈ પરાયા છે? પૂજા કરીને ઊઠો ત્યારે એવો ભાવ હોય કે પોતાથી બડા (મોટા) છે તો શું પોતાનાં માતાપિતાની પૂજા કરો, પૂજ્ય માનો તો તેઓ મોટાં છે એવો વિચાર કરો છો? - (તમારા અંતરમાં તેમને માટે પૂજ્યભાવ છે એ રીતે ભગવાનને તમે પૂજ્ય-એટલે મોટા ગણો છો) મા હસે છે.

યોગેશ બ્રહ્મચારી જાય છે-ગોપાલ ઠાકુર-અમે જો શ્રીમા કહીએ નહીં તો કંઈ થાય નહીં-માતૃભાષા અગ્ર છે. દરેક ભાષા માતૃભાષાથી પ્રકાશિત થાય-

ગોપીનાથ : ચમત્કાર ભાવ! જેમ શબ્દ, પ્રણવમંત્રથી પરિણત થવો બાધ્ય. બિન્દુરૂપ થતાં ચૈતન્ય થાય ને! સૃષ્ટિ પ્રણવમાંથી સ્ફુરિત થઈ છે, પ્રણવ બિન્દુમાંથી! મ જેમ અંખડ રૂપે છે-બિન્દુ 'મ'કાર મા થઈ જાય. મા soundમાં (શબ્દમાં) એક આ વિશિષ્ટ્ય છે, જે કોઈ નામે ઈશ પ્રણવ થયા, સ્વાભાવિક રીતે નામ જે અંખડ થયું-મ એ રીતે. સાગરનો ધ્વનિ 'મા' થઈ જાય, મહાકુંડલિની જાગ્રત ત્યાં મા શબ્દ હોય-પ્રણવમાં-કુંડલિની જાગ્રત. ૧૨ માત્રા.

રાત્રે દસ વાગ્યે:

પ્રશ્ન : શક્તિ dynamic રૂપમાં અને static રૂપમાં? સંસારમાં એક શક્તિ છે, સ્ત્રી અને પુરૂષમાં! પશ્ચિમ દેશના શાસ્ત્રમાં જીવ, આત્મા ભિન્ન છે.

મા : જે કોઈ જે કંઈ કહે બધું ઠીક છે. આ બાજુથી ગંગા પાર કરો ને બીજી બાજુથી કરો તે પણ ગંગા, એક ધામ છે. સ્થાન સ્થાનની વાત એવી જ છે. જે કોઈ જ્યાંથી કહે બધું બરોબર છે.

પ્રશ્ન : સંસારમાં એક આપ જ સત્ય છો તો જે કોઈ જે કંઈ કહે તે આપ જ છો, કેમ?

મા : એકમાત્ર સત્ય જ એ છે, એમ જો થાય તો સારું છે. એ મારી દૃષ્ટિ ખોટી છે તેથી

ખોટું દેખાય છે. જેવાં જેવાં ચશ્માં છે તેવું જુએ છે. પીળા ચશ્મા પહેરે તો પીળું દેખાય. અસલ સત્-સ્વરૂપ ભગવાન જ છે.

મા : જે બદ્ધ છે તે જીવ છે, આત્મા તો આત્મા જ છે. જ્યાં ગતિ છે તેનું નામ જગત છે. જ્યાં બંધનની વાત નથી. જ્યાં જીવની વાત નથી. બંધાયેલું જળ ગંદું થાય છે, શુદ્ધ જળ ગંદું થતું નથી, છતાં પાણી તો છે જ. આત્મા તો આત્મા જ છે.

આમ અનેક બીજી વાતો કરતાં શ્રીમાનો દરબાર વિસર્જન થયો.

### તા. ૨૮ ડિસેમ્બર

આજે શ્રીમા દહેરાદૂન જઈ રહી છે. આશ્રમમાં તૈયારીઓ ચાલી રહી છે. સવારે શ્રીમા એ સ્વહસ્તે સહુને ફળ આપ્યાં-સ્ટેશને પણ ભક્તો ભેગા થયા છે તે શ્રીમાના ચરણમાં પ્રણામ કરે છે.

### ઈ.સ. ૧૯૪૯, જાન્યુઆરી

શ્રીમા હૉલમાં બેઠાં છે. એક સ્વામીજી પ્રશ્ન કરે છે-

સ્વામીજી : મનુષ્ય એકમાત્ર આનંદ ઈચ્છે છે.

મા : પોતે જે છે તે ઈચ્છે છે.

સ્વામીજી : બધા આનંદ ઈચ્છે છે. સત્ય જ આનંદ છે ને! એ પ્રશ્ન સહુના અંતરમાં ઉઠે છે. આનંદ ક્યાં? એ આનંદ કેવી રીતે મેળવી શકાય? જ્યારે કહીએ કે શું આનંદ છે, તેનું પ્રમાણ શું?

મા : જાણવાની ઈચ્છા સ્વાભાવિક.

સ્વામી : સહુની મા આનંદમયી; એ ભાવે આનંદ વિતરણ કરે? સહુના અંતરમાં દુઃખ, નિરાશાનો પ્રશ્ન છે. શું સન્યાસીને પણ સંસારમાં સત્ય આનંદ છે? या देवि सर्वभूतेषु आनंदरूपेण संस्थिता।

મા : શું મંત્ર જ શેષ..અભાવ તો ઘટે, સ્વભાવ તરફ જવાનો રસ્તો. વ્યાકુળતા સારી-આકુળવ્યાકુળ એ તો રસ્તો. તેનો અભાવ જાગે તે ભાગ્ય, બધાંને તો જાગે નહીં.

રાત્રે સાડાદસ વાગ્યે શ્રીમા કમલદાના ઘરમાં આવ્યાં. કમલદા પણ માંદા છે. શ્રીમાએ આજે જ મા તથા પુત્રના ખાટલાં સાથે રખાવ્યા છે. શ્રીમાના આદેશથી કમલદા માતાના રૂમમાં ગયા. તેમનાં માતા રાત્રે પ્રાણાયામ કરે છે, ને જપ કરતાં જાય છે. શરીર ઠંડું પડતું જતું હોવાથી તરત જ શ્રીમા આવ્યાં ને તેમને કહ્યું : 'મા, તમારી સંધ્યા થઈ ગઈ છે, તમે સૂઈ જાઓ.' પરંતુ કમલદાનાં માતા હજુ શ્વાસોચ્છ્વાસ જપ કર્યે જાય છે. તે જોઈને શ્રીમાએ આજુબાજુ બધાંને કહ્યું: 'જુઓ આ અભ્યાસનું ફળ છે. સમસ્ત જીવન સંધ્યા, પૂજા, જપમાં પસાર કર્યું તેથી જ આ રીતે આપોઆપ થયે જાય છે.' શ્રીમા બધી વ્યવસ્થા કરાવતાં જાય છે ને પૂછે છે : 'મા, કંઈ કષ્ટ થતું નથી ને?' તેમણે કહ્યું 'ના'-વાતો કરતાં કરતાં પણ તેમનો જપ ચાલુ છે. શ્રીમાએ કાન પાસે લઈ જઈને કહ્યું કે સ્પષ્ટ સંભળાય છે, જપની આંગળી પણ ફરે છે. ડૉક્ટર આવી શરીર તપાસીને ગયા. તે પછી પણ શ્રીમા એમની પાસે રહ્યાં-છેવટ શ્રીમાએ કહ્યું 'હું જાઉ?' તો કહ્યું 'હા'.

### તા. ૧૨ જાન્યુઆરી, પોષ સુદ ૧૩, બુધવાર, કાશીધામ

સવારે ઊઠતાં જ ખબર પડી કે કમલદાનાં માનું મૃત્યુ થયું. જપ કરતાં કરતાં સુંદર અવસ્થામાં પ્રાણત્યાગ કર્યો. અહો કેટલું સૌભાગ્ય! શ્રીમાની સમીપ આશ્રમમાં, ગંગાતીરે, કાશીતીર્થમાં, કન્યાપીઠની કન્યાઓના કીર્તનના શંખધ્વનિની સાથે સાથે આત્મારૂપી પંખેરું ઊડી

ગયું! શ્રીમાની અહૈતુકી કૃપા! મણિકર્ણિકા ઘાટે લઈ જવાની વ્યવસ્થા થઈ. હવનશાળાના કમ્પાઉન્ડમાં ગાયત્રી મંત્ર સંભળાય તેવી રીતે મૃતદેહ મૂક્યો. તે પછી કીર્તનધ્વનિ સાથે ગંગાકિનારે લઈ ગયાં! શ્રીમા સાંજે હોલમાં ગઈકાલ રાતની ઘટના કહે છે.

મા : શ્વાસે શ્વાસે જપ થતાં હતા. મેં પૂછ્યું : કષ્ટ થાય છે? તો કહ્યું કે 'ના.' મુખ ઉપર શાંત ભાવ. મેં પૂછ્યું : 'હું જાઉં?' તો કહ્યું 'હા.' કન્યાઓએ શંખધ્વનિ કર્યો એ સમયે મૃત્યુ! ચમત્કાર મૃત્યુ! હાથ ફરે છે, જપ થાય છે, તેની એમાં જ નિષ્ઠા હતી. પોતાને કષ્ટ થયું નહીં-બીજાને આપ્યું નહીં. (આ પ્રસંગની નોંધ 'શ્રીમા આનંદમયી,' ભા. ૧૨ -ગુરુપ્રિયાદેવી.)

પ્રશ્ન : કાશી પુણ્યભૂમિ, ત્યાં ઉપાસના વિશેષ. કામ્ય ઉપાસના જોઈએ નહીં, નિષ્કામ ઉપાસના જ ખરી છે?

મા : જેવું કરો તેવું ફળ પામો. સકામ કરો કરો સકામ ફળ મળે.

પ્રશ્ન : અહીં સકામ ઉપાસના નથી હોતી શું?

મા : વિશ્વનાથ મુક્તિ આપતાં કાશીમાં સકામ ઉપાસનાનું ફળ આપે-નર્મદાતટ સાધન માટે પ્રસિદ્ધ છે.

પ્રશ્ન : જપ નર્મદાતટે કરવા, ગંગાતીરે મૃત્યુ!

મા : એમાં વિશેષતા છે; વળી એક રીતે જ્યાં બેસીને કરો તે સારું છે. વિશ્વનાથનો આશ્રય છે-અહીં તો જે કાર્ય કરો તેનું ફળ વધારે મળે છે એમ કહે છે.

પ્રશ્ન : કોઈ કહે છે સકામ ઉપાસનાથી મુક્તિ થાય પરંતુ સકામમાં કંઈ ફળ મળતું નથી. નિષ્કામથી મુક્તિ જાગ્રત થાય?

મા : એટલે કહે છે કે દસગણું ફળ મળે, સકામથી પણ ફળ મળે છે. સંકલ્પ કરશો, તેવું ફળ મળશે. ગંગામાં જે કંઈ ફેંકો, વહેણમાં લઈ જશે એવી રીતે સંકલ્પ કરો થઈ જશે.

પ્રશ્ન : સાત્ત્વિક, રાજસિક, તામસિક ઉપાસનામાં, સાત્ત્વિક ઉપાસના ઉત્તમ છે; તોપણ રાજસિક, તામસિક ઉપાસના પાછળ કેમ પડે છે?

મા : સંસ્કાર એટલાં પ્રબળ હોય છે, જાણવા છતાં નથી થતું, લખવા, ભણવાથી નથી થતું, સંસ્કારથી થાય છે. મૂળ તો જે એ કરે છે તે થાય છે. જેને જાણવા અંધારું ના રહે તે જાણતા નથી. નિઃસંશય જાણવું જોઈએ.

પ્રશ્ન : અભ્યાસથી પ્રેરણા થાય કે નહીં?

મા : અભ્યાસથી-સ્વભાવથી એક ક્રિયા. મનનો સ્વભાવ એક પકડવાનો, કરતે કરતે અભ્યાસ થાય.

પ્રશ્ન : બુદ્ધિપૂર્વક કે સંસ્કારથી થાય?

મા : સંસ્કારથી. બધામાં યોગાનુયોગ છે. વળી ગુરૂશક્તિથી પણ, ગુરૂયોગ કહીએ તેમ.

પ્રશ્ન : गुरुकृपा ही केवलम्। તે પછી ભજનકીર્તન થયાં. ત્યાર પછી શ્રીમાની રૂમમાં વાર્તાલાપ; નેપાલદાને બીજા ભક્તો સાથે ઝઘડો થયો હતો, તેથી તેઓ શ્રીમાને કહેતા : 'મા, કૃપા કરી મને આશ્રમમાંથી છૂટો કરો.' શ્રીમા પ્રેમપૂર્વક ને ધમકીપૂર્વક સમજાવવા પ્રયત્ન કરે છે. શ્રીમા કહે છે કે મનમાં આવી બધી વાતો બાંધી ના રાખો, સહનશક્તિ વધારો. કોઈ ભલે જે કહેવું હોય તે કહે તેથી ગભરાવું શા માટે? શ્રીમા શાંત થવા વિનંતી કરે છે કે આ માર્ગે આવ્યા પછી આમ થાય તે સારું નથી.

## તા. ૧૩ જાન્યુઆરી, મકરસંક્રાંતિ, પોષ સુદ ૧૪, ગુરૂવાર, કાશીધામ

**મકરસંક્રાંતિ** - આજે આશ્રમમાં અખંડ હવનની દ્વિતીય સંવત્સરી તિથિ નિમિત્તે ઉત્સવ છે. સવારથી ધામધૂમ, ફૂલ તથા આસોપાલવનાં તોરણો, ધજાઓથી હવનશાળા શણગારી છે. શ્રીમા પોતે બધી દેખરેખ રાખે છે, બધું જ વ્યવસ્થિત કરવાની સૂચના આપે છે. વળી જાતે પણ કરે છે. વહેલી પરોઢથી કીર્તન શરૂ થઈ ગયું છે, કીર્તનકારો હવનશાળાની પ્રદક્ષિણા કરે છે. શરણાઈઓ વાગે છે ને વાતાવરણમાં આનંદ લાગે છે! શ્રીમા હવનશાળામાં જઈને બેઠાં છે. ત્યાર પછી શ્રીમાએ મને આજ્ઞા કરવાથી હોલમાં મેં રામાયણ-પાઠ કર્યો. લખનૌથી આવેલી બંગાળી બહેનોએ સુંદર કીર્તન કર્યું-ભક્તોને આનંદ આવ્યો-બપોરે શ્રીમાઁ હવનશાળામાં ગયાં. હવન થયા પછી બીલીપત્ર દ્વારા, અન્ન દ્વારા હવન થયો; પછી યજ્ઞમંડપમાં ભોગ ધરાવ્યો ને ખૂબ ધામધૂમથી આરતી કરવામાં આવી. સંન્યાસીઓને નિમંત્રણ આપી ભાવપૂર્વક પ્રત્યેક સાધુને ચંદન, તિલક, માળા કર્યા પછી ભોજન કરાવ્યું-સેંકડો માણસોએ પ્રસાદ લીધો-શ્રીમાએ રાત્રે વિશ્રામ કર્યો.

## તા. ૧૪ જાન્યુઆરી, પોષ સુદ ૧૫, શુક્રવાર, કાશી

બીજે દિવસે શ્રીમા દસ વાગ્યે આવ્યાં. રામાયણ-પાઠ માટે શ્રીમાએ મને કહ્યું કે એક શ્લોક વાંચી પ્રણામ કરી લે, કીર્તન ચાલવા દે. રાત્રે લખનૌની બહેનોએ સુંદર કીર્તન કર્યું. શું સુંદર મધુર ભાવ ને સંગીત! શ્રીમાએ અમને લીલા કરવાનો આદેશ કર્યો- હું, વિભુ, ભૂપેન વગેરેએ પાઠ ગોઠવ્યો કે એક સુંદર તપોવન છે, જ્યાં ગુરૂજી તેમના શિષ્યો સાથે રહે છે. ત્રણ શિષ્યો છે જેમને જુદું જુદું કામ સોંપવામાં આવ્યુ છે. એક શિષ્ય ગંગાજળ લાવે છે, એક પૂજાની તૈયારી કરે છે, એક ભંડારાનું કાર્ય કરે છે. બરોબર કામ કરવા છતાં ગુરૂજી નાની નાની ભૂલો કાઢે છે ને શિષ્યોને ધમકાવે છે. પરિણામે એક શિષ્ય નારાજ થતાં વિચારે છે : 'ગુરૂજીના શ્રીચરણે વીસ વર્ષ રહ્યો છતાં કંઈ થયું નહીં, ગુરૂજીને પ્રસન્ન કરી શક્યો નહીં. આ કરતાં તો ઘેર માબાપની સેવા કરવી સારી. ગુરૂજીની સેવા-પ્રસન્નતા જ સાધનાનું મૂળ એ ખરું પણ અહીં તો તે તરફનું કાર્ય થયું ના થયું-પેલી તરફનું કરું?'-શિષ્ય ગુરૂજીના શ્રીચરણમાં પ્રણામ કરી વિદાય લે છે. જતાં પહેલાં માટીના ઘડાનું સ્થાપન જ્યાં છે ત્યાં પ્રણામ કરી વિદાય લેવા જાય છે ત્યાં ઘડો પોતાની આત્મકથા કહે છે-હું મારો ભગવો વેશ પહેરી શ્રીમાની સન્મુખ ગયો ત્યારે તેમણે મને કહ્યું : 'હવેથી ભગવું વસ્ત્ર છોડી શકીશ નહીં, આજે પૂર્ણિમાને દિવસે કહું છું'-શ્રીમાએ પોતાના હસ્તે મને તથા વિભુને ભગવું વસ્ત્ર બધાંની વચમાં પહેરાવ્યું, અમે એ કપડું શ્રીમાના ચરણને સ્પર્શ કર્યું. શ્રીમાએ કહ્યું : કપડાનો ચાદર તરીકે વહેવાર કરજો ને તેનું સન્માન રાખજો. બે દિવસ પહેલાં બે ગેરૂઆ કપડાં તૈયાર કરવા કહેલું પરંતુ ખબર પડી કે ત્રણ કપડાં તૈયાર થયાં છે ને આજે આમ થઈ ગયું? અમને ખૂબ આનંદ થયો ને કહ્યું : 'આશીર્વાદ આપો જેથી ગેરૂઆ કપડાંનું સન્માન રાખી શકીએ.' શ્રીમાએ રાત્રે સાડાબારથી એકની વચમાં ભગવું કપડું પહેરાવ્યું.....

## તા. ૧૫ જાન્યુઆરી, પોષ વદ ૧, શનિવાર, કાશી

શ્રીમા દરરોજના કાર્યક્રમ પ્રમાણે હોલમાં આવે છે. કીર્તન, ભજન, પાઠ વગેરે સમયસર થાય છે. ભોજન બાદ વિશ્રામ પછી private પણ ચાલે છે. સાંજે શ્રીમાએ મિસ બ્લેન્કા (આત્માનંદ) પાસે કીર્તન કરાવ્યું. એક વિદેશી બહેનને કીર્તન કરતાં જોઈ ભક્તો ખુશ થયા. રાત્રે કન્યાપીઠમાં કીર્તન તથા લીલા થશે. ગંગાદી તેડવા આવ્યાં હતાં તે જોઈ શ્રીમા બોલ્યાં : 'ગંગા આવી છે. પ્રવાહમાં તાણી લઈ જશે.'....બીજે દિવસે શ્રીમાના આદેશથી હું વિંધ્યાચળ ગયો, મા કાશીમાં રહ્યાં. તા. ૨૨મીએ શ્રીમા સાંજના વિંધ્યાચળ ગયાં. રાત્રે વાતોમાં કોઈએ કહ્યું કે

ઢાકાની કાલીમાને માળા અર્પણ કરવા માટે માએ ભાઈજીને કહેલું કે ફૂલની માળા લઈ જજે.

વિંધ્યાચળમાં તા. ૨૩મી સવારે ગોપીનાથ કવિરાજ, મહેશ ભટ્ટાચાર્ય વરંડામાં બેઠા છે...આધ્યાત્મિક આલોચના ચાલે છે...પન્નાલાલના અકસ્માતની વાત થતાં તેમણે કહ્યું: માનો દોષ; શ્રીમાએ પન્નાલાલને કહ્યું-માનો જ દોષ છે; એ પરમ મા, પરમ પિતા.

પ્રશ્ન : પુરાણાકર્મનું ફળ ભોગવવું પડે છે; નવા કર્મનું ફળ પણ શું ભોગવવું પડે છે?

મા : બધો સંજોગ રહી જાય છે. સંજોગ વગર કામ નથી બનતું. એમ પણ હોઈ શકે છે. હમણાં કરી લીધું, ભોગવી લીધું અને પુરાણ કર્મ હોય તે ભોગવવાં પડે, સંજોગ વિના કંઈ બનતું નથી.

પન્નાલાલ : પહેલાંનું હોય તો જુદી વાત છે. આ વખતે અમે કંઈ ખરાબ નથી કર્યું.

મા : આ વખતે કંઈના કર્યું-ખરાબ ખાધું તો પાછળથી હેરાન હેરાન કરે.

પન્નાલાલ : ખરાબ ખાવાથી પેટ ખરાબ થાય તો શું કરવું?

મા : પચવાની દવા લેવી-

પન્નાલાલ : વૈદ્ય આપે તો ને?

મા : વૈદ્ય તો છે જ, પણ તેનો સંપર્ક કરવાનો છે. નિયમથી ખાઓ. ઘરમાં કે હોસ્પિટલમાં સારું થઈ જાય એમ કરો.

પન્નાલાલ : બેમાંથી શું સારું, ઘર કે હોસ્પિટલ?

માં : જ્યાં રહેવાથી દર્દ જલદી મટે ત્યાં રહેવું. જ્યાં દાકતરની મદદ સારી મળે ત્યાં રહેવું.

પન્નાલાલ : ઘરના લોકો તો કહે ઘરમાં રહો.

મા : ઘરના લોકનું કર્તવ્ય છે-ઘરના લોકો કોણ છે તે સમજવું જોઈએ. એક છે સમજવું અને એક છે-પોતાનું જ છે. પોતાનું જે છે; ભેદદષ્ટિથી એ વાત આવે છે ત્યાં સુધી ઘરને બહારની વાત આવે છે.

પન્નાલાલ : સ્થાન સ્થાનમાં ભેદ ક્યાં?

મા : સ્થાન સ્થાનમાં એક હોવાં છતાં કોઈ સ્થાનમાં ભેદ રહે છે-કાશીમાં જાઓ દસગણું ફળ-સ્થાનના પ્રભાવથી પરમાર્થની અનુકૂળતા થાય છે.

પ્રશ્ન : જ્યાં સંગમ હોય, નદીમાં સંગમ હોય ત્યાં પવિત્ર મનાય છે?

મા : હા, જરૂર. ઘસવાથી અગ્નિ પ્રજ્વલિત થાય છે-(કવિરાજને સંબંધી) પિતાજી, તમે બોલો...અહીં જે વાત આવી જાય છે તે બોલાય છે!

ગોપીનાથ કવિરાજ : સત્ય તો અનંત-એક ધારા, તેની અનંત ધારા.

મા : કોઈ સ્થાનમાં એક વાત નહીં કેવી રીતે થયું, કોઈ સ્થાનમાં વળી બીજી વાત થઈ; સ્થાનભેદથી, કર્મથી ક્રિયા કરો; જેમ કોઈએ કહ્યું-તમે આ ખાઓ, પછીથી શરીર ખરાબ થયું તો કહ્યું ના ખાશો, એવી વાત છે. જેમ સ્થાન સ્થાન પ્રધાન હોય છે એ રૂપમાં એ જ પ્રકાશ છે. કર્મપ્રધાન, ગુણપ્રધાન. વળી પ્રધાન-અપ્રધાન ક્યાં છે? સર્વ સ્થાનથી પ્રધાન લઈ શકો છો, સઘળી ચીજ લઈ શકો છો. બધામાં બધું છે ને! સઘળા સ્થાનથી ઠીક રીતે લઈ શકાય છે.

પ્રશ્નકર્તા : પાંદડાં, હવા, ધૂળથી પણ લઈ શકે છે. સ્થાનમાં કંઈ નથી, આપણામાં છે.

મા : બધામાં બધું છે, આપણામાં પણ છે. સ્થાનમાં પણ છે.

પ્રશ્નકર્તા : કોઈ કારણથી કર્મ ભોગવવાં પડે છે એમાં દૃઢ નિશ્ચય હોઈ શકે નહીં, એ તો મનને સમજાવવાની વાત છે.

મા : શું પ્રત્યક્ષ નથી હોતું? જેમ કે હું ખાઉ છું, શું પ્રત્યક્ષ નથી?-એક છે વિશ્વાસ-વિશ્વાસ આંધળો હોય છે, માની લેવું પડે છે-એક છે પ્રત્યક્ષ.

પ્રશ્ન : શાસ્ત્ર શું કહે છે?

ગોપીનાથ કવિરાજ : માએ બરોબર કહ્યું છે; પ્રત્યક્ષ prece-ptible છે-દેખાય એવું, કર્મસાક્ષાત્કાર કરી શકાય છે....પ્રત્યક્ષ કરી લેવું સંભવિત છે. ભૂતકાળની જે સ્મૃતિ છે ફરીથી જાગ્રત થાય છે. એક સ્મૃતિ, બે વાર રહેવાથી સંસ્કાર (૧) કર્માશય (૨) વાસના-આ સંસ્કાર અતીન્દ્રિય. કર્માશયનું ફળ ત્યારે થશે જ્યારે પરિપકવ અવસ્થા થશે. એક નિયત ભોગ અવશ્યંભાવિ છે, બીજું અનિયત ભોગ ટાળી શકાય છે. વળી કોઈ પૂછે છે કે ભૃગુસંહિતામાં ભવિષ્યની વાત આવે છે?

કવિરાજ : ભવિષ્ય જાણવામાં ભૂલ હોવાનો, ખોટું હોવાનો પણ સંભવ વિશેષ. પ્રારબ્ધ તીવ્ર કર્મથી ખંડન થઈ શકે છે.

મા : જેટલું બાળવા માંગો છો એટલું બળી શકતું નથી. કોઈએ કહ્યું એ નથી થઈ શકતું,-એવું કોઈ કર્મ નથી જે બાળી શકાય છે.

પ્રશ્નકર્તા : ભવિષ્ય બતાવી શકાય છે, પણ મા બતાવતી નથી.

મા : ખ્યાલ આવતાં બતાવે! જેમ બીજાનો ક્રમ હોય છે ને કે આટલા દિવસ પછી અંકુર ફૂટશે, છોડ થશે, ફળ થશે-એમ બતાવી શકાય.

કવિરાજ : કોઈ ગણિત (Mathematics)નું પુસ્તક લો, તુરત પરિણામ બતાવી શકો છો. પુસ્તક થતાં પહેલાં પરિણામ લખી દીધું હતું.

પ્રશ્નકર્તા : મોટે ભાગે લોકો છેતરે છે.

મા : છતાં સાચી વસ્તુ પણ હોઈ શકે છે.

પ્રશ્નકર્તા : ભૃગુસંહિતામા Past detailમાં કહ્યું-ભવિષ્ય ખોટું હતું - અડધું ખોટું પડયું. ૬૦ વર્ષ સુધીની વાત મળી, ભવિષ્ય ન મળ્યું.

ગો. ક. : કોઈ માણસ પણ હોય; ભૂત ને વર્તમાન બરાબર કહે, ભવિષ્ય નથી મળતું (ખબર નથી પડતી). જે થઈ ગયું છે એ તો રેકર્ડમાં છે...ભવિષ્યની રેકર્ડ નથી હોતી.

મા : જેમ તમે અમને જુઓ છો એવી રીતે ભૂતકાળ બિલકુલ પ્રત્યક્ષ જોઈ શકાય છે.

પ્રશ્નકર્તા : ભવિષ્ય બધું ખોટું નીકળે છે, સમગ્ર વિશ્વ જે જોઈ શકે તેનાથી દેખાય.

ગો.ક. : તીવ્ર ઈચ્છાશક્તિથી રેકર્ડ fail થઈ જાય.

પન્નાલાલ : કિસનપૂરમાં મેં શ્રીમાને પૂછયું કે સરકારી નોકરી કરીશ કે નહીં. મેં લખીને કાગળ ઊંધો પાડયો. શ્રીમાએ કહ્યું : તમે જે લખ્યું તે નહીં કરો.

મા : એ રીત જુદી જુદી જાતની છે. કોઇ સમયે એવું થાય છે કે એ જ મુખથી નીકળી ગયું. વળી એક છે જે લખી રહ્યો છે તે કોણ છે, તમે લખીને છુપાવ્યું એ જ છે. વળી બીજી રીતે પણ હોય, અનેક રીતે હોય! અંત કહી ના શકે અને કહી પણ શકે.

પ્રશ્ન : મનમાં જે ઈચ્છા હોય તે શું પૂરી નથી થઈ જતી?

મા : દરેક સમયે કાર્ય ઓછું થાય છે! અને વળી થાય છે-તમારા કર્મથી થવાનું છે તે તો થાય છે જ. બધી વાત આવે છે. નિયંત્રિત કાર્યથી કર્મ પૂર્ણ કરી લે છે. નિયંત્રિત કાર્યથી જુદી રીતે બદલાઈ પણ જાય છે. જેમ તે દિવસે કહ્યું, બધાંમા બધું છે. તમે તો કરી રહ્યા નથી, જે કરી રહ્યો એ જ છે. જેમ તેનામાં છો તેમ અનંત આકાર છે.

ગો.ક. : માનું આ સ્વરૂપ(આવવાનું) coming-સ્વરૂપ છે, એ પણ લખી રહ્યા છે.

પન્નાલાલ : સારું હોય એ જ કહે છે.

પ્રશ્નકર્તા : વળી ખરાબ પણ હોય!

મા : ખરાબ કે સારું-નું કોઈ સ્થાન નથી. પોતાને પામવાની વાત છે. 'હું'ને નહીં, મને પામવું-પોતાને પામવું-એટલે સઘળું પામવું. મારામાં બધું જ પામવું. વળી એમ નહીં, તમારામાં મને પામવું જોઈએ (બીજામાં પોતાને પામવું, પોતાને જોવું, કારણ બીજું કોઈ નથી.-વ્યવહારમાં આ મુશ્કેલ, અતિ કઠિન છે.) એકમાં અનંત-બધામાં બધું-પૂર્ણાંગ-પૂર્ણની રીતે. એક થયું પામવું અને એક થયું છે જ-કઈ રીતનું છે તે ક્યાંથી જોઈ શકાય? દરેક રીતે છે, નથી-છે.

ગો. કવિરાજ : આ છે એટલે દેખાય છે. દેખાય છે ત્યારે તો છે એવી રીતે કોઈ વાર દેખાઈ જાય.....

એક ફ્રેન્ચ સાધુ આવ્યો છે. કેટલી જાતનાં આસન કરે છે.

મા : (ફ્રેન્ચ સાધુ સંબંધમાં) એ લોકો જે પકડે છે એ બરોબર રીતે પકડે છે. બાજુના લોકોમાં એ વાત નથી. મોગલસરાઈ ગાડી બદલી, પ્લેટફોર્મ પર બેસવું પડે. એક જણ એ રીતે આસન કરે છે અને પામે છે. તમે એવી રીતે આસન કરો....આસન પોતાની ઈચ્છાથી કર્યું-બીજું નથી આવતું એમ થાય એ પણ પ્રકાશ છે-પોતાનું નિજસ્વ....ભાવને અધીન-આપોઆપ આસન થાય છે. એ છે સ્વાધીન. એક થયું અધીન, એક થયું સ્વાધીન.

પ્રશ્ન : શીખી લે કેવી રીતે?

મા : આપોઆપ. જેમ આ શરીર હરે છે, ફરે છે, એ સમયમાં એમ નથી થતું. દીદીએ કહ્યું : ઘણા લોક થઈ ગયા છે, જેને આપોઆપ આસન થાય છે. જે કઠિન તે થઈ જાય છે. પદ્માસન, સિદ્ધાસનના જુદા જુદા શ્વાસ હોય છે, વળી એક શ્વાસની વાત નથી. પોતાની મેળે જ આસન કરીશ. શ્વાસની ગતિ કરી લીધી(થઈ ગઈ). પહેલાં તો આસન કેમ થાય તે ખબર પણ નહોતી. જોયું પણ નહોતું; પહેલાં નામથી નામ કરી રહ્યા, શ્વાસની ગતિ એમ થઈ ગઈ, સાધારણ ભાવથી. જેમ ટાયરમાં પમ્પ કરે છે ને! હું બેસી ગયો. એક પગ લાંબો થઈ ગયો-આપોઆપ પદ્માસનની જેમ થઈ ગયો. હાથ એમ પડી રહ્યો. વળી બીજો પગ થઈ ગયો-(બંને પગ) બેસી ગયા! જેમ સ્ક્રૂ લગાવે તેમ. જપ કરો, ધ્યાન કરો, ઘણી રીતની વાત છે. જેમ સ્ક્રૂ લગાવી દીધો-જ્યાં મુખ, જ્યાં ડોક, રહેવી જોઈએ-એને તો(ફ્રેન્ચ સાધુને) કરતાં કરતાં થઈ ગયું. આ શરીરને એમ નથી. શરીર જ્યારે બેસી ગયું ત્યારથી સાધક બની ગયું. નામની ક્રિયાથી થઈ રહ્યું. પૂર્ણ સાધક એ સમયમાં થઈ ગયું-ખ્યાલમાં આવ્યું-એક રીતનો આનંદ આવે છે-સારું, કેવી રીતે ખૂલશે?-પોતાનો ખ્યાલ ખૂલવા તરફ જતો પણ નથી. કલાકો સુધી બેસી રહે છે, કંઈ માંગતું નથી. કષ્ટ નથી થતું-શરીરનું શું થશે..સેંકડો રીતથી. એક આસન આપોઆપ ખૂલી ગયું-વળી કોઈ વાર ખ્યાલ આવ્યો કેવી રીતે ખૂલશે? પોતે પોતાને જુએ છે, આપોઆપ ખૂલી ગયું. કોઈ આસનમાં ધ્યાન કહો, જપ કહો, એ પણ એક રીતનું. એમ કરતાં પદ્માસન કરી લીધું. વિશ્વાસ રાખવો કઠિન છે. શરીર-પીઠ પાછળ માટી જેવી થઈ ગઈ.... ધનુષની માફક ગોળાકાર - એમ નથી થતું. કોઈ કોઈ (સમય) જપથી ધ્યાનથી

કહો-હાડકાંમાં પણ ચેતન આવી જાય છે. કોઈ કોઈ સ્થળે ગતિથી હાડકાં પર પણ માંસ છે એ રીતે કામ કરે છે-જેમ દોરી હોય ને તેમ જીભ એમાં ઉપરમાં (ઉપરના ભાગમાં) ડાબાજમણી લાગે, કેવી રીતે તે ખબર ના પડે. શરીર એક બાજુ-ડાબે જમણે-ચાલી જાય છે, એવી રીતનું તો કોઈનું જોયું નથી. જમણેડાબે કરતાં ગોળ ના થઈ શકે, ફૂટબોલની જેમ થઈ ગયું. જીભ જાણે માટી જેવી-હૃદયમાં આપોઆપ મંત્રસ્ફૂરણ થાય છે. ક્રિયા (થાય) છે. એમ થતાં જે સ્થિતિમાં જે મંત્રસ્ફૂરણ થાય, અમારા હૃદયમાં થાય. એક હાથથી - આસન હાલ્યા વગર કૂંડાળું કરી લે. હાથ માટીનો સ્પર્શ કરી લે. અંગ એમ જ રહે-એક હાથ લાંબો થઈ બીજા હાથ સાથે જોડાયો-જોડાઈ ગયો-એમ કરતાં ઊંચા હાથ, પાસે હાથ. હૃદયમાં પૂજા કરી લીધી. દરેક સમયે એકસરખું. તીવ્ર ગતિ કેવી રીતે થઈ, કેમ ખૂલી જશે, શું થયું, આ અંગ ખેંચીને લઈ લીધું, ગતિથી થઈ ગયું, અને વળી એમજ-આસન પણ તો આપોઆપ જ થાય છે. કરવું, થવું બે વાત છે. (પહેલી જ વાર આ વાત બોલાઈ ગઈ. વળી બીજી કેટલીક રહી પણ ગઈ)

પ્રશ્નકર્તા : હઠયોગથી આસન કરે છે એમનો જપ સાથે સંબંધ નથી રહેતો, આપનો જપ સાથે સંબધ રહ્યો?

મા : કોઈ વાર જપ નીકળી ગયો. સ્પષ્ટ મંત્રઉચ્ચારણ, જે મંત્ર નીકળ્યો તે! અંગશુદ્ધિ માટે સ્પર્શ કરતાં એ સમય સાધક થઈ ગયા, તમે સાધારણ ભાવથી કહી રહો તો-હાથ શરીરમાં ચાલ્યો ગયો, મંત્ર થયા કર્યો. નાભિમાં સ્પર્શ કરતાં મંત્ર નીકળે, અંગમાં સ્પર્શ કરતાં મંત્ર નીકળે. મંત્રની સાથે હું તો એમ જ બેસી રહી-મંત્ર નીકળ્યા કર્યો-પછી જાણ્યું-મંત્રની સાથે સંયોગ છે. દરેક અંગ અંગમાં થાય છે. એ સમયે તો સાધક છે ને-એ સમયે ને પછી સમાધાન થયું શું છે? પ્રશ્ન-ઉત્તર સાથોસાથ થઈ જાય છે. જેમ ગુરૂ કહે છે. હાથ જપ કરાવે છે. તેમ મંત્રની સાથે સાથે એ વાત પ્રત્યક્ષ થઈ જાય છે. જેમ રબરની માફક આસન કરીને બેસે આંગળીથી કુંડળી કરી લીધી. જે વખતે જે કાર્યક્રમ થવો જોઈએ, થઈ જાય છે. શ્વાસ ઉપર ક્રિયા કરતાં પણ થાય છે, વગર શ્વાસે પણ થાય છે. પહેલાં પ્રણામની સાથે... જેમ અમે લોક હરતાં-ફરતાં જાત જાતનું છે.

પ્રશ્ન : સાધારણ શરીર કોઈ વાર લાંબુ થઈ જાય છે?

મા : સાંભળ્યું છે કે ચૈતન્ય મહાપ્રભુનું શરીર લાંબું થઈ ગયું હતું. પહેલાં શાહબાગમાં રહેતી હતી ત્યારે મહાપ્રભુજીની વાત સાંભળી નહોતી. મેં તો કદી સાંભળ્યું નહોતું-એક દિવસ જોયું હાથ ને પગ લટકી રહ્યા છે-ભોળાનાથ ગભરાઈ ગયા! એમને થયું કે હવે નહીં રહે, મા ચાલી જશે, ભોળાનાથને ખબર નહીં, આ શરીરે પહેલાં સાંભળેલું નહીં, શીખેલું નહીં. જ્યારે આ શરીર અષ્ટગ્રામમાં હતું, હરિનામ કરતાં સાધના થતામાં થયું. મેં કોઈને કહ્યું નહીં, પહેલાં હરિનામ કર્યે રાખ્યું. સાધારણ ભાવથી બેઠી. નામ કરતાં શરીરનો ભાવ-એન્જિનને ગાડી સાથે જોડીને ટક્કર કરતો અવાજ થાય તેમ મેરૂદંડથી અવાજ થયો, એમ થતાં થતાં આસન થઈ જતાં શરીર બેસી ગયું, જપ પણ થયા-થાંભલા સાથે બાંધે એમ બેઠું, તે બેઠું શું થયું? બિલકુલ આનંદથી ધ્યાન, પહેલા જેમ ટક્ક કે ખટ કરીને બેઠું તેમ જ્યારે જ્યારે બેસે ત્યારે થાય. પછી બરોબર થવા માંડયું, પોતાની મેળે જ બેસી વળી ઉઠી પણ જાય

છે-વળી હાલી પણ શકતું નથી. જાણે સ્ક્રૂ લગાવી દીધો! હાથમાં, આખા શરીરમાં અવાજ થાય છે. પછી શરીર રબર જેવું થઈ જાય છે! હાથ પર અમારી નજર પડી, જ્યારે બે હાથ લટકી રહ્યા છે! ચામડી, માંસ, નસેનસ, હાડકાં વગેરે બધું બદલાઈ જાય છે.

પ્રશ્ન : મહાપ્રભુજીની છબીમાં બતાવ્યું છે-એ શું સમાધિની અવસ્થા ને?

મા : ભાવથી પણ થાય છે, સમાધિમાં પણ એમ હોઈ શકે છે. એ મનની સ્થિતિની વાત નથી.

પ્રશ્ન : શરીર સાથે શો સંબંધ?

મા : સંબધ રહે છે. એ જે ભાવ છે-એ જોયો ઢાકામાં. લટકતાં હાથ...ભાષાથી દરેક વખતે કહી શકાતું નથી. જેમ તમારૂં એ શરીર નહીં રહે. જ્યારે તમારી છાયા નથી દેખાતી ત્યારે શરીર નહીં રહે. શરીર ચાલી જશે. છાયા નહીં રહે ત્યારે શું થશે? જેવું મરી જાય તો-પહેલાં તો થયું-અંધારમાં ચાલી રહ્યું છે-સૂર્યમાં તમારી છાયા પડે છે. આ શરીરના અંધારામાં અજવાળાની એક છાયા છે, એ પણ કેવી છે-જ્યાં જાઓ જેમ દીવાથી રસ્તો દેખાય તેમ આ શરીર પોતાની છાયાથી રસ્તો જુએ છે. સૂર્યની અપેક્ષા નથી. એ સમયે જોવું, પ્રકાશ થવો-જેમ પહેલાં હતું-એ શરીર નહીં રહે-એ વાત પણ બરોબર છે..સારું આ શરીર મરી ગયું. મરવાની વાત તો છે જ નહીં, એ સમયે વળી બીજું જ કંઈ-અંધારા ઘરમાં પ્રકાશ થતાં બધું દેખાઈ જાય. મંત્રમાં જેમ છે એટલી હજારો વાત છે, ગણતરીની વાત નથી. જેમ રહે તે આસન છે, આસન કહેતાં અંનત આસન છે.

પ્રશ્ન : આસનથી શું થયું? શો અર્થ?

મા : કારણ સિવાય તો એ નથી. જેવો તમારો ભાવ છે તેવાં આસન. જેવી જેવી સ્થિતિ એવાં આસન. ગતિ અને સ્થિતિ. જ્યાં સ્થિતિ ત્યાં ગતિ વગેરે. જેમ રહો એ જ આસન છે. એ આસનમાં બેસતાં ધ્યાન નહીં થાય એ પણ એક વાત. જે જેમ રહે આસન વગર આસાન હોઈ શકે છે. જેમ તમે અમુક આસનમાં બેસતાં જામે છે એ આસનમાં એ પ્રકાશ થઈ શકે છે. અમારે આસન, વગર આસન કોઈ બંધન નથી. આ આસનમાં બેસતાં થાય, બીજામાં ના થાય, એ પણ બંધન છે. જ્યાં આસન કે વગર આસનની અપેક્ષા નથી, ત્યાં પૂર્ણ સમાધાન હોય છે. સાધારણ દૃષ્ટિથી મનમાં જેવો ભાવ હોય છે એમ બેસે છે.

ગોપી : ભાવનો બાહ્યપ્રકાશ કેવો?

મા : પગ જ્યાં ઊઠાવ્યો- કંઈ થતાં, હાથ શિર પર જતો રહે છે, એમ જ રહે કારણ કે શિર જડ છે-પ્રત્યેક રોમ રોમની સાથે સંબંધ છે. આસન કરવું એટલે આસન જેને માટે સમાધાન થયું કે પ્રકાશિત થશે.

પ્રશ્ન : આસન જોતાં ભાવનો પ્રકાશ થાય?

ગો.ક : આંખની દૃષ્ટિથી ખબર પડે છે.

પ્રશ્ન : કપડાં ઢાંકી દે છે?

મા : કપડાં ઢાકવાની રીતથી ખબર પઢી જાય છે! એક થાય છે જપથી-જપનો પ્રકાશ થવો જોઈએ-જપયોગ-કેવું સુંદર! હઠયોગ ઉપર નિર્ભર થઈ કરે છે અને હઠયોગ પર નિર્ભર નથી પણ. કોઈ અપેક્ષા રાખીને કરે છે વળી કોઈને અપેક્ષા નથી પણ

રહેતી. (શ્રીમાએ સ્વમુખે પોતાની સાધનાની કેટલીક વિગતો કહીં છે જે ધ્યાનથી સમજવી.) કોઈ સર્જન શ્રીમાના દર્શને આવ્યા; વાતવાતમાં દાકતરે કહ્યુ, પેન્શન મળશે.

મા : શરીરના દાકતર છો ને, મનના દાકતર બનો. દસ વર્ષમાં કંઈ લાભ થઈ જશે. એ દાકતરી પણ શીખો. મનનો ઉપાય-ઈલાજ-મોટો ઈલાજ છે. એને સાફ કરો, બેઆરામને હટાવી દેશે.

## તા. ૨૩ જાન્યુઆરી, પોષ વદ ૯, રવિવાર

સાંજે ગોપીનાથ કવિરાજ શ્રીમાના રૂમમાં બેઠાં છે. કોઈએ પ્રશ્ન કર્યો અખંડ યોગની સામાન્ય રૂપરેખા બતાવો.

ગોપીબાબુ : પહેલાં ખંડયોગનો ખ્યાલ હોવો જોઈએ (૧) ખંડયોગ, (૨) મહાખંડયોગ-યોગ શબ્દનો અર્થ પોતાની સમજ પ્રમાણે કરશો. પાતંજલ કે ગોરખનાથની સમજ પ્રમાણે ના કરો, નહીં તો confusion-ગોટાળો થઈ જશે. યોગનો ઉદ્દેશ શો? સાધનમાત્રમાં અવાંતર ભેદ છે. તત્વ દૃષ્ટિથી જોવામાં આવે-જૈન લોક કૈવલ્ય માને છે, સાંખ્ય પણ કૈવલ્ય માને છે, વૈષ્ણવ પણ માને છે; બધાના વિચારમાં ભેદ છે. દરેકનું વૈશિષ્ટ્ય, પ્રત્યેકની રીત જુદી જુદી છે. સાધન અને યોગની વાત સમજવી જોઈએ; તેના તરફ અખંડ દૃષ્ટિ-અખંડયોગ-સાધારણયોગ અને સાધના-ભક્તિ, કર્મ, જ્ઞાન, ભાવ વગેરેમાં આત્મીય ભાવ તે પ્રધાન ભક્તિ...જગત Bioscope જેવું દૃશ્ય છે. .

ગોપીનાથ કવિરાજે યોગી અને સાધકની ભિન્ન ભિન્ન ધારાઓ વિસ્તારિત ભાવે સમજાવી તથા ભક્તિ, જ્ઞાન, કર્મ વગેરેની પણ જુદી જુદી ધારાઓ સમજવી. ત્યાર પછી થોડી પ્રશ્નોત્તરી થઈ. વ્રજ દેહ, પંચભૂતજન્ય થયા પછી શું થાય?- 'પૃથ્વી, જળ, તેજ, આકાશ, વાયુ ઉપર પ્રભુત્વ આવી જાય- આપણે કંઈ જ નથી.' તે પછી વૈષ્ણવ ભક્ત દર્શન ઉપર બોલ્યા; બ્રહ્મ પરમાત્મ ભાવ ઉપર વ્યાખ્યા કરી. ખૂબ આનંદ થયો. કવિરાજનું વ્યાખ્યાન પૂરૂ થયું પછી શ્રીમા સાથે થોડી આલોચના થઈ...શ્રીમાએ સહુને જમવાની આજ્ઞા કરી, પોતે વિશ્રામમાં ગઈ.

## તા. ૨૪ જાન્યુઆરી, પોષ વદ ૧૦, સોમવાર, વિધ્યાચળ

શ્રીમા આવીને બેઠી છે; કવિરાજનું વ્યાખ્યાન ચાલે છે...ચિત્ત લોકમાં લોકલોકાન્તરના આલોક છે. અંખડ યોગમાં ૧૭થી લઈને વ્યાપાર થાય છે. ૫૧ પડળો Layers (૩ X ૧૭). આ સમગ્ર સૃષ્ટિ cosmic Light વિશ્વપ્રકાશથી આલોકિત છે. જો માનવી કર્મ કરે છે, ૧૩ આની પ્રકાશમાંથી કોઈનો ૨-૪ આની વિકાસ થાય ને તે પછી મૃત્યુ થાય તો ક્યાં જશે? એ પ્રકાશની દિશાના લોકમાં જશે. આ દેહમાં રહીને ચાર આના વિમર્શ. કશું નષ્ટ થતું નથી. ચારા આના Microcosm આ ખંડદેહ. cosmic plane જ્યાં થોડો વિકાસ ત્યાં જાય છે. ત્યાં હંમેશ રહી શકતું નથી. જ્યારે પ્રલય થાય, ચિત્ત ના રહે, છૂટી જાય. જેવી રીતે પૃથ્વી ના રહે તો પહાડ કેવી રીતે રહે? નિત્ય છતાં નિત્ય નથી, મહાપ્રલયમાં નષ્ટ થાય! ભૂતયોનિમાં ના રહે. મૂળમાં જઈ લીન થઈ જશે. સઘળું ચિત્ત. ચિત્તનું સ્તર-ભૂમિકા-અનાત્મ વસ્તુમાં લીન થશે. યોગૈશ્વર્ય એ પ્રકાશ ઉપર જેનો અધિકાર છે, પ્રકાશ પરત્વે તાદામ્ય થતાં પ્રકાશનો અધિષ્ઠાતા થઈ જાય છે, પ્રત્યેક લોકનો માલિક થાય છે, જ્યાં જાય તેનો રહીશ થઈ જાય. એમાં ભેદ શો-સાલોક્ય, સારૂપ્ય, સામીપ્ય, સાયુજ્ય એ બધા લોકમાંથી માનો અમુક લોકમાં જશે જ્યારે પોતાની અંદર એ પ્રકાશ

થશે ત્યારે જશે. ત્યાં જઈ evolution થાય ત્યારે ત્યાં જોશે...પ્રકાશના sourceમાં રૂપનો વિકાસ એનું નામ સારૂપ્ય. સાધકના ધ્યાન-ધારણામાં જ્યોતિનો વિકાસ-તે પછી રૂપનો વિકાસ દેખાય. સૂર્યની અંદર રૂપ છે એ નથી જોઈ શકાતું. તે જ્યોતિર્મય sphereauto-luminous (સ્વપ્રકાશિત) છે. રૂપ એ કંઈ નથી પરંતુ શક્તિનું બાહ્ય રૂપ કે ભાવ છે. શક્તિરૂપ પણ અનંત છે. એક સ્વાભાવિકરૂપ છે ને એક અનંતરૂપ છે. રૂપ transcendent ઉત્કૃષ્ટ થઈ જશે-શક્તિ એક તરંગ-જળ એક ભાવ છે. વિષ્ણુલોક એટલે વિષ્ણુનો પ્રકાશ પ્રાપ્ત કરે, વિષ્ણુરૂપ પ્રાપ્ત કરે, પાર્ષદ પણ ચતુર્ભુજ છે. જ્યાંથી રૂપનો વિકાસ થયો ત્યાં જશે. સાયુજ્યભાવ પ્રાપ્ત કરે. વિષ્ણુ પણ એક ભાવ છે. શિવ, ગણેશ, ક્રાઈસ્ટ બધા ભાવ છે. ખંડ ખંડ અનત ભાવ છે. ત્યાં ભક્તો અટકી જાય છે, આગળ જઈ શકતા નથી.-શિવ, વિષ્ણુ, Isolated unity બ્રહ્મભાવ જે એક મહાભાવ છે-સમષ્ટિરૂપ. વિષ્ણુ મહાભાવમાં જાય ત્યારે વિષ્ણુ-શિવમાં ભેદ રહે નહીં. એ મહાભાવનો જ્યારે ભેદ કરે ત્યારે ભાવાતીત થવાય. તે પછી નિરાકારમાં ચાલી જશે. તે પછી આત્મભૂતસ્વરૂપ ચૈતન્ય આવી જશે. વિષ્ણુ સાથે એક થતાં મન એકતાર થાય, અંતર ના રહે, જે વિષ્ણુ થઈ ગયા તોપણ અસલ વિષ્ણુ (વિષ્ણુ એટલે શંખ, ચક્ર, ગદા, પદ્મધારી નથી સમજવાના-આ બધી જીવાત્માની અવસ્થાઓ-Stages છે; જેની જેમાં સ્થિતિ-દરેકના Line સરખી નથી હોતી. આ બધી કવિરાજની ગહન ફિલસૂફી માત્ર થોડી સમજ માટે અહીં લીધી છે.) (સ્વરૂપ) બરાબર ના થઈ શકે. વિષ્ણુ સાથે એક હોતાં પણ એક નથી. મૂળ-અસલ વિષ્ણુઅવસ્થા શું પ્રાપ્ત નથી થઈ શકતી? તો પછી થયું કેમ? અધિષ્ઠાતા વિષ્ણુ જ્યાં હોઈ શકે! પૂર્ણકર્મ દ્વારા વિષ્ણુ પોતે જ થઈ જશે. આપણે વિષ્ણુલોકમાં જવાની જરૂર નથી. કર્મથી તમે વિષ્ણુ બની શકો છો. ધ્રુવ માટે ધ્રુવલોક બની શકે છે ને? બુદ્ધ જ્યારે બુદ્ધત્વ લાભ કરે છે ત્યારે બુદ્ધનું ક્ષેત્ર બની જાય છે-પોતપોતાના ભક્તો માટે ધામ બની ગયું. (જે લોકોએ line અનુસર્યા તેઓનો એ માર્ગે વિકાસ થયો.) દીક્ષામાં બીજમંત્ર, ઘણા લોક મંત્ર ભાવનાથી કરે છે. બીજમંત્ર અલગ, વળી ભાવનો મંત્ર અલગ કરતાં કરતાં એની સાથે એક થઈ જાય છે! ચિત્ત એકાગ્ર થતાં જોવામાં આવશે. સિદ્ધભાવના create કરી શકે છે, માટે 'બીજ' ભાવનાનું રાજ્ય છે, અપાર કરૂણા છે. એક બીજમાંથી અનેક ફળ મળે છે. સિદ્ધભાવના બીજ ઉત્પન્ન કરી શકે છે. સંકલ્પ-વિકલ્પ મનનો ધર્મ છે. જ્યાં સુધી વિકલ્પ સાથે સંકલ્પ હોય છે ત્યાં સુધી સંકલ્પ સિદ્ધ થતો નથી; સંકલ્પ સત્ થતાં create થઈ જાય છે. વિષ્ણુલોક પ્રાપ્ત કરવો કે વિષ્ણુ બનવું એ જુદી વાત છે. એ કર્મ છે. યથાર્થ કર્મ છે. (એમાં) અનંત ધારા મળી જશે. આ વસ્તુ ભાવનાથી નથી મળતી, ભાવના સિદ્ધ થતાં મળે છે. માતૃગર્ભમાં પિતાનું બીજ ભળતાં દેહ ઉત્પત્તિ થાય છે. બીજ જો થઈ ગયું-બીજમાંથી છોડ થશે-તમારી સાથે બીજ નહીં જાય-બીજ છોડીને જશો...આ દેહમાં રહીને કર્મ કરવું જોઈએ. જેટલું કર્મ કર્યું એટલું એટલું થયું (એટલો વિમર્શ થયો.) જેની ભક્તિ કરશો તેના રાજ્યમાં જશો-દરેક લોકના અધિષ્ઠાતા ગુરૂરૂપી છે. આ અમારો દેહ કર્મ કરી પૂરો કરીશું એવું નથી. મનુષ્યદેહની ખૂબ અગત્ય છે. વિષ્ણુલોક, શિવલોકનું પણ ભિન્ન (Light) તેજ છે. એ બધા ખંડ છે. મહાપ્રલયમાં સર્વ નષ્ટ થવાના છે-ત્યાં આત્મપ્રકાશ નથી. ત્યાં ચિત્તનો પ્રકાશ છે. એ રીતે જગતમાં એ પ્રચલિત જરૂર છે, એ બધા જાણે છે. અંનત રીતના ભાવ છે. બધા આત્મપ્રકાશની પાર નથી જતાં. સીમાની અંદર પણ અંનત છે-અંનતલોક છે. પહેલીથી શુદ્ધ આત્મપ્રકાશમાં પ્રવેશી જાય તો સારું છે.

ગુરુતત્વ: રૂદ્રજ્યોતિ છે તે રૂદ્રલોકમાં ગયાં. ક્રિશ્ચાનિટી-દેવતાઓ વગેરે બધાં પ્રકાશમય રૂપ છે એ બધા આત્મપ્રકાશની અંદર છે, વગેરે.

જીવ કેવી રીતે બન્યો?-મૂળ વસ્તુ શુદ્ધ પરમ વસ્તુ છે. માનો કે ત્યાંથી ક્ષરણ થયું.

વાસ્તવમાં અક્ષર વસ્તુ છે. જેમ કાષ્ઠ-લાકડામાં અગ્નિ છે. ગુપ્ત અગ્નિ પ્રકાશિત થાય-બહાર અગ્નિ પ્રકટ થાય ત્યારે દેખાય, friction-ઘર્ષણ થાય તો. બાકી અગ્નિ નિષ્ક્રિય છે. નિષ્ક્રિયમાંથી સક્રિય થાય...બિન્દુ અવસ્થાએ બ્રહ્મ-સાધારણ લોક નિર્ગુણ બ્રહ્મ કહે છે. બંનેની વચમાં એક સંધિ છે જે અવકાશ. સંધિને transcend અવસ્થા-પરાવસ્થા-માનવી પડે. ઈંડા, પિંગળા નાડીની સંધિમા સુષુમણા છે. (સુષુમણા એ નાડી છે.- The Sushuman is a Nadi in the centre of the spinal column. Its base is called Brahma-Dvara or the Gate of Brahman.) જમણી અને ડાબી બાજુની વચમાં-જે કિરણ એટલે દ્રષ્ટિછેદની અંદર ચાલી જાય છે. બિન્દુમાંથી મહાપ્રાણ, (Space and time. સમય timeને કાળ કહે છે. કલને અર્થ ગુંજન-એક અવાજ-એ રીતનો થાય.) કલામાંથી કાળ-મહાપ્રાણ અને કાળની વચમાંથી મન જે રશ્મિ

મન પ્રાણ

પરમાણુ કલ=base

કલ

તે સંધિરૂપ. મનની સાથે બિન્દુનો યોગ થતાં સગુણ થયું એટલે ચારે બાજુ પ્રકાશ ફેલાઈ ગયો જે સૂર્યમંડળરૂપ હોય. તે મહાઅંધકાર બ્રહ્મલોકધામમાંથી ક્ષરણ થયું. સૂર્ય પ્રાણ છે. મન ચન્દ્રમાં છે-(चन्द्रमामनसोऽजातः) સૂર્ય-સ્થિર, શાંત પ્રકાશ. મનમાં અનંત કંપન-સ્પંદન છે. સૂર્યની પશ્ચાદભૂમિકામાં ચંદ્રોદય, તેથી સાંખ્યમાં પુરૂષને છોડીને પ્રકૃતિથી આપોઆપ સૃષ્ટિ નથી થતી. મન અને પ્રાણનું મિલન..(હઠ-યોગમાં પ્રાણ ને મનનું મિલન તે સૂર્ય ને ચન્દ્રનું મિલન)...પ્રાણ અને મન અધોમુખ થાય ત્યારે કાળ થયો, જ્યારે પુરૂષની સાથે સાથે પ્રકૃતિનો આવિર્ભાવ થાય છે. બ્રહ્મમાં પ્રવેશવા માટે કાળ નિરંતર ચેષ્ટા કરે છે. મનનો યોગ થતાં વિરોધ થયો, વિરોધ થતાં સૃષ્ટિ થઈ. માત્ર મનથી નહીં પણ પ્રાણ અને મન યુક્ત થાય ત્યારે પડે છે. ત્યાં પરમાણુ થઈ ગયું..પુરૂષ ચૈતન્યરૂપી પ્રાણ અને મનથી નીકળી કલ(base) રૂપ થઈ ધારણ કરે છે-એની વચમાં પરમાણુ પડી પ્રકૃતિના ગર્ભમાં શું બને છે?-પ્રકૃતિના સહયોગ વિના કાયા નથી બનતી. બંને મળીને કાયા સૃષ્ટ થઈ. નિરંતર સૃષ્ટિ થઈ રહી છે, થતી રહી છે. અનંત પ્રકારના

`In short, Shakti when manifesting divides itself into two polar aspects-static and dynamic-which imolies that you can not have it in a dynamic form without at the same-time having it in a Static form, much like the poles of a magnet.in any given sphere of activity of force, we must have according to the Cosmic principle of a static background, Shakti at rest or 'Coiled' scienlific truth is illustrated in the figure 'Kali' the Divine Mother moving as the kinetic Shakti on the breast of Sadasiva who is the static background of pure Chit which is actionless, the Gunamayi Mother being all activity.

Kundalini Yoga by
Swami Sivananda

લોકલોકાંતર શુદ્ધ લોકમાં બનવા લાગ્યા-ત્રિકોણરૂપ પ્રકૃતિ ખંડ થઈ ગઈ...પરાશક્તિનું ક્ષરણ સ્ત્રી-શરીરમાં થાય છે, એટલે સ્ત્રી-શરીર મા-રૂપ છે. સ્ત્રીથી સૃષ્ટિ નથી થતી. સંયોગના સમયમાં નાભિમાં ક્ષરણ થાય છે. શુક્રબિન્દુ-રક્તબિન્દુ મળીને દસ મહિના પછી બાળક જન્મે છે. માતૃગર્ભ મહામાયા સ્વરૂપ છે. મનુષ્યદેહ કર્મદેહ છે-સૂર્યથી પરમાણુ ક્ષર (ક્ષત) થઈને આવ્યું છે-(સૂર્યના કિરણમાંથી પરમાણુ થાય છે.) પરમાણુ ચૈતન્યરૂપી કણ છે. પરમાણુ ઉપર અણુના layeres છે. કારણ દેહ અજ્ઞાનથી થાય છે-અણુથી થાય છે. ૭ વાયુમાં ૭ અણુ પ્રવેશ કરે છે.

૭ ૭=૪૯ central થઈ ૫૦ થાય છે, એ વર્ણમાળા છે. પરમાણુનો સ્વભાવ નિત્ય છે. શુદ્ધ વસ્તુ માતૃગર્ભમાં નથી આવી શકતી. અવતાર નથી આવી શકતો. આવવા માટે યોગમાયાનું ઉપાદાન કર્યા પછી આવી શકાય છે...જીવ પણ પરિધિ લઈને આવે છે, એની ચારે બાજુ અણુ હોય છે...જીવ પોતાને ભૂલી જાય છે. કુલ ૪૯ અણુ છે. અવાંતર અણુ અનંત છે. જીવ માતૃગર્ભમાં આવે છે પછી માના ખોરાકથી પુષ્ટ થાય છે-એના શરીરનો વિકાસ થઈ જાય છે. માતાપિતાથી ઉપાદાન મળે છે. રક્ત માના શરીરમાંથી નથી આવતું, ચન્દ્રલોકમાંથી આવે છે. આ શરીરકર્મ માટે ઉપયુક્ત છે. નાભિસૂત્ર છેદતાં જગતની બહારના અણુનો યોગ થઈ જાય છે. વાસના, કામ, ક્રોધ, આ બધી વૃત્તિઓનું પૃથક્કરણ કરતાં બધા અણુ છે...વૃત્તિઓ બહારના અણુમાંથી ઉદ્‌ભવે છે. સાધનામાં અણુઓ આરામ કરે છે-આવતા બંધ રહે છે અથવા રૂપાંતર થાય છે. બધા રિપુ-દુશ્મન અણુ છે. જ્યારે નાભિચ્છેદન કરે છે ત્યારે શ્વાસ-પ્રશ્વાસની સાથે કાળના અણુ ઘૂસી જાય છે. કાયાના સંબંધમાં કર્મ, કર્મના મૂળમાં માયા. (૧) આણવમળ (૨) કર્મમળ-કોઈ સાધક તો કોઈ યોગી હોય છે. શું પરમાણુમાં પાર્થક્ય (ભેદ) છે? વસ્તુસ્વરૂપથી કહો તો એક છે પરંતુ એક ઝાડનાં પાંદડાં મળતાં નથી કારણ એની અંદર છે, એ એનો સ્વભાવ છે, કોઈ સાધક, કોઈ યોગી-સાધારણ લોકકર્મના તારતમ્યથી થાય છે એ બહારનું કારણ છે. વળી એમાં એ કારણ છે કે તરત જન્મેલા બાળકને જોઈને બતાવે છે કે યોગી છે, સાધક છે. ગુરુકૃપા સાધક પણ પામે છે, મેળવે છે પોતાનો પ્રબળ આધાર નથી, માત્ર સાધક-આધાર છે. સાધક+ગુરુ-સાધક કોટિમાં યોગી ગુરુ. માત્ર સાધક-ગુરુ સ્વયંસિદ્ધ નથી. યોગી-ગુરુ(ના બે પ્રકાર)=સાધક અને યોગી. સાધક ગુરુ સાધકને આપી શકે છે (ગુરુ થઈ શકે છે), પરંતુ પૂર્ણ વસ્તુ નથી આપી શકતા. સાધકને કાયા છે, સિદ્ધ થઈ જાય પછી પણ અધિકારને પાત્ર છે. જીવન્મુક્ત અવસ્થામાં આપી શકે છે..અજ્ઞાનમાં બે શક્તિ(૧) આવરણ શક્તિ, (૨) વિક્ષેપશક્તિ. જ્ઞાનથી એ નિવૃત્ત થઈ જાય છે. જીવન્મુક્તિનું પ્રયોજન જ્ઞાનતંતુની ધારાની રક્ષા કરવાનું. જીવનમુક્ત કોઈને આપે નહીં તો એનું જ્ઞાન કામ ના આવ્યું-એ બધું સાધક માટે છે. યોગી ગુરુને એની જરૂર નથી.

યોગીની કોટિ સાધકથી ઊંચીછે. કોઈ સાધક યોગી થઈ શકે છે; કોઈ નથી થઈ શકતો-બીજું કોઈ આગળ વધેલો સાધક, યોગી કક્ષા સુધીનો, તેને જો ગુરુકૃપા મળે તો માર્ગ તરત ખૂલે છે.

દીક્ષાતત્વ-સાધકમાં ગુરુ રહ્યા-વચમાં પરમાણું-અણુનો ઘેરાવો-તે કારણ રૂપી ઘેરાવો છે.૪૯ અણુ, યોગનિદ્રા અજ્ઞાનનો ઘેરાવો છે. કાળરાત્રીના અણુ (૧)દીક્ષા સમયમાં મૂળ અજ્ઞાન નહીં જેમકે જગતનું અજ્ઞાન નહીં થાય. મૂળ કારણમાં પ્રતિકાર કરવો પડશે. ૧,૦૦૦ વર્ષ તપશ્ચર્યા પછી યોગ ભ્રષ્ટ થઈ જાય છે, એટલે મૂળમાં ધક્કો મારવો પડે. ધ્યાનથી કોઈ ને કોઈ સમયમાં મેળાપ થઈ જશે, થવો જ જોઈએ.

સાધકમાં ગુરુકૃપા-મૂળ ગુરુકૃપા-ગુરુમાં ભગવાનના દર્શન ના કરો ત્યાં સુધી થાય નહીં. શિષ્યને, પોતાનો કરીને જુઓ, ગુરુમાં અનુકંપા જોઈએ એનુ નામ દીક્ષા. દયાપૂર્વક ઈક્ષણ કરવું એટલે જોવું. મનુષ્ય ગુરુ નથી હોઈ શકતાં-(સાધારણ મનુષ્ય ગુરુ નથી હોઈ શકતો) સાધક-પરમાણુ; જીવત્વ-અણુ. કર્મ કોને કહે છે...પરમાણુને કર્મ નથી. દા.ત. રેલવે કંમ્પાર્ટમેન્ટમાં બેઠાં છો. દિલ્હી પહોંચી ગયા! શરીર તો બેસી જ રહ્યું છે, એ કંઈ ચાલે છે! ગાડી ચાલે છે, છતાં એક રીતે ગણો તો શરીર ચાલે છે. movement- ગતિ જે થઈ રહી છે તે અણુમાં થઈ રહી છે. પરમાણુમાં અભ્યાસ થાય છે. દેહમાં અધિષ્ઠાતા પરમાણુ એટલે એના ઉપર આરોપ થાય છે. યોગીમાં ગુરુકૃપા યોગીગુરુ પોતાના ઉપર જવાબદારી લઈ લે છે, પોતાની ચીજ આપી દે છે.

યોગીની કૃપાના બે પ્રકાર-ઓછામાં ઓછું ને વધારેમાં વધારે (minimum & maximum) યોગીની ભૂમિ પર યોગી-ખંડયોગી, મહાખંડયોગી, અખંડયોગી-ખંડયોગી-૧૦૫ની ભૂમિ. ચિદાકાશની ઉપર ૧૦૫મી ભૂમિ છે. મહાખંડયોગીની ભૂમિ-૧૦૭.

સાધકગુરુ માત્ર રસ્તો બતાવે છે, સાધક-ગુરુ આપણી કોઈ વસ્તુ નથી આપતા-આ વસ્તુ સાધક-ગુરુમાં નથી. સાધકની ચરમ અવસ્થા ચિદાકાશ. સાધક-ગુરુમાં ગુરુના બીજને પૂજે છે. સાધકને અગ્નિનો આભાસ મળ્યો. કર્મનાં દ્વારા બીજનો વિકાસ થતાં થતાં દેહ બનાવે છે. એ દેહ શુદ્ધ ચૈતન્યરૂપી કાયા સાધકની કુંડલિનીને પોતાના કર્મ દ્વારા જાગ્રત કરવી પડે છે. સાધકમાં ચૈતન્યશક્તિની ક્રિયાથી અણુનો મેલ શુદ્ધ થઈ જાય છે. જ્યોતિરૂપમાં સ્થિત થાય છે. ૪૯ અણુક્રમોત્કર્ષ છે. પૂર્ણ વિકાસ થતાં કર્મ પૂરું થઈ ગયું. જ્યારે જ્યોતિરૂપમાં અણુ પરિણીત થઈ ગયું, એમાં એ કાયા ચાલી જાય છે-શુધ્ધ થઈને અણુ રહે તોપણ શું રહી શકે છે? ૪૮ અણુશોધન થયા પછી શું રહે છે? ૪૯ અણુશુદ્ધ-નિર્વિકલ્પ પછી શરીર છૂટી જાય છે. સાધકને માટે ૪૯ શુદ્ધ થતાં શરીર છૂટી જાય છે. તે વખતે બ્રહ્મજ્ઞાન થાય છે-પોતે ચૈતન્ય છે. ૨૦ અણુશોધન પછી જો મૃત્યુ થઈ જાય તો એટલાં અણુ શુદ્ધ થઈ ગયા; અશુદ્ધ અણુ સાથે ચાલી ગયા. સાધકની કર્મ દ્વારા કાયાને Evolve (ઉત્પન્ન) કરે છે. સાધકનો માર્ગ વિયોગનો છે. શુદ્ધ અને અશુદ્ધ અણુ અલગ, પરમાણુ અલગ-સાધકની ચરમ અવસ્થા. કૈવલ્ય, સાધક ગુરુ તો નથી...કોઈ વાર ગુરુ કરતાં શિષ્ય પણ આગળ વધી જાય.

યોગીમાં ગુરુકૃપા-યોગમાં કર્મ, પરમાણુનું કર્મ જોઈએ; પરમાણુનો ઉત્કર્ષ થવો જોઈએ. પરમાણુને ઈન્દ્રત્વ પ્રાપ્ત થયું. પરમાણુ પરમેશ્વર છે. ઊર્ધ્વ અર્ધ ગતિ. દેવતાના શરીરની પ્રાપ્તિ થાય અથવા જો પ્રાપ્તિ થશે. પરમાણુમાં કંઈ નથી. સુકર્મ, દુષ્કર્મ બધું અણુનું છે. વાસ્તવમાં આરોપ પરમાણુમાં થઈ જાય છે; છતાં પરમાણુ નિષ્ક્રિય છે. પરમાણુ તો પરમાણુ જ રહ્યું. વળી એ પરમાણુ છે, અંશ છે. પરમાણુનું પણ કર્મ હોવું જોઈએ. સ્વરૂપના વિકાસનું કર્મ જોઈએ એટલાં માટે ગુરુની કૃપા જોઈએ. પરમાણુમાં કાયા સંબંધ હોવો જોઈએ. પરમાણુની કાયા નથી. કાયા અણુની છે. આત્મા આત્મા જ રહે છે. આત્માએ પરમાત્મા થવું જોઈએ. ગુરુકૃપા સિવાય એ નથી બનતું. પરમાણુને વેધ કરી ઉપર લઈ જાય છે. એટલે દીક્ષા લેવી જોઈએ. ગુરુ છે યોગી.

ખંડગુરુ કે શક્તિપ્રકાશ કરે તો ૧૦૫ સુધી જઈ શકે. ૧૦૭ સુધીનો ગુરુ ૧૦૭ સુધી લઈ જઈ શકે. અમે કર્મ કરીશું. ગુરુનું સ્તર નિર્મલધામ-ગુરુધામ છે. કોઈ પરમ ખંડગુરુની કૃપા મેળવી, એટલે જ્યારે ગુરુએ કૃપા કરી એ કૃપા જશે નહીં; એ કામ કરે કે ના કરે. ગુરુદીક્ષા પ્રાપ્ત કરી (મેળવી); એ કર્મ કરે કે ના કરે, ને જો મૃત્યુ થઈ જાય તો કાળના રાજ્યમાં નહીં જાય; એ ગુરુના ધામમાં જશે. જો કર્મ કર્યા પછી મૃત્યુ થવાથી એ પણ ગુરુધામમાં જશે. અનુગ્રહ સમાન છે. ગુરુધામમાં કાળની શક્તિ નથી. એ નિત્ય સ્થાન મળી ગયું. જોકે એનું કર્મ અપૂર્ણ હોય, કર્મ પૂર્ણ ન થવાથી વિકાસ નથી થતો. maximum વધારેમાં વધારે શું છે? ૧૦૫ ચિદાકાશ ઉપર. એથી આગળ નથી જઈ શકાતું. ૧૦૫ વિકાસ છે. મહાખંડયોગીનું ઓછામાં ઓછું ગુરૂધામ ઉપરની કોટિમાં રાજ્ય છે એનું નામ જ્ઞાનગંજ અથવા મહાગુરુધામ છે. maximum ૧૦૭ સુધી અથવા પૂર્ણ કર્મ કરી શકે તો દીક્ષા પ્રાપ્ત થયા પછી મૃત્યુ થાય તોપણ ગુરુધામમાં જાય. બેનું અંતર ખંડ ગુરૂથી પ્રાપ્તિ-ગુરુધામ.

દીક્ષાના સમયમાં ગુરુ પોતાના તેજનો સંચાર શિષ્યમાં કરે છે. સંચાર કરવા માટે અણુની પરિધિમાં ખેંચી લે છે-યોગનિંદ્રાના-અણુને અથવા દેહના અણુને ખેંચે છે. પરમાણુ જેમ

ને તેમ રહે છે. પરમાણુ ખેંચતા મૃત્યુ થાય છે. દયાપૂર્ણ ઈંદ્રણ તે દીક્ષા જે જીવ વિકાસની દૃષ્ટિથી સાથે સાથે ચાલે છે. દૃષ્ટિ પરમાણુમાં પડે છે, પરમાણુ જાગી જાય છે, એનું નામ છે જાગરણ. દૃષ્ટિરૂપ ગુરૂશક્તિ પરમાણુની સાથે તેજરૂપમાં રહી જાય છે, કર્મ કરતાં કરતાં ગુરુકાયા બની જાય છે, જ્ઞાન દેહ છે. પરમાણુથી શું જ્ઞાનદેહ થયો? હવે પરમાણુનું કર્મ શક્ય છે. ગુરુની દીક્ષા પછી ઉપદેશ મળે છે-કર્મ કરો; કયું કર્મ? ગુરુની આજ્ઞાનું પાલન, બીજું કંઈ નહીં... શિષ્ય આજ્ઞાપાલન ન કરે તો પણ ગુરુની શક્તિ કામ કરે છે. ગુરુની શક્તિ કામ કરશે. આ આજ્ઞાપાલનથી જલદી થશે. જીવનો ઉદ્દેશ પૂર્ણતા પ્રાપ્ત કરવી. ગુરુધામમાં અથવા જ્ઞાનગંજમાં જવું એ ઉદ્દેશ નથી. કાં તો કર્મ પુરું કરે, ૧૦૨ થતાં લક્ષ્ય ખૂલી જાય છે, એટલે કર્મ કરવું જોઈએ. કર્મની સાથે અણુ ક્રમશઃ પરિપકવ થઈ જાય છે. બંધનનું જોર નથી રહેતું. ગુરુની શક્તિથી પરમાણુ-પાક ઢીલો થઈ જાય છે.... યોગીશિષ્યની-બનેલી કાયા મળી જાય છે. યોગીશિષ્યનું કર્મ ભિન્ન છે-તેને થઈ-જાગ્રત કુંડલિનિ-એટલે કે ગુરુદત્ત કાયા મળી જાય છે.

આધ્યાત્મિક ક્રિયા બધા અણુ ઉપર પડે છે. અણુ અલગ થવાથી કોઈ ક્રિયા નહીં રહે. સહસ્ત્રકમલનું બિંદુ ચિદાકાશ છે-કૈવલ્ય-ચિદાકાશ સ્થિતિ છે. યોગીના કર્મનો પ્રભાવ અણુ ઉપર પડે છે. યોગી વિરુદ્ધ ભાવને પોતાનો કરી લે છે... યોગીનો ઉદ્દેશ વિયોગ નથી... યોગશક્તિનો પ્રભાવ છે. યોગી કર્મને માને છે. અણુ શુદ્ધ થઈને પરમાણુથી યુક્ત થઈ જાય છે. ૪૯ અણુ પરમાણુથી મુક્ત થયા પછી કર્મ સમાપ્ત થઈ ગયું. બંનેમાં અણુની સમાપ્તિ થઈ જાય છે. જ્યારે પૂર્ણ કર્મ પૂરાં થશે, અણુ સમસ્ત આવી જશે ત્યારે ૧૦૫ છે... બહારની વિભૂતિને યોગેશ્વર્ય સમજે છે. જો કે યોગેશ્વર્ય ચૈતન્યાભૂતા શક્તિ છે. ઈશ્વર જ તો યોગી છે; એ યોગભૂમિ ૧૦૫ છે. પછી ઈશ્વર સુધી વિકાસ થાય છે. યોગદીક્ષા મેળવતાં પણ લોકલોકાંતરનો પ્રભાવ નથી પડતો. ક્રોધનું ઉપાદાન ના મળે તો તે કંઈ કરી શકે નહીં. અંદર નિર્બીજ થઈ જવું જોઈએ-નિર્બીજ એટલે કામ, ક્રોધથી રહિત. યોગમાર્ગમાં નિર્બીજ થવું જોઈએ. ભીંતરમાં અણુ નિર્બીજ થતાં બહારના અણુ કંઈ કરી શકતા નથી.

પ્રશ્ન : યોગીશિષ્ય ને સાધકશિષ્યમાં શો ભેદ છે?

યોગીશિષ્ય એ છે-પરમાણુ આવવાને સમયે ભિન્ન ભિન્ન સ્તર લાગે છે. દીક્ષા કોઈ આધારમાં જાય છે; આધાર પ્રકૃતિનો છે. ત્રણ level છે. (૧) ચિત્ત પ્રકૃતિ (૨) અચિત્-શુદ્ધ ને અશુદ્ધ. તેમાં શુદ્ધ તે મહામાયાનું થર (પડ) અને અશુદ્ધ. અચિત્ પ્રકૃતિ તે મહામાયાનું થર-માયાનું થર ના લાગે ત્યાં સુધી માતૃગર્ભમાં આવી શકે નહીં. બધાં શરીર યોનિજ છે. એ રીતે એક દૃષ્ટિથી શુદ્ર છે. કોઈને મહામાયાનું થર તો કોઈને ચિન્મય પ્રકૃતિનું થર-બધામાં વસ્તુ પડી છે. પણ થરમાં ભેદ છે. જેનું બ્રહ્મ થર-બ્રહ્મ સુધી મહામાયા. માયાનો ભેદ, મહામાયાનો ભેદ-બ્રહ્મમાં બે થર છે, માયાનું થર નહીં ત્યાં કર્મની સંભાવના નહીં એને માટે માયામાં અશુદ્ધતા મળી છે; સૃષ્ટિ છે, આકાર છે. મહામાયા માયાની ઉપર છે ઈશ્વર, દેવતા, બધું મહામાયાનું થર (પડ) છે. સાધક આધારમાં જેટલું નષ્ટ કરે એટલું મળશે, યોગીમાં જેટલી ધારણ કરવાની શક્તિ એટલી શક્તિ આપે છે. વિશ્વામિત્ર ક્ષત્રિય હોવા છતાં બ્રાહ્મણ થયાં. એનો આધાર લેવો જોઈએ; આધારમાં-થરમાં તારતમ્ય છે.

પ્રશ્ન : યોગીગુરુ શું ફર્યા કરે છે?

ગો.ક. : યોગીગુરુ ઘણા છે. મહાયોગી ઘણા થોડાં છે. અખંડગુરુ એક છે. આધાર જોઈને કરૂણા કરે છે.

મા : આધાર પણ બનાવી લે છે.

## તા. ૨૫ જાન્યુઆરી, પોષ વદ ૧૧, મંગળવાર, વિધ્યાચળ

શ્રીમા મહેશ ભટ્ટાચાર્યના પૂર્વ તરફના વરંડામાં ભક્તોની સાથે બેઠી છે. પંડિત ગોપીનાથ કવિરાજ પણ શ્રીમાની સાથે બેઠા છે. અખંડ યોગના સંબંધમા આલોચના ચાલે છે.

ગોપીનાથ કવિરાજ : દીક્ષા પરમેશ્વરનો અનુગ્રહ છે. પરમેશ્વરમાં પાંચ શક્તિ છે : (૧) સૃષ્ટિ (૨) સ્થિતિ (૩) સંહાર (૪) અનુગ્રહ (૫) નિગ્રહ. તેમાં મુખ્ય બે શક્તિ : (૧) અનુગ્રહ અને (૨) નિગ્રહ.

નિગ્રહ એટલે પૂર્ણ હોવા છતાં પોતાનામાં અપૂર્ણ બની જવું. તેને તિરોધાન શક્તિ પણ કહે છે. નિગ્રહશક્તિથી શિવ જીવ બની જાય છે. શક્તિનું ઉન્મીલન-નિર્મિલન પોતાનું સ્વાતંત્ર્ય છે. દીક્ષા વ્યાપાર અનુગ્રહ શક્તિનો વ્યાપાર છે. અનુગ્રહ કરવાનો કાળ પણ નિયત છે. નિગ્રહ પૂરો થતાં અનુગ્રહનો આરંભ થાય છે એટલે ભગવતકૃપા તો છે જ. ભગવદ્-અનુગ્રહશક્તિનો સંચાર થયા પછી દીક્ષા થાય છે. દીક્ષા એક પ્રક્રિયા છે. અનુગ્રહ જે થાય છે એ સ્વાભાવિક. દીક્ષા દેતાં પહેલાં ગુરુ જુએ છે કે દિવ્યતાનો સંચાર (divine discent) થયો છે કે નહીં. ગુરુ ઘણી વાર કહે છે કે હજી સમય નથી આવ્યો. આત્મા પર શક્તિપાત એટલે કૃપાનો સંચાર નથી થયો તો દીક્ષા નથી આપતાં. દીક્ષા શક્તિપાત ઉપર આધાર રાખે છે. પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે એક આત્મ કર્મ-આત્મશક્તિના વિકાસ ઉપર, self શક્તિની ઉપર ભગવાનની કૃપા નથી હોતી. પુરુષકાર થવાથી-પુરુષકારનું કાર્ય તત્વભેદ. વિશ્વ એક વિભિન્ન તત્વોની સમષ્ટિ છે,-આત્મકર્મની જરૂરિયાત છે. આત્મકર્મ પુરુષકાર સાપેક્ષ છે. સાંખ્યમતથી ૨૪ તત્ત્વ છે, આગમમતથી ૩૬ તત્ત્વ છે. બધાથી નીચે પૃથ્વીતત્ત્વ છે. પ્રત્યેક તત્ત્વની ઉપર જવું પડે છે. સમગ્ર જગત માયાની રચના છે. માયાનાં ૩૧ તત્ત્વ છે. બધાં જ તત્ત્વોનો ભેદ થઈ શકે છે. માયા તત્ત્વ સુધી ભેદ કરવા છતાં અનુગ્રહ નથી થઈ શકતો. એમ પણ હોઈ શકે છે કે એક માણસમાં તત્ત્વભેદ નથી થયો છતાં અનુગ્રહ થાય છે. (૧) મલપાક. દા.ત. આંખમાં મોતિયો થયો હોય પણ પાક્યો ના હોય તો ઓપરેશન ના કરે તેવી રીતે મળ પણ પાકે છે. પરમાણુ ઉપર અણુનો ઘેરાવો, કાળના પ્રભાવથી પરિપકવ થાય છે. વિશિષ્ટ કર્મથી પણ પરિપકવ થાય છે. કર્મ પરિપકવ થતાં વૈરાગ્ય થાય છે. એનાથી આપોઆપ ત્યાગ થઈ જાય છે. મળ પરિપકવ થતાં તે જતો રહે છે, એનો process દીક્ષા છે. મળ પરિપકવ થતાં ભગવાનનો અનુગ્રહ થશે. સાધુ, અસાધુનો ખ્યાલ નથી હોતો; જે મળથી શિવ જીવ થયો છે-દીક્ષારૂપ ક્રિયાથી તે મળને દૂર કરવામાં આવે છે. દીક્ષા એ original operation છે. કોઈને માયાતત્ત્વ સુધી ભેદ કર્યો છતાં ભગવદ્-અનુગ્રહ ના થયો. માયાભેદ એટલે કૈવલ્યપ્રાપ્તિ થઈ છતાં ભગવત્તતા નથી આવી; હજી સુધી એનામાં અણુ છે; શુદ્ધ અણુ છે પણ મળ પરિપકવ નથી થયો. માયાતીત અવસ્થાને વિજ્ઞાન 'કલ' કહે છે તોપણ એ પશુની અવસ્થા છે, કોઈને બે તત્વનો ભેદ થયો, મળ પરિપકવ થઈ ગયો તેને અનુગ્રહ થઈ જાય છે. ભદવદ્-અનુગ્રહથી શું થાય છે? એનાથી બિંદવકાયા મળી જાય છે. મહામાયાથી કરાયેલી કાયા તે બિંદવકાયા. એને spiritual અથવા preumatic body કહે છે. એ કાયા આપવાવાળો ગુરૂ છે, અથવા તેને ગુરૂદત્ત કહે છે. દરેક તત્ત્વનો એક દેહ હોય છે. ગુરૂદત્ત કાયા શુદ્ધ કાયા છે. પાર્થિવ કાયામાં આવવું-જવું છે, બંને કાયા coincide કરે છે; તત્વભેદ થતાં જેમ બાલ્યવસ્થાનો ભેદ કરી યૌવન દેહ આવે છે, એમ થાય છે. પૃથ્વીતત્ત્વભેદ એટલે પૃથ્વીતત્ત્વ, જળતત્વવમાં જાય છે-એમ કરતાં કરતાં માયાતત્ત્વ સુધી જાય છે. જેઓએ પુરુષકારથી માયાભેદ કર્યો એ સમયે ભઘવદ્-અનુગ્રહ આવી જવાથી બિંદવદેહ મળી જશે. એ અવસ્થામાં એ ઈશ્વર થશે. એ અધિકારી સમગ્ર માયાતત્ત્વ ઉપર ગયો. ૩ તત્ત્વભેદ કર્યા એ સમયે ભગવદ્ અનુગ્રહ થવાથી ૩ તત્ત્વ ઉપર ઈશ્વર

થઈ ગયો, પ્રત્યેક ભુવનમાં ઈશ્વર છે. માયાતીત થવાથી બિંદવદેહ મળવાથી આ દેહ સાથે માયિક દેહ રહેશે નહીં, તેનું મૃત્યુ નહીં થાય-ગુરૂદત્ત કાયાનો નાશ નહીં થાય. આ દેહ મહાપ્રલય સમયે નષ્ટ થશે. મૂળમાં બ્રહ્મપ્રાપ્તિ માટે બે રસ્તા છે: (૧) દેહને વર્જ્ય કરવાનો એટલે ત્યાગ કરવાનો, (૨) દેહની અંદર પેસવાનો...

(૧) જ્ઞાન, ભક્તિ, કર્મ-ઉપાસનામાં છેવટ દેહનો ત્યાગ કરે છે. દેહ વર્જ્ય કેવી રીતે થાય છે? દા.ત. યોગમાર્ગમાં ચિત્તને એકાગ્ર કરવાથી પ્રજ્ઞાનો ઉદય થાય. જેમ પ્રકાશ વધતાં વધતાં પૂનમ આવે તેમ પૂર્ણ વિકાસ થઈ જતાં પૂર્ણતયા extinguish થઈ ગયા એ પ્રકાશ મનનો છે. તે પૂર્ણ પ્રકાશ થયા પછી નિર્વિકલ્પ અવસ્થા આવી ગઈ. આત્મસ્વરૂપમાં સ્થિત થઈ ગયા. આત્મા સર્વત્ર વર્તમાન છે. અજ્ઞાન હઠી જવાથી આત્મપ્રાપ્તિ છે, જેમાં પ્રતિબંધક મન છે; જ્યારે મન હઠી જશે ત્યારે આત્મસ્વરૂપ પ્રકાશ થઈ જશે. ઉપાસનામાં પણ એમ જ છે. છેવટ પોતાનું સ્વરૂપ જ રહે છે. વેદાંતમાં નેતિ નેતિ કરતાં જાય છે, જે નથી તે વર્જિત થઈ જાય છે, આપોઆપ સ્વરૂપમાં સ્થિત થઈ જાય છે. એ રીતે ભક્તિમાર્ગમાં પણ થાય છે. ભક્તિ જ્ઞાનમાં પરિણત થાય છે. ભાવાતીત થઈ ગયા તો દેહ રહેતો નથી, એ આત્મસ્વરૂપ સ્થિતિ છે. લીલાતીત અવસ્થા આવી ગઈ.

(૨) દેહની અંદર પ્રવેશવાનો-દેહમાં પ્રવેશ કોણ કરે છે? મન પ્રવેશ કરે છે. કયું મન? આ મન પ્રવેશ નથી કરતું. મનની શક્તિ જાગ્રત થઈ પ્રવેશ કરે છે. ઉપરના (૧) માર્ગમાં મનનું જાગરણ નથી થતું. દેહનું વર્જન એટલે કે દેહનો ત્યાગ ક્યાં કરશો? દેહને પોતાનો કરી લેશો. જેઓ દેહને જડ માને છે તેઓ દેહને અલગ કરે છે. જ્યારે યોગમાર્ગ કહે છે કે દેહને પણ ચૈતન્ય કરો. આ શરીરનો જય કરવો એટલે પોતાનું બનાવી લેવું. પહેલામાં મન હતું-અચિત્-શક્તિ. અહીં મન ચિત્તશક્તિ છે. દેહનો ભેદ કેવી રીતે કરશો? ચિત્તશક્તિ દ્વારા ભેદ કરવાનો છે. મનને જાગ્રત કરવા કુંડલિનીને જાગ્રત કરવી પડે છે. પૂર્ણ રીતે કુંડલિનીને જાગ્રત થતાં દેહ ચૈતન્ય થઈ જશે. એને પોતાનો બનાવી લેવો એટલે કે matter ને spiritulise કરવાનો હોય છે (પદાર્થને ચૈતન્યયુક્ત કરવાનો છે.) એમાં માયાને પોતાને આધીન બનાવીને દેહની આગળ ચાલી જવું એ ચૈતન્યશક્તિને દેહને પૂર્ણ કરીને આરપાર કરશે. એમાં દેહ આસાન બની જશે. દેહને ચિન્મય બનાવી દેવાનો છે, એ યોગમાર્ગ છે. ત્રણ પ્રધાન સ્થિતિ: (૧) સહસ્ત્રાર ભેદ કરીને બ્રહ્મરંધ્રમાં, (૨) કંઠમાં વિશુદ્ધ ચક્રમાં, (૩) નિમ્નબિન્દુમાં......(મહામાયાનું જગત ત્યાં મૃત્યુ) કોઈનો થોડો ભાગ ચૈતન્યમય થઈ ગયો તે પછી મૃત્યુ થયું. જેટલું થયું તે તો પોતાનું થઈ ગયું; તેમાં દેહ આસાન થઈ ગયો અને આત્મા આસીન બની ગયો.

ઉર્ધ્વમાર્ગમાં જવા માટે ઘણા રસ્તા પ્રકાશિત થયા છે, ઘણા સંપ્રદાય-સહજ સંપ્રદાય, હઠયોગ, ગોરખનાથ, કબીરપંથી-બધા દેહભેદ કરી ઉપર જાય છે...બાકી જ્ઞાનભક્તિ, પાતંજલ, વગેરે દેહવર્જન-દેહત્યાગ કરીને જાય છે.

જગતના સઘળા જીવ શું ચૈતન્ય થઈ શકે છે? આ ઉર્ધ્વગતિ પામે છે? જગતને વર્જન(ત્યાગ) કરીને જાય છે. પોતે બ્રહ્મને મેળવે છે. યોગમાર્ગવાળા રસ્તો બનાવતા બનાવતા જાય છે. ચાર આની જેટલું જો બનાવી લીધું. કોઈ યોગીએ આવી ચાર આની જેટલું આપ્યું. કરતાં કરતાં સમગ્ર વિશ્વભેદ થઈ જાય છે. અખંડ યોગ શું થાય છે? આત્મા વિશ્વના અંતરમાં બેસી જાય-સમગ્ર વિશ્વ તેની કાયા બની જશે.

મા : આત્મા રાજ્યમાં બેસી જશે? અત્યાર સુધી શું નથી થયું! સમગ્ર વિશ્વનો અતિક્રમ કરી યોગી નથી ગયો. કોઈ તૃતીય ભૂમિ બનાવતો નથી. આગળથી બનાવી રાખ્યું છે એ

કારણથી દેહપાત થાય છે. યોગમાર્ગ આત્મા અને દેહને એક કરી દે છે. એથી એ અમર થઈ જાય છે.

પ્રશ્ન : યોગીએ એના ૧/૧૦ કર્યા-વ્યષ્ટિરૂપથી કર્યું કેમ?

ગો.ક. : વ્યષ્ટિરૂપથી. જો કોઈ યોગી પૂર્ણ રૂપથી કરે તો વિશ્વના પૂર્ણ રૂપથી થઈ જાય. સમષ્ટિ થતાં મૃત્યુ નથી થતું. એણે યોગીનું જેટલું ચૈતન્ય બનાવ્યું પછી મૃત્યુ થયું તો જેટલું થયું એ અમર ચૈતન્ય થઈ ગયું. એ સમયે અણુ-પરમાણુનો ખેલ થાય છે. એની અંદર કાળનો ખેલ નથી થતો. કુબુદ્ધિ નથી રહેતી કર્મ રહે એમાં સ્વભાવનો ખેલ ચાલે છે.

પ્રશ્ન : ત્યાં વૈચિત્ર્ય રહે ક્યાંથી?

ગો. ક. : ત્યાં પણ અનંત છે કારણ કે કાળ નથી. એમાં શક્તિનું સ્ફુરણ છે. વૈચિત્ર્ય રહી જશે. સઘળું લઈને ચિન્મય રહેશે.

પ્રશ્ન : ચિન્મય હોતા એ વૈચિત્ર્ય રહે?

ગો. ક. : એ રૂપથી રહેશે...આ મનને કોઈ સાથે નથી લઈ જતું. મૃત્યુ સમયે મન જતું નથી. યોગી અણુને લઈ જાય છે. યથાર્થ મનનું કર્મ નથી થયું. જગતમાં જે ચાલે છે તે પ્રાણનું કર્મ છે. જગતમાં જેટલા મૃત્યુ થઈ ગયાં છે બધાંનાં મન પડેલાં છે. ખ્રિસ્તી ધર્મમાં પુનરુત્થાન (resurrection) ની વાત છે. સર્વનાં મન સૂતેલાં પડ્યાં હતાં. જ્યાં સુધી પૂરો દેહ જાગે નહીં ત્યાં સુધી મન જાગશે નહીં અથવા પૂર્ણ દેહ કોઈ જાગે તે સઘળાં મન જાગી જશે. આત્મા પોતપોતાના સ્તરમાં છે. આત્મા વ્યાપક વસ્તુ છે. એ શુદ્ધ છે. મન છે, જ્યારે જે મન લઈને આવ્યા હતા, મૃત્યુ સમય મનને છોડીને ગયા છે. યોગી અણુને લઈ જઈ શકે છે. પરંતુ મનને નહીં. નાભિનું કર્મ જોઈએ-બે સહસ્ત્ર દળ છે-(૧) અધોમુખ (૨) ઊર્ધ્વમુખ. એ નાભિનું કર્મ નહોતું થયું. ૧૦૫ યોગી છે, ૧૦૭ યોગી છે તેમની નાભિ જાગ્રત નથી થઈ; (દસ યોગીમાંથી નવની નાભિ જાગ્રત નથી થઈ.) નાભિની સાથે સૂર્યમંડળને સંબંધ હોય છે. બ્રહ્મરંધ્રથી જે સૂર્યમંડળ જાય છે એમાં બોધ નથી રહેતો. નાભિથી સૂર્યમંડળમાં બોધ થતાં સાથે જાય છે. ગુરૂદત્ત કાયાની નાભિમાં રકતકમલનો વિકાસ થઈ જાય છે. ૧૦૭ સુધી જ્યારે પહોંચી જાય ત્યારે રકતકમલ ફૂટી જાય છે. ગુરૂદત્ત શું ૧૦૭ સુધી છે? મહાખંડ ગુરુની કાયા છે. હજી સુધી ૧૦૮ અખંડ ગુરુ પ્રકટ નથી થયા! એક દેહથી દેહ થાય છે, કાયા નાની થતાં થતાં એકદમ નાની થઈ જાય, ત્યારે નીલકમલ પ્રગટ થાય છે, તે પછી centre શ્વેતકમલ બની જશે. એ centre ફરીથી વિરાટ થઈ જશે. એ centre નૂતન વિશ્વનું centre છે. મનુષ્યદેહ કર્મદેહ છે. જેટલી ઉતરતી કક્ષા એ બધા ભોગદેહ.

પ્રશ્ન : આપ પોતાની પારની વાત બોલો છો-એટલે નિર્માણકાયા.

ગો.ક. : નિર્માણકાયા-અસ્મિતાતત્ત્વ-શુદ્ધ અહં પ્રાપ્ત કરે છે. જગતમાં ઉપદેશ આપવા... નવનિર્માણકાયા પ્રકટ કરે છે. જેની લૌકિક ક્રિયા નથી તે કાયા અસ્મિતાથી પ્રકટ કરે છે. શંકરાચાર્યના ગુરુના ગુરુને શુકદેવે નિર્માણકાયાનો ઉપદેશ કર્યો - બુદ્ધની ત્રણ કાયા - (૧) સંભોગકાયા-આનંદમય કાયા- જેમકે નિત્ય વૃન્દાવન. (૨) ધર્મકાયા. (૩) નિર્માણકાયા... નિરાકારરૂપે ગુરુ, સાકારરૂપે શિષ્ય-એક આધારે બંને ઈશ્વર થઈ જાય. શ્રીમા પ્રશ્ન કરે છે-રકતકમલ વિખરાઈ જાય ખરું?

ગો.ક. : રકતકમલ વિખરાઈ જાય નહીં-શુદ્ધ કાયા વીખરાઈ જાય. કાયાનો આકાર આ છે.

આ કાયાના હૃદયમાં નીલકમલ-એ કાયા જ્યારે બિંદુરૂપમાં પરિણત થાય ત્યારે શ્વેતકમલ દેખાય.

શ્રીમા પ્રશ્ન કરે છે : નીલકમલ શું શ્વેત થઈ જાય?

ગો. ક.: ના, જુદું રહે-બાકી એક થઈ જાય. સઘળાની એક વસ્તુ.

મા : બધાની સાથે સૂત્ર કરી દે છે ને?

પ્રશ્ન : રકતમલદલની સંખ્યા છે?

ગો.ક.: અનંતદલ છે-ષટ્ચક્રમાં. મૂળાધારમાં ૪ છે, સ્વાધિષ્ઠાનમાં ૬, મણિપુરમાં ૧૦, અનાહતમાં ૧૨, વિશુદ્ધમાં ૧૬, આજ્ઞામાં ૨=કુલ ૫૦. એક એક દલ માતૃકા છે. મેરૂ તે કૂટાક્ષર છે. આ તો અખંડ માથી ખંડ માનું રૂપ, એટલે ષટ્ચક્રભેદ તે માતૃકાભેદ છે. (આ ૫૦ તે alphabetના મૂળાક્ષરો)ચક્રની આજુ બાજુ નાડીઓ પ્રમાણે યોગશાસ્ત્રમાં આ દલની સંખ્યાગણતરી કરી છે-માત્રિકાનું તત્ત્વ સાથે જોડાણ.)

['The cosmic Shakti is the collectivity (Samashati) in relation to which the Kundalini in particular bodies is the Vyashti (Individual) Shakti.....From the Mahakundalini the universe has sprung. In Her Supreme Form She is at rest, coiled around and one (as Chidrupini) with the Siva-bindu (Chidrupini Shakti in the sahastrara). She is then at rest, She next uncoils Herself to manifest. Here the three. Coils, of which the Kundalini Yoga speaks are the three Gunas and the three and a half coils are the Prakriti and its three Gunas, together with the Vikritis. Her 50 coils are the letters of the Alphabet. As she goes on uncoiling, the Tattvas and the Matrikas, the Mother of the Varnas, issue from Her. She is thus moving and continues even after creation to move in the Tattvas so created. For, as they are born of movement they continue to move. The whole world (Jagat), as the Sanskrit term implies, is moving. She thus continues to be creatively active until she has evolved Prithvi, the last of the Tattvas. First She creates mind and then matter.'

Kundalini Yoga-by
**Shri Swami Sivananda**]

પ્રશ્ન : માળામાં ૧૦૮ કેમ?

ગો.ક.: ૫૦ અનુલોમ, ૫૦ વિલોમ-૮ ગુરુ માટે; અષ્ટદલ ગુરુને માટે. ૧૦૦ જપ શિષ્યને મળે છે. ૮ જપ ગુરુદક્ષિણા છે. ૧૦૮ કરો એ કરતાં ૧૦૦૦ કરી ૮ કરવા સારા છે કારણ કે ૧૦૦૦ સાથે કરવામાં શક્તિનો flow સતત રહેશે.

પ્રશ્ન : ગુરુના ૮ કેમ?-૯ કેમ નહીં?

ગો.ક.: ૮ દળ છે માટે.

પ્રશ્ન : વ્યષ્ટિકુંડળી, સમષ્ટિકુંડળી શું?

ગો.ક.: જીવને અભિમાન હોય છે-જીવ તે વ્યષ્ટિ, સમષ્ટિ બે રીતે: (૧) વ્યષ્ટિ, (૨) સમષ્ટિ, (૩) મહાસમષ્ટિ.

બ્રહ્માંડ-સમગ્ર સૃષ્ટિ-બ્રહ્માંડની સમષ્ટિ.

વિશ્વકુંડલિની જાગરણ અને અખંડ જાગરણ એક વસ્તુ; વિશ્વકુંડલિની જાગતાં બધાંનો ઉદ્ધાર થાય....પ્રકૃત કુંડલિની બાકી જે કહી તે.

કુંડલ- કાલસર્પ-ખ્રિસ્તીઓ serpent કહે છે.

અખંડ યોગમાં ભગવાનનું સ્થાન શું, કયું?-એ પ્રશ્નના ઉત્તરમાં કવિરાજ કહે છે-ભગવાન જ તો અખંડયોગી છે-undivided.

પ્રશ્ન : જે આટલા માર્ગ છે કૈવલ્ય તરફ?

ગો.ક. : હા, લોકલોકાંતરમાં જઈ ભોગ કરે છે. કૈવલ્યનો ભેદ કરવો જોઈએ.

પ્રશ્ન : યોગીએ દીક્ષાપ્રાપ્તકર્મ કરવું-કેમ?

ગો.ક. : કર્મનો અર્થ-જેમ આપ સર્વ નિદ્રિત રહો છો ત્યારે spritual function automatically કામ કરે છે. નિરંતર કર્મ નથી થતું, અખંડ કર્મ કરવું જોઈએ...

પ્રશ્ન : કર્મ કેમ?

ગો.ક. : ગુરુ જે કરે તે કર્મ કરવાનું છે. જે રીતે થાય તે રીતે કરો; જે ખરું કંતાય છે,-થાય છે તે અંદર-ભીંતરમાં થાય છે. દરેક કર્મનો એક એક એકમ હોય છે. કર્મ પૂરું થતાં જોવામાં આવે છે. એક levelથી બીજા levelમાં જાઓ તેમ જોઈ શકાય છે. એ કર્મ શ્વાસની સાથે સાથે ચાલે છે. આ જગતમાં કુંભક સત્ય નથી. પોતાના માર્ગમાં કુંભક સિવાય પણ ક્રિયા છે. વાયુ સામ્ય થતાં (શ્વાસની ગતિ સમતોલ થતાં) સઘળું જોઈ શકાય છે.

પ્રશ્ન : પૂર્વકર્મનું કંઈ ના થાય? બધાંને અંદર inherent variations એ શું ભગવાનનો ખેલ છે?

ગો.ક. : ખેલ જ સમજવો. યથાર્થ યોગમાર્ગથી બતાવે છે. શક્તિ અણુ પ્રવિષ્ટ કેવી રીતે થાય છે, કયા માર્ગથી? માર્ગ પુરૂષાણ- એ માર્ગથી પ્રવેશ થાય છે. અમારો ક્રમ જુદો છે. એ વખતે અમારી પાસે જે કંઈ છે તે કાળની સૃષ્ટિ છે. ગુરૂના અણુપ્રવેશ થતાં કર્મની સાથે સાથે સૃષ્ટિ થતી જાય છે. એવો સમય છે કે ગુરુશક્તિ પણ exhaust થઈ જાય. છે. આત્મશક્તિની સૃષ્ટિ થાય ત્યારે વિકાસ થાય છે. પહેલાં પુરૂષાંડથી શક્તિ પ્રવેશ થાય છે. શરીરની ડાબી બાજુ પાંસળી પાસે જરા ઉપર બ્રહ્મગ્રંથિ, વિષ્ણુગ્રંથિ હોય છે-તે પછી કંઠ....તરફ ચિત્ત સરોવર છે, ત્યાં સૃષ્ટિ નથી, જ્યાં કમલવિશેષની પછી ઉપર રસ્તો છે... નીરવ હૃદયમાં અણુઓ છે, એમાં ભિન્ન ભિન્ન વૃત્તિઓ છે. નીચે શક્તિની ક્રિયા થાય છે...શ્વાસ ઉપર પ્રભાવ પડે છે. સૃષ્ટિ શ્વાસ દ્વારા થઈ છે, પછી જેમ બાલ્યમાંથી યૌવનનો વિકાસ... એમ એમાં પણ હોય છે. ત્યાં શુદ્ધ ઉપાદાન આકર્ષણ કરી મોકલે છે. બહારથી લેવાની છોડવાની વસ્તુ માત્ર શ્વાસમાંથી છે..શ્વાસ એક માત્ર શસ્ત્ર છે. જ્યારે બાળકનો જન્મ થાય છે, નાભિરજ્જુ કાપવામાં આવે છે. સહુથી પહેલાં શ્વાસથી જીવનનો આરંભ. મૃત્યુનો અર્થ છેલ્લો શ્વાસ બહાર નીકળવો. એ બંનેની હદમાં જીવન છે એ ખંડભાવથી છે...પરંતુ ગુરુશક્તિ જ્યારે થાય...ગુરુ અખંડ વસ્તુ છે. ગુરુની શક્તિથી અખંડ આવી જાય છે...એનું નામ છે બોધ. એને કહે છે ૧૦૧....પૂરા coincide એકાગ્ર થતાં પત્તો લાગી જાય છે, Bud (કળી) ઉત્પન્ન થઈ જાય છે. જે કાળનો નાશ કરવાવાળું છે. કર્મથી ગુરૂદત્ત શક્તિ મેળવી કર્મની સાથે જ્યારે Bud થાય છે એટલે કે બોધ ઉત્પન્ન થઈ ગયો. આ Bud-ભ્રૂમધ્યમાં સૂર્યપ્રકાશનું કિરણ મળતાં સૂર્યરશ્મિથી તે વિકસિત થાય છે. કમળ બની જાય છે-જે જ્ઞાનસૂર્ય. ૧૦૦ યોગનિદ્રા, ૧૦૧ બોધ, ૧૦૨ જ્ઞાન, ૧૦૩ ભાવ, ૧૦૪ ગુણ કે ચિદાકાશ, ૧૦૫ મહાભાવ, ૧૦૬ મહાજ્ઞાન, ૧૦૭ મહામાયા પરમ પ્રકૃતિ-પરમાત્મા (શુદ્ધ માયા), ૧૦૮ બ્રહ્મ-ગુરુસ્થાન, શુદ્ધ ચૈતન્ય-અખંડ ગુરુ.

૧૦૧ લઈ ભૂમિ શરૂ થાય. બોધ કેમ કેવો છે? (છોકરા રમી રહ્યાં છે, hide and seek -છુપાઓ અને શોધો-જીવન ખોજ કરવા નીકળે-અવાજ અનુસરતાં બીજે ચાલી જાય-એ રીતે ઘૂમતા રહે) એ જે અવાજ આવી રહ્યો છે તે ૧૦૧. કર્મ કરતાં કરતાં પત્તો લાગે છે કે કોઈ વસ્તુ

છે, પોતાના અંતરાત્મા સાથે બોધ થાય છે-વસ્તુ છે, પત્તો મેળવવો જોઈએ. અહીં યથાર્થ શ્રદ્ધા વિશ્વાસ શરુ થાય છે.

મા : છે-અસ્તિ-માનીને વિશ્વાસ.

ગોપીબાબુ : એ આનંદ શોધવા લાગે છે-શોધવાનું છે તે જ્ઞાન છે. શોધવાની વસ્તુ અંદર છે, શોધે છે બહાર. જેમ કસ્તુરી મૃગ (નાભિમાંથી ગંધ આવે છતાં સમગ્ર વિશ્વમાં શોધે.) બહિર્મુખી ગતિ બંધ થાય, જ્ઞાનનો ત્યાં અંત થશે ત્યાં હૃદયમાં-ભાવમાં (૧૦૩) પ્રવેશ થાય છે. સરોવરમાં Bud છે તે બોધ રૂપી છે. જે કર્મ કરે છે એ આંખથી જુએ છે. Bud-કળી ઉપર જઇ કમળ બની ગયું. ચિત્ત-સરોવરથી નાળનો સંબંધ રહી ગયો, તે પછી નાળલીન થઈ જતાં-પછી લલાટમાં આવી ગયું. ફરીથી અંતર-જગતમાં છુપાઈ ગયું-તે નીચે ચાલી ૧૦૩માં ભાવરૂપ થઈ ગયું. એનું નામ છે પ્રેમ-સરોવર. બ્રહ્મરંધ્રમાં જ્યાં નિષ્કામ રસનો સમુદ્ર છે-૧૦૪ થઈ ગયું-ચિદાકાશ-ત્યાં યોગીલોક કાયા સાથે જાય છે, એ નિષ્કામ સ્થાન છે. યોગી નિષ્કામનો ભેદ કરી શુદ્ધ સકામમાં જઈ શકે છે-તે ૧૦૫ મહાભાવમાં ચાલી જાય છે. એ દરેક જગતમાં છે. એ રસ સરોવર ભરેલું છે. સાધારણ યોગી બ્રહ્મરંધ્રની ઉપર સૂર્યમંડળમાં ચાલી જાય છે એ બોધહીન થઈ જાય છે. મેરૂના સંધિ-સ્થાનથી ઉપર medullaમાં આવવાથી એ રસ જામી જતાં બિંદુ રુદ્રાક્ષના દાણા જેવું બની જાય છે. એમ ૫૦ મણકાં પૂર્ણ આવર્તન (માળા) થઈ જાય છે. વિશ્વાતીત થાય, દૃષ્ટિ નાભિમાં પડે...કંઠ-સ્થાનમાં સૂર્ય જે નાભિસમુદ્રમાં Bud devlop કરે ભાવની લહર મળી જાય, એની અંદરનું centre અષ્ટદલ લહરથી ક્રમશઃ Rib તરફ જાય. શ્વાસ-પ્રશ્વાસમાં જો રહે, શ્વાસ લે અને છોડે-પ્રશ્વાસ ધીરે ધીરે અંદર જાય છે. જેમ ચૈતન્ય શક્તિનો વિકાસ થાય ત્યારે પ્રશ્વાસ ધીરે ધીરે અંદર જાય. નિશ્વાસ અંદરનો છે. દેહમાં નિશ્વાસ પ્રશ્વાસ અંદર આવી ગયો-સમાન થઈ ગયા-એ કુભંક છે. આપોઆપ અંદર શ્વાસ-પ્રશ્વાસમાં આવી જાય, શરીર રક્ષા માટે થોડો શ્વાસ બહાર રહી જાય. શ્વાસ-પ્રશ્વાસ જે બરોબર છે એ ક્રિયાશક્તિ. ભીતરના વાયુના ધક્કાથી નાભિસમુદ્રમાં તરંગ ઊઠે છે એનું નામ છે ભાવનો તરંગ...ભાવની સમષ્ટિ-કમળરૂપમાં વર્તમાન છે-અષ્ટદલ રાજ્ય (નિત્ય વૃન્દાવન) તેનું (અષ્ટદલનું) નામ છે નવધાભક્તિ. ત્યાંથી રૂદ્ર હૃદયમાં જાય તે થયું વિસર્ગનું પહેલું બિંદુ... ૫૦ દાણા પૂરા બની જાય છે. circle થઈ જાય છે. એ રીતે મનનું કર્મ પૂરું થતાં અખંડ મન બની જાય. એટલે પૂરો દેહભેદ થઈ ગયો..........
(૧) બ્રહ્મરંધ્રમાં સમાપ્ત, (૨) કંઠમાં સમાપ્ત. બે બિંદુ થયાં-ઊર્ધ્વ અને અર્ધ્વબિંદુ. એ બેની મધ્યમાં સામ્ય છે ત્યાં આસન છે. એની ઉપર આસીત બેસશે.

મા : કોઈ કોઈને પૂછે છે-નીલકમલ થઈ ગયું-દર્શન કોને થયું?

ગોપીબાબુ : જેણે કર્મ કર્યું તેણે જોયું.

મા : ૧૦૭, ૧૦૮ જેને દર્શન થઈ ગયું તે ૧૦૮માં ચાલ્યાં ગયાં.

ગોપીબાબુ : ના, ૧૦૮માં નથી ગયાં...લક્ષ્ય ગયું છે...એ જડી જશે ત્યારે થઈ જશે. જેણે કર્મ કર્યું તેની સામે થયું-ત્યાં શબ્દ મળે છે.

પ્રશ્ન : આપે અનુભવથી વર્ણન કર્યું?

ગોપીબાબુ : હા, અનુભવથી બિલકુલ નિશ્ચય નથી.

મા : એક વાત સાંભળો. તમે બધા સમજે તેમ બોલો.

ગોપીબાબુ : લક્ષ્ય, કર્મ, સેવા એ ત્રણનો સંબંધ છે. ૧૦૦ ભેદ કરાવાવાળા થોડા છે. સાધારણ લોક ૧૦૦ની અંદર રહ્યા ૪૯ અણુનો ખેલ છે એ ખેલ જ્યારે પૂરો થાય ત્યારે જિંદગીનો અંત આવે. દીવામાં તેલ ખૂટે, બુઝાઈ જાય...વગેરે તત્ત્વાર્થ સમજાવે છે. (આ તત્ત્વાર્થ અતિ ગહન છે. આ પુસ્તકમાં તેને અતિવિસ્તૃત સ્વરૂપે મૂકવાની જરૂર નથી.)

### તા. ૨૬ જાન્યુઆરી, પોષ વદ ૧૩, બુધવાર, વિંધ્યાચળ

શ્રીમા આવીને બેઠાં છે. પંડિત ગોપીનાથ કવિરાજ પણ બેઠાં છે-વાત વાતમાં ગોપીબાબુ કહે છે.

ગોપીબાબુ : ભક્તિ બે પ્રકારની છે : (૧) સાધનભક્તિ, (૨) સાધ્યભક્તિ.

સાધનરૂપી ભક્તિ ક્રિયારૂપ છે-જેમ નવધાભક્તિ ક્રિયાત્મક છે. જપ, નામ, કીર્તન, ગુરુવાક્યપાલન, એ સર્વ ભક્તિનાં અંગ છે. એ ક્રિયાત્મક ભક્તિ છે. યથાર્થ ભક્તિ ભાવ રૂપ છે. સ્થૂળ દૃષ્ટિથી બે રસ્તા (૧) ક્રિયારૂપ ભક્તિ-અભ્યાસ કરતાં કરતાં સમય ભાવનો ઉદય થઈ જાય, સાધન કરે પછી ભગવાન કે ભગવાનના ભક્તનો અનુગ્રહ થાય. ભાવરૂપી ભક્તિ કોઈના આપવાથી મળે છે. કર્મ કરતાં કરતાં એની કૃપાથી આવી ગઈ. બિલ્વમંગળ, St. Paul ઉપર દૃષ્ટિ પડી હતી. ભાવરૂપી ભક્તિ જેનામાં જાગી તે ભક્ત. એ કેવી છે? આચાર્ય કહે છે :

((૧) પ્રવર્તક, (૨) સાધક, (૩) સિદ્ધ.)

નામઆશ્રય — મંત્રઆશ્રય

(સમજે ના સમજે નામ કરે)

(૧) પ્રવર્તક તેમાં નામઆશ્રય (સમજે ના સમજે નામ કરે) અને મંત્રઆશ્રય. નામ કરતાં કરતાં થાકી જાય. નામાભાસ, નામાપરાધ-ઘણું વર્ણન કરે છે. ભગવાનનું નામ કરવાની શક્તિ નથી, એટલે નામાભાસ-નામ કરવું પડતું નથી. આપોઆપ આવી જાય છે. નામ કરતાં કરતાં ચિત્તમાં શુદ્ધિ આવી જાય છે. સારી વસ્તુ માટે યોગ્યતા આવી જાય પછી ગુરુ આવી મળે છે-સદ્‌ગુરુ મળ્યા; ગુરુ પ્રકટ થયા એટલે મંત્ર....મંત્ર અને નામમાં ફેર છે. મંત્રમાં બીજ કે જેમાંથી ઉત્પત્તિ થઈ છે એ બીજમંત્રનું ગુરુ દાન કરે છે. મંત્રની ક્રિયામાં ફેર છે. નામથી શુદ્ધિ થાય, બીજથી સમગ્ર પરિવર્તન થાય. અવિદ્યાનો દેહ બદલાઈ જાય તે વખતે જ્ઞાનનો ઉદય થાય. અશુદ્ધ દેહ નિવૃત્ત થઈ જાય અથવા શુદ્ધ દેહ થઈ ગયો એનું નામ ભાવ-દેહ. માનવી ચિત્ત સ્થિર કરે ત્યારે આ દેહ સ્થિર થઈ જાય છે. દેહમાં જે સત્તા છે એનું નિષ્કર્ષ થાય છે. જે તેજોમય, શુદ્ધ આનંદમય છે તે છત્ર હાલી ઉઠે છે, એ ૧૦૩ છે. ભાવદેહની ઉત્પત્તિ થતાં પોતાનો દેહ જોઈ લેશે. વાત્સલ્યભાવથી ભક્તિ કરો. ગુરુ કહે છે...બાળગોપાળભાવથી-સત્ય ભાવથી ઉપાસના કરો. જો કે સત્યમાર્ગમાં મંત્ર સિદ્ધ થઈ જશે. પછી આનંદમય ચૈતન્ય થઈ જતાં પોતાપણાનો ભાવ ખૂલી જશે. એ ભાવ તે abstract idea નથી. આકાર મળી જશે. જેમ કે સંતાનભાવ-પુત્રમાં પોતાનો ચહેરો દેખાય. જેમ સખાભાવ તેમ પોતાનો ભાવદેહ...જો આ અભિમાન થાય તો ભગવાન મળે નહીં. મારો ભાવ સાધન છે. સ્વભાવનો દેહ છે એ દેહ જે કરશે તે ઠીક કરશે. એમાં કૃત્રિમતા નથી. ભાવદેહ જે કરે તે ભજન છે તે ભાવરૂપા ભક્તિ. ભજન કરતાં કરતાં ભાવ પરિપકવ થાય એનું નામ પ્રેમ. એ વખત વૈશિષ્ટ્ય આવે, બીજો દેહ દેખાય... ભાવઅવસ્થામાં ભગવાન નથી આવતા, પ્રેમથી ભગવાન મળે છે. ભાવ સમયે મૃત્યુ થાય તો ધામ મળશે. પ્રેમમાં

ભગવાન ને ભક્તિ એક થઈ જાય છે. જાગતિક શરીર સાધન કરતું નથી. ભાવરૂપે શરીર સાધક બની જશે. અંતમાં બંનેનું મિલન થાય છે તેનું નામ રસ. રસ થતાં ત્યાં અનંત ખેલ થાય છે. એકરસ થતાં અંદર ખેલ થાય છે.

મા : મિલન નથી થતું પણ થઈ જાય છે.

ગોપીબાબુ : પોતાના ભાવ અનુસાર સ્ફુરણ થાય છે.

પન્નાલાલ : આપના યોગમાં એવી ક્રિયા છે શું?

ગોપીબાબુ : એ ભાવ ૧૦૭ છે.

પન્નાલાલ : નામ લેવું, જપ કરવો.

ગોપીબાબુ : અમારામાં નથી. અમે લોક પૂજા કરીએ છીએ, વાસ્તવમાં બહિરંગ છે; બાકી માની સેવા છે ત્યાં ભક્તિ આવી ગઈ. જ્ઞાન, ભક્તિ, કર્મ, ત્રણ એક થવાં જોઈએ. અમારો વિચારમાર્ગ છે નહીં; વેદાન્તમાં વિચાર છે. અમારો માર્ગ ઉપાસના છે. વિચારમો લક્ષ્ય, સેવા, કર્મ, ત્રણ ભય છે. અમારે વિચારવું પડતું નથી. જે ખૂલવાનું છે તે ખૂલી જાય છે. ધ્યાન કરવું પડતું નથી.

મા : તમે વિચારો નહીં; ગુરૂએ જે આપ્યું તે કરો; વિચારો નહીં.

ગોપીબાબુ : બીજ વાવ્યું ત્યાં વિચાર શેનો કરવાનો? આપોઆપ ઊગશે.

પન્નાલાલ : રમણ મહર્ષિ કોઽહમ્...

ગોપીબાબુ : જે કરે તે ઠીક છે. અમારો કોઈ સાથે વિરોધ નથી. અમારો માર્ગ યોગ છે. પ્રચલિત સાધ્ય કોટિમાં ચાલે છે. જ્યાં સુધી ગુરુ તરફથી ચૈતન્ય નથી મળ્યું ત્યાં સુધી પ્રકૃતિનું કાર્ય કરી રહ્યા છે.

પન્નાલાલ : ગુરુ અણુને કાઢે છે.-ગુરુકૃપા આવે છે.

ગોપીબાબુ : મૂળાધાર, સ્વાધિષ્ઠાન ક્યાં છે. spinal choredમાં જો હોય, પ્રચલિત માર્ગમાં કોઈ પાછું ફરતું નથી. ભૂતશુદ્ધિમાં શુદ્ધિ કરે છે. શુદ્ધ દેહ થયા પછી ઉપાસના થાય છે.

પ્રશ્નકર્તા : ચિત્ત એકાગ્ર નથી થતું.

મા : કરતા રહો, આશા છે, બાબા બોલે છે.

ગોપીબાબુ : બાબા વ્યક્તિગત બોલી દે છે, બ્રહ્મમાં બ્રહ્મ જે તેનો પ્રતિક....

પ્રશ્ન : આજ આપે કહ્યું-માની સેવા, પૂજા વગેરે કરે છે. માનું કેવું સ્થાન છે?

ગોપીબાબુ : આદિથી અંત સુધી મા છે. પરમહંસ અવસ્થા જ શિશુસ્વરૂપ પણ જે છે એ મા છે. એ ઈષ્ટદેવી છે. મા તો શક્તિ છે. માને છોડીને યોગ થઈ શકતો નથી. સાધકને મા નથી મળતી. વૈષ્ણવમાં મા નથી. ગુરુનું ધ્યાન જે પ્રસિદ્ધ સહસ્ત્રદલમાં, ગુરુની ગોદમાં શક્તિ છે. અમારે તો છે માની ગોદમાં ગુરુ ભગવાન બાળક રૂપે છે. મા, શિવની મા છે. શિવાની નથી. મા તો વ્યાપાર છે - ૐમ્ નો આકાર થઈ ગયો.

મા : 'મા' શબ્દથી રક્ષા થશે.

પ્રશ્નકાર : હજી સુધી શબ્દતત્ત્વ વિચાર કર્યો.

ગોપીબાબુ : હા; 'હા'માં બીજરૂપે મા છે ૧૦૭ સુધી શક્તિ રૂપેણ મા છે. પરમહંસ અવસ્થા થયા વિના મા મળતાં નથી. એ માની ગોદમાં બેસીએ છીએ, માના સ્તનનું પાન કરીને...માની કૃપા ત્યાં છે. ૧૦૩, ૧૦૪, ૧૦૫, ૧૦૬માં કમળમાં જે છે તે મા છે. માની સાથે તે યોગ છે. માને છોડીને યોગ નથી હોતો. યોગ એટલે

માનો યોગ. સૃષ્ટિનો ક્રમ પાછા ફરવા વખતની વાત. યોગની સાધકની વાત છે.

પ્રશ્ન : ગુરુકૃપા-ગુરુનો અર્થ શો?-ગુરુની શી જરૂર?

ગોપીબાબુ : ખંડગુરૂ મા છે; અખંડગુરુ માથી અતીત છે-૧૦૭ જે થઈ ગયા મા છે; અખંડગુરુ ૧૦૮.

પ્રશ્ન : છોટીમા ગુરુમાં છે-ગુરુની ક્યાં તપાસ કરીશું?

ગોપીબાબુ : આપની વાત સમજમાં નથી આવતી. ગુરુ મનુષ્ય નથી, એ તો બહારની વાત નથી. જ્યાંથી આપની દીક્ષા થશે એ ગુરુ છે. એનું રૂપ એ છે.

પ્રશ્ન : ગુરુ ક્યાંથી શોધવો?

ગોપીબાબુ : એ આપની અંદરનો મળ પાકી જતાં આપોઆપ મળી જશે.

પ્રશ્ન : શોધવાની જરૂર હોય તો તે શોધશે?

ગોપીબાબુ : શોધો; શોધવાથી નહીં મળે; જ્યાં સુધી ગુરૂકૃપા નહીં થાય તો ચાલશે નહીં. આપની ઈન્દ્રિય અંતર્મુખી થઈ જાય પછી થશે. ગુરૂતત્ત્વ એક છે, આધાર અનેક છે. જેમ અમે દેવીની મૂર્તિનું પૂજન કરીએ છીએ-એવી રીતે.

મા : એનો અર્થ એ કે ગુરુ તો પુરૂષ હોય છે, સ્ત્રી પણ ગુરુ હોઈ શકે છે.

ગોપીબાબુ : હા, પુરુષ પણ, સ્ત્રી પણ હોઈ શકે છે. સાધારણ નિયમ છે કે પુરુષ ગુરુ હોય છે છતાં કોઈ સ્ત્રીમૂર્તિનો પ્રકૃતિભેદ થયો તો તો સ્ત્રી નથી રહી. એ પુરુષ થઈ ગઈ-બીજ ક્યાં છે? જ્યાં સુધી પુરુષભાન નથી થતું ત્યાં સુધી બીજ ક્યાંથી આવશે? સ્ત્રીનો પુરુષભાવ થવો જોઈએ. બીજ સ્ત્રીમૂર્તિમાં હોઈ શકે છે-બ્રહ્મ-વાહિની ઉપનયન પણ થતું હતું. વિશિષ્ટ સ્થાનમાં આધિક્ય હતું. જેમ બૌદ્ધ-જૈનોમાં સામાજિક નિયમ છે-સ્ત્રી પાસેથી દીક્ષા લેવી નહીં. એક દિવસ સિદ્ધિમા સાથે વાત થઈ. સિદ્ધિમા બોલ્યાં : 'હું સ્ત્રી નથી.' ભીતરે અંદરથી નારાયણ થઈ ગયાં. જે દીક્ષા આપે છે તે નારાયણ છે એ ભાવ જ્યારે જતો રહે ત્યારે દીક્ષા બંધ થઈ જાય છે. તંત્રમાં મિથિલા દેશમાં સ્ત્રી પાસેથી દીક્ષા લે છે.

પ્રશ્ન : કોઈ પોતાની માતા પાસેથી દીક્ષા લે છે; પોતાની મા પાસેથી દીક્ષા લેવી નિષેધ છે.

ગોપીબાબુ : લઈ શકે છે. મિથિલા દેશમાં લે છે:

પ્રશ્ન : કોઈ પોતાની મા પાસેથી દીક્ષા લે તો શું કામ નથી બનતું?

ગોપીબાબુ : કામ કેમ ના બને? બીજ વાવેલું હતું તે આપ્યું છે. એને તો પોતાનું બીજ છે નહીં.

પ્રશ્ન : ૧૦૭ સુધી બનાવ્યું હતું-૧૦૮ થયા પછી ૧૦૯ થશે?

ગોપીબાબુ : ૧૦૯ એટલે સઘળી સમષ્ટિ થઈ ને? ૧૦૮, ૧૦૯ એક જ વસ્તુ છે. તુર્ય (તુરીય) અને તુર્યાતીત બે વસ્તુ નથી. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ રહેશે. પછી તુર્ય જ્યારે નથી ત્યારે તુર્યાતીત.

પ્રશ્ન : ૧૦૯ શું ના કરે?

ગોપીબાબુ : એ Real-સાચું એક છે. એ રીતે ૧૦૮ થઈ ગયા.

પ્રશ્ન : વિશ્વાસનું શું સ્થાન છે? ખ્રિસ્તી-મુસલમાનના મનમાં વિશ્વાસનું સ્થાન છે. હિંદુમાં વિશ્વાસનું સ્થાન નથી.

ગોપીબાબુ : જ્યાં સુધી વિશ્વાસ નથી ત્યાં સુધી ધર્મ નથી હોતો. શ્રદ્ધાવાન્ લભતે જ્ઞાનં.

પ્રશ્નકર્તા : શ્રદ્ધા બે રીતની છે-

ગોપીબાબુ : ખ્રિસ્તીઓ faith કહે છે. faith, વિશ્વાસ-શ્રદ્ધા એક સ્થિતિ છે. પહેલાં ગુરુ કરવા

પડે છે. ક્રાઈસ્ટને તારક માનવા પડશે. બૌદ્ધોમાં शरणम् गच्छामि પછી વરણ કરી લીધા. તે પછી ગુરુવાક્ય, ગુરુ ઉપદેશ અવશ્ય પાલનીય થઈ જાય. સાધારણ લોક કહે છે કે શ્રદ્ધા એટલે માની લેવું. બહારથી માની લે, અંદરથી વિરોધ હોય એ શ્રદ્ધા નથી. faith એ એક સ્થિતિ છે. શાસ્ત્રોમાં હજારો વાત કહે પરંતુ ગુરુ જે કહે તે બરોબર છે. શ્રદ્ધા પહાડને પણ હલાવી શકે છે, જો આવી ગઈ તો કશાની જરૂર નથી.

પ્રશ્ન : વિશ્વાસ હિંદુઓમાં છે કેમ? આગમાં હાથ નાખો બળી જશે.

ગોપીબાબુ : પહેલાં તમારી અંદર જે બીજ છે-(૧) વસ્તુશક્તિ, (૨) ભાવશક્તિ. બંને મળી પૂર્ણ થાય છે. અગ્નિમાં દાહિકા શક્તિ છે. જાણ્યેઅજાણ્યે હાથ નાખવાથી હાથ બળશે. વાત ઠીક છે. શું થાય છે? તમારામાં શ્રદ્ધા નથી. મારો હાથ નહીં બળે એવો ભાવ હશે તો અગ્નિ નહીં બાળી શકે. મહાત્મામાં એવી શક્તિ હોય! પ્રહ્લાદને અગ્નિમાં નાખ્યો, સીતાની અગ્નિપરીક્ષા કરી, કંઈ ના થયું. એ અગ્નિ એ બીજાને બાળી દીધા. વિશ્વાસ-શ્રદ્ધાની શક્તિ કામ કરે છે. ગુરુ-શિષ્યમાં હોય છે-શિષ્યનો વિશ્વાસ ઓછો થતો જાય, ગુરુની શક્તિથી થાય. ગુરુમાં શક્તિસંચાર હોય તો વિશ્વાસની શક્તિ ૧૨ આના રાખે. ગુરુમાં ૧૬ આના શક્તિ હોય તો વિશ્વાસ ના હોય તો ચાલે. જેની ૧૦ આના શક્તિ હોય તો ૬ આના વિશ્વાસની શક્તિથી પૂરા કરવા પડે. બહાર light-દીવો ના હોય તો દેખાય નહીં. આંખની ૧૪ આના શક્તિ હોય તો થોડા અજવાળાથી જોઈ શકે. light ૧૬ આના હોય તો ચક્ષુથી આપોઆપ દેખાય. વિશ્વાસ મેળવો પછી તર્ક અતિ દૂર. હિંદુ ધર્મ નથી એવી વાત નથી. માર્ગમાં વિશ્વાસ - શ્રદ્ધાની વાત છે. શરણાગત જ્યાં સુધી ના થાઓ ત્યાં સુધી ઉપદેશ ના અપાય. ભદવદ્‌ગીતાના બીજા અધ્યાયમાં છે शाधिमाम् त्वां प्रपन्नम् ભગવાને ઉપદેશ દેવાનો શરૂ કર્યો-છેવટ કહ્યું, सर्व धर्मान परित्यज्य... યોગ પણ વિશ્વાસ હોય તો વધે. પૂર્ણ ગુરુ હોય તો વિશ્વાસ ના હોય તો પણ તે ઉત્પન્ન કરવાની એનામાં તાકાત છે. જેમ નામાભાસ કરતે કરતે નામ થઈ જાય. ચાલતાં, હરતાં, ફરતાં, સૂતી વખતે, નામ લેવું-નામ બ્રહ્મ છે. દરેક કામ કરતાં નામ જોડી દેવું, નામ જાગી જશે.

મા : ગુરુ જેટલો, તેટલો શિષ્ય પૂર્ણ. કોઈ ગુરુથી આગળ જાય.

ગોપીબાબુ : સાધક-ગુરુ હોય તો શિષ્ય આગળ ચાલી જાય. યોગી-ગુરુ જુદી રીતનો.

મા : જેટલી પ્રાપ્તિ તેટલુ જશે-વળી યોગી ગુરુ!

ગોપીબાબુ : ગુરુ મા કરી આપે છે-જો કર્મ કરે, ચૈતન્ય એકઠું થતાં તારતમ્ય છે કે ચૈતન્ય સારી રીતે પમાય.

મા : બાબા, એ બધું કંઈ બોલાય નહીં.

ગોપીબાબુ : તમે બોલો નહીં, ક્રમ બોલે છે. તમે કર્મ ઉપર ભાર દીધો એ જ્ઞાન નથી. શુષ્ક જ્ઞાનથી પણ ભાવ થાય-પ્રેમ છે, ભક્તિને મોટું સ્થાન આપ્યું, જ્ઞાન ના હોય તો ભક્તિ થાય નહીં.

મા : ગુરુ હોવો એ મૂળ અસલ વાત. ગુરુને ઘેર જાઓ.

ગોપીબાબુ : એક જગ્યાએ પોતાને વાળવાને-ભગવાં વગર શું કરે?

મા : ગુરુરૂપ સાધના કરે, ક્રિયા કરે છે-વિજયકૃષ્ણ ગોસ્વામીએ ગુરુ પકડી રાખ્યા.

વાત-કથા એમ છે કે ગુરુ જ મૂળ. ગોરા બોલતાં અમારે ખૂબ આનંદ... જ્યારે ક્રિયા કરે એક મુગ્ધ થાય.

ગોપીબાબુ : નામ કરતાં દર્શનની ઉપેક્ષા થાય-એ બાબા વિઘ્ન.

મા : દર્શન કરે (એટલે માને) હું પેલે પાર-અસલમાં તો પામે નહીં; તે પછી જે થાય-દુ:ખનું કારણ છે એ રીતે.

ગોપીબાબુ : આનંદ થયો એ ક્ષતિને કારણે.

મા : હા, એ રીતે પોતાને એક રીતે જાગ્રત રાખ્યા, તે પછી એ છે એ.

ગોપીબાબુ : રામકુંડુલ કહે છે હું જીજ્ઞાસા કરીશ-શ્વાસની જેમ પોતાની એક ધારા વગેરે ઊઠે-અમે નામ કરીએ, નામ આપમેળે થાય. એ રીતે રૂપ, દર્શન, રસાસ્વાદ, એ સઘળું થઈ જાય.

મા : શાંતિની જેમ, કેમ?

ગોપીબાબુ : શાંતિનાથ શું બોલે, લખે છે.

મા : ઉપકારસ્થાને અપકાર હોય શું?

ગોપીબાબુ : લખ્યા, શીખ્યા, તો સારું.

મા : તર્ક કરવો વૃથા. સમજવું એ વૃથા-બાબા (કવિરાજ) તો હરાવી દે.

ગોપીનાથ : શાંતિનાથ અમારા માટે કહેતા-અમારી વિરૂદ્ધ કંઈ બોલે છે કંઈ. તર્ક કરવો વૃથા, એ જે કહે છે બધાનાં મનની વાત- મનનો ખેલ. કંઈ વાતથી અભય આપ્યું. અમે કહ્યું માનામાં ખેંચાયે જાઓ. પોતાના ગુરુ હોય તો માને નહીં. અનુભૂતિની કથા બોલવી એ મનનો ખેલ, ખૂબ કષ્ટ-સહિષ્ણુ...

મા : અને ખૂબ વૈરાગ્યવાન. ત્યાગનો ભાવ ખૂબ ચમત્કાર...પ્રજ્ઞાનાથ, શાંતિનાથ, નિવૃત્તિનાથ, બધાને સાથે જોવા હતા. એક વાત કહી હતી. પ્રજ્ઞાનાથે કહ્યું હતું. જ્યાંસુધીસાંભળ્યુંત્યાંસુધીબોલ્યા... પાગલ કહી દરવાજા બંધ કરી રાખ્યા...બધા તેને પાગલ કહેતા, અનેક કષ્ટ આપ્યું...ખાવા આપે નહીં. એક વાર બહાર લઈ જાય. બધે વાત ફેલાઈ, અનેક વાતો થવા માંડી. અદ્ભુત વ્યાપાર! શો ચમત્કાર!

## તા. ૨૮ જાન્યુઆરી, પોષ વદ અમાવાસ્યા, વિંધ્યાચળ

દેવગિરિ મહારાજ આશ્રમમાં આવ્યા છે. શ્રીમાનું સુંદર મિલન થયું. શ્રીમા તેમના ઘરમાં આવ્યાં છે. તે પછી પાઠમાં ગયાં. આજે સોલનના રાજાસાહેબ શ્રીમાના દર્શને આવ્યા છે.

પ્રશ્ન : ગુરુ એક વાર કરવા એમ કહે છે, કે મા વધારે (બીજા) કરે?

મા : દીક્ષા એક વાર હોઈ શકે- ગુરુ એક જ હોય છે- એમ પણ હોય છે. દીક્ષા જ્યાંથી મળી છે- વળી મન એ જ ગુરુ- જગત-ગુરુ. અમારા ગુરુ જગતગુરુ, બીજા છે જ નહીં.

પ્રશ્નકર્તા : ગુરુની છબી રાખે છે- એની આગળ પોતાના ગુરુના ફોટાની જેમ.

મા : સર્વ ગુણ તમારા ગુણ, સર્વ રૂપ તમારા રૂપ. બધું એક જ- એ જ કરે છે; બે છે જ નહીં...આપવાની પણ શક્તિ છે, ગ્રહણ કરવાની પણ શક્તિ છે.

પ્રશ્નકર્તા : મા, ભ્રાન્તિ દૂર કરો, સ્પષ્ટ કહો.

મા : ભ્રાન્તિનું કોઈ નામ નથી...સર્વ ગુણ તમારા ગુણ, સર્વ નામ તમારાં નામ.- એ જ છે, એ જ છે. પોતાની જે લાઈન છે તેને પકડી રાખો. પોતપોતાનો અનુભવ છે. જે સ્થાનથી જે કહી રહ્યા છે તે ઠીક છે. ત્યાં એવું જ દર્શન હોય છે. અનંત

શક્તિની વચમાં કર્મશક્તિનો આશ્રય માયા. જે જે લાઈનમાં સાધના કરે એ લાઈન પ્રમાણે થાય. કૃષ્ણની આઠ સખી હોય છે. આઠ સખી ૬૪ મંજરી એમાં પણ આઠ આઠ થઈ તેમાં ૬૪ યોગિની પણ છે. જુદી જુદી હોય છે.

## તા. ૨૯ જાન્યુઆરી, પોષ વદ અમાસ, શનિવાર

ભજન બાદ શ્રીમા રેવતીબાબુની વાત કરી રહી છે. સાંજે શ્રીમાના ભક્તો પણ આવ્યાં છે. કાન્તિલાલ મુનશા તથા બીજા ભક્તો શ્રીમાના દર્શને આવ્યા છે. બીજા ભક્તો પણ છે. શ્રીમાએ ફ્રેન્ચમેન હેનરી પીટિટના સંબધમાં ખૂબ વાતો કરી.

મા : ભગવાનને મેળવવાની કોશિશ કરો.

પ્રશ્ન : બધા જો દેશની સેવા છોડી દે, ગૃહસ્થાશ્રમ છોડી દે તો સંસાર કેવી રીતે ચાલે?

મા : તમે સંસાર છોડીને જુઓ. પછી પત્તો લાગી જશે કે તમારા વિના સંસાર ચાલે છે કે નહીં?

હેનરી પીટિટે માને કહ્યું : જે સહુથી વધારે પસંદ હોય તે ફળ આપો. તેમણે આપ્યું. પછી બીજા ભક્તોને ફળ વહેંચવા કહ્યું- ફળ વહેંચાયાં.

પ્રશ્ન : મન નથી લાગતું, ભક્તિ કેમ કરવી?

મા : અભ્યાસ-મન લાગે ત્યાં સુધી અભ્યાસ કરો.

પ્રશ્ન : કેટલા દિવસ સુધી અભ્યાસ કરવો?

મા : જ્યાં સુધી મન ન લાગે ત્યાં સુધી છોડો નહીં. અભ્યાસ કર્યા પછી જુઓ.

## તા. ૩૦ જાન્યુઆરી, મહા સુદ ૧, રવિવાર, વિધ્યાચળ

શ્રીમા દેવગિરિ મહારાજની રૂમમાં બેઠી છે. સુંદર વાતો ચાલી રહી છે. દેવગિરિજી કહે છે કે અહીં એક મંદિર હતું. અખાના સમયમાં મુસલમાનો મૂર્તિ લઈ ગયા. તે જગ્યાએ હવે દેવી આનંદમયીનું મંદિર થયું.

મા : જ્યાં દેવી હોય ત્યાં શિવને રહેવું પડે છે. શિવ વગર દેવી નથી.

દેવગિરિ : શક્તિ વગર શિવ કંઈ કરી શકતા નથી. એ તો દેવીનો વિલાસ છે.

મા : એક રસરહેવા છતાં વિલાસ, વિલાસ રહેવા છતાં એકરસ છે.

## તા. ૩૧ જાન્યુઆરી, મહા સુદ ૨, સોમવાર

મા : મહાત્મા જેટલું આપે તે પાલન કરવાની ઈચ્છા કરો. ખુશીથી જેટલું આપે તેનાથી ખુશ રહો. વળી એક વાત છે. પાઠ, ભજન, એકાંત વગર કંઈ થતું નથી...સાધનમાં મુખ્ય એ વાત છે. લોકો માટે પાઠ જરૂરી છે.

દેવગિરિ : ધ્યાન, ભજન કરવું જોઈએ. મિથ્યા શરીરથી શું કરે? શરીરમાં જ મેળવવું જોઈએ.

મા : ભજન વિના પશુ છે.

દેવગિરિ : પશુસમાન.

મા : સમજો રામેશ્વર છે. રામ જ ખુદ ઈશ્વર છે, એ જ ઈશ્વર છે.

દેવગિરિ : બધું બહાર-અંદર એકરસ છે. એ જ રામ છે; જ્યાં ગંગા ત્યાં મંત્ર.

મા : જ્યાં રહે ત્યાં ગંગા છે.

પ્રશ્ન : જે આવે, સાંભળીએ, વિશ્વાસ રાખીએ, કેમ રસ્તો નીકળે?

મા : દૂરની વાત નથી. રસ્તો તો છે જ. અમારો જે રસ્તો નીકળી રહ્યો છે એના વિના નથી ચાલતું. આપદ્સંપદમાં એને રાખો. જો સુબુદ્ધિ આપે તો સારું. ભરોસો રાખો

કે એ જે કરે છે તે કરાવે છે- મારા શરીરથી જે થઈ રહ્યું છે તે એ જ કરાવી રહ્યો છે. બાળ-બચ્ચાંની સાથે એવી રીતે રહેવું જોઈએ કે કંઈ તકરાર નહીં. તકરારથી તાકાત ઓછી થાય ને દુઃખ રહે. દરેક મનુષ્ય ઈચ્છે છે કે સ્ત્રી, પુરુષ, બંધુ, મિત્ર, કોઈના મનને દુઃખ થાય એવું કામ નહીં કરું. જો બાળકને ભણાવવાનો હોય તો તેને દુઃખ ના થાય એમ શીખવવું જોઈએ. પરમાર્થ માટે-થોડા સમય માટે દુઃખ રહે, દુઃખ થાય પરંતુ કરવું...બધામાં હસો, હસો તો જીતી જશો....

પન્નાલાલ : મા, અમને વિશ્વાસ નથી.

મા : એક વાત છે; તડપવું જોઈએ એ રસ્તો છે...રસ્તામાં દોડીને ચાલી રહ્યા.

પન્નાલાલ : વચમાં અશ્રદ્ધા આવી જાય છે- શું કરીએ? એવું કરોકે અવિશ્વાસ ના થાય, મા.

મા : (હસી રહી છે) અશ્રદ્ધા ના રાખો. શ્રદ્ધાની ક્રિયા સુખદાયક છે, અશ્રદ્ધા દુઃખદાયક છે. પાકી શ્રદ્ધા જ્યાં હોય ત્યાં અશ્રદ્ધાને સ્થાન નથી.

પન્નાલાલ : અમારી શ્રદ્ધા ઓછી થઈ ગઈ.

મા : જો આટલાં વર્ષથી શ્રદ્ધા હતી તો કેમ તૂટે? જબરજસ્તી કરી મનને બાંધી રાખો.

પન્નાલાલ : એ રીતે આઠ દિવસમાં ભગવત્-સાક્ષાત્કાર થઈ જાય -આઠ દિન, આઠ માસ શ્રદ્ધા રાખીને કંઈ ના થાય તો શ્રદ્ધા કેમ રહે?

શ્રી કાન્તિભાઈ મુનશીને આત્મસાક્ષાત્કારની કસોટીમાંથી થોડું વાંચી સંભળાવે છે.

મા : એમાં મહાવાક્ય સંભળાવ્યું -એણે બીજારોપણ કર્યું.

પ્રશ્ન : શ્રદ્ધા ને વિશ્વાસ એક જ વસ્તુ છે કે?

મા : શ્રદ્ધાથી વિશ્વાસ આવે ને વિશ્વાસથી શ્રદ્ધા. નામનો સ્વભાવ છે, સંસારનો રસ ઓછો કરી નાખે છે.... એક વાત છે, ઉપદેશ માત્ર બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ -પાત્ર અધિકારી હોય ત્યાં એક છે અધિકારી બની કરવું. એક ગુરુશક્તિની વાત-(૧) ગુરુએ અધિકારી બનાવી કહી દીધું-થઈ ગયું. (૨) બોલતાં માત્ર થઈ ગયું. વળી એમ ના કહેવાય કે મહાવાક્યમાં શક્તિ નથી. એમ પણ થાય છે, એ શબ્દ લઈ વિચાર કરવો શરુ કરી દીધો.... અને નીકળી પડ્યો. આઠ દિવસમાં બ્રહ્મજ્ઞાન થશે-એણે કહ્યું : શ્રદ્ધા નથી, શ્રદ્ધા આપો ને નીકળી પડ્યો. જે બીજ આપી દીધું... વિચાર કરતાં કરતાં નીકળી પડ્યો, મારો વિશ્વાસ છે, આઠ દિવસ થયા- બ્રહ્મજ્ઞાન થયું? નારાજ થઈ નીકળી પડ્યો પણ એનું ધ્યાન રહ્યું, જપ પણ રહ્યો-બધું રહ્યું. કેટલાક દિવસ કરતાં કરતાં અધિકારી થઈ ગયો. આઠ દિવસ રહ્યા. વચમાં કંઈ શોચતાં શોચતાં અધિકારી બની ગયો-એને ખ્યાલ આવ્યો કે મહાત્માએ મને કાઢી મૂક્યો એમ વિચારતાં, તડપતાં, બધું આવે છે. પુસ્તકમાં શીખે છે-જેવું જેવું કાર્ય કરો, બ્રહ્મજ્ઞાન થશે. એટલે કહે છે કે-વિચારસાગરમાં બધી વાત છે. કરતાં મળે તે કર્માધીન છે. એ સ્વયંપ્રકાશ નિત્યવસ્તુ મળે છે. દરેક સમયે એક જ પ્રકાશ છે. દુનિયા-દો-જગત એટલે ગતિ. તમારી અંદર પડદો છે. પડદો જ્ઞાનથી બાળો, કર્મથી તોડો, ભક્તિથી ઓગાળો, વૈરાગ્ય-વિવેકથી બાળો-કંઈક તો કરો.

પ્રશ્નકર્તા : કૃપાથી-પડદો-દૂર કરો (બાકી) નથી થઈ શકતું.

મા : વિવેક વૈરાગ્યથી બાળી નાખો ક્યારે? દોર-પડદો તૂટી જશે. તૂટી જતાં શું થશે? જુઓ, હંમેશ પ્રકાશ છે જ છે. બંધન ક્યાં છે? ક્યારે? ભગવાન ક્યારે ન હતા? હંમેશ ભગવાન છે. એ તો અમારા એવા સ્થાનમાં બેઠાં છે -ક્યાં નહીં? ક્યાં નથી ને ક્યારે નથી? બે વાતનો ફેંસલો પાકો થઈ જશે.

પ્રશ્નકર્તા : ભગવાનમાં શ્રદ્ધા બહુ કઠિન છે, માનામાં શ્રદ્ધા હોઈ શકે છે.

મા : પિતાના પિતા-પરમ પિતામાં શ્રદ્ધા થાય તો તમે બદલાઈ જશો.

પરમાનંદ : જ્યાં સુધી પોતાનામાં રસ છે ત્યાં સુધી નહીં થાય. વિષયરસ જ્યાં સુધી ના જાય ત્યાં સુધી ના થાય. શાસ્ત્રમાં તો અનેક જન્મની વાત છે.

મા : એને લઈને સમય પસાર કરો. પિતાજી, દુનિયાના હિસાબથી, ભગવત્ નામનું ધ્યાન નહીં લેવાય- વળી વાત છે, નામ શું છોડી શકો છો?

પન્નાલાલ : આપ ઠીક ના કરો તો છોડી દઈશું.

મા : છોડી શકો છો : (૧) એક છે હું છોડી શકતો નથી. (૨) પત્તો ના મળે તો ચૂપ રહો; જે સમય આવશે, તમારો સમય નહીં આવે એમ પણ નહીં થાય.

સોલન રાજાસાહેબ : દફતરના ટાઈમમાં ગેરહાજર રહ્યો. કોઈ દિવસ પછી સજા થઈ તો શું કર્મથી થઈ કે મારી બેકાળજીથી.

મા : એક તો પરમાત્મ દૃષ્ટિથી એનો સંયોગ છે; દુનિયાની દૃષ્ટિથી બેવકૂફી - વળી સંયોગ ના હોય તો એવી વસ્તુ નથી બનતી, ના કરવાથી એ સજા થઈ. દુનિયાની દૃષ્ટિથી સજા થઈ જેનાથી દુઃખ થાય છે. એની ઉપર ભરોસો હતો તો સજાથી દુઃખ નથી. એ સંયોગ છે; જેનાથી દુઃખ મટે એમ કરવું જોઈએ, દુઃખ ના થાય એમ કરવું જોઈએ, જ્યાં દુઃખ રહે ત્યાં કર્મ કરવું પડે છે. જેવું કર્મ કરો તેવું ફળ પામો.

સો. સાહેબ : જ્યાં સુધી અંહકાર છે ત્યાં સુધી એ વાત છે.

પન્નાલાલ : બધી વાતમાં કર્મ કરવા પડે. ધર્મની વાતમાં કહી શકીએ કે કૃપા કરો.

સો. સાહેબ : એક સંત-બે-ત્રણ દિવસ ભૂખ્યા રહ્યા...એમ કરતાં થયું, ગુરુ દ્વારા થયું, અમારા કર્મથી કંઈ નથી થતું. જે ભગવાન કરે તે થાય છે.

મા : એને માટે તપસ્યા બાકી હતી...બે દોસ્ત સાધન કરવા ચાલ્યા...જંગલમાં ઝૂંપડી જોઈ થયું કે સાધન-ભજન કરીએ. યોગ-ક્ષેમની વાત છે. બેઠા-ભૂખ લાગી છતાં ત્રણ દિવસ સુધી ના ઊઠયા. એકે કહ્યું તું જા, અને તે ચાલી ગયો. પોતે ખાધું, પીધું ને દોસ્ત માટે ભોજન લઈ ગયો. દોસ્તે કહ્યું : જો, બેઠે બેઠે આવ્યું કે નહીં? ફરીથી બંને સાધનામાં બેઠાં. વિશ્વાસથી કૃષ્ણ સાથે મન જોડયું.-તર્કથી બહુ દૂર.

પન્નાલાલ : વિશ્વાસ માત્ર મા આપી શકે છે.

મા : જે આપે છે તે મા આપે છે, બાબા જો દે, મા દેતી હૈ...વિચારી એક જગ્યાએ એક સાધક સાધના કરી રહ્યા, સાધન કરતાં કંઈ પ્રાપ્તિ ના મળી. ઘણું દુઃખ થયું- ફરી ઘેર જતા રહેવું-ઘેર ગયા-પરંતુ સારા સાધક છે. હજી સુધી કંઈ મળ્યું નહીં એ દુઃખ છે, તેથી નિરાશ થયા. અંદરથી કંઈ મળ્યું નહીં. પગે ચાલતાં નીકળ્યા. રસ્તામાં કોઈ માણસ મળ્યો. પૂછયું, ક્યાં જાય છે? હું પણ એ રીતે જઈ રહ્યો છું. બંનેએ સુખદુઃખની વાત કરી ને ચાલ્યા. આગળ જતાં બંનેનો એક ગૃહસ્થે આદર કર્યો ને સોના કટોરીથી સેવા કરી. તે માણસે રાતમાં ચોરી કરી તે દાટી દીધી. બીજાએ કહ્યું તમે શું કર્યુ? તો કહે-'તમારું કામ તમે કરો, અમારું કામ અમે કરીશું.' વળી આગળ ચાલ્યા. ગામમાં જગ્યા ન મળી તો ગૌશાળામાં જઈને કહ્યું : અમને થોડું ઘાસ આપો. જ્યાં રહ્યા ત્યાં વાત છેડી : 'તમે ત્યાં શું કર્યુ?' તો કહ્યું : 'તમારું કામ તમે કરો, અમારું કામ અમે કરીએ.'- વળી એક ઘરમાં મહાત્માને બોલાવ્યા, તો એનો એક સુંદર દીકરો મારી નાખ્યો-પૂછતાં કહે,

'તમારું કામ તમે કરો, અમારું કામ અમે કરીએ'- જતાં એક નદીમાં પડ્યાં. સામે કિનારેથી એક છોકરો આવી રહ્યો છે, છોકરાને પણ મારી નાખ્યો ને નદીમાં ફેંકી દીધો. એણે વિચાર્યું: 'શું તું રાક્ષસ છે? ભૂત છે?- કોણ છે? તમારો પરિચય થયો એ દોષ, આ શું કર્યું! આને પણ મારી નાખ્યો!' ત્યારે જવાબ આપ્યો તમે સાંભળશો? જુઓ, સાધુઓનાં સેવા-સત્કાર, સોના-ચાંદીથી ના કરવાં જોઈએ. તેનાથી લોભ આવે તેથી તે શિક્ષણ આપવા સોનાની કટોરી ચોરી, બીજા ગામમાં જઈ કટોરી આપી દીધી એનો સ્વભાવ જગાડવા! છોકરાને કેમ માર્યો? એ રામ ભક્ત હતો. સીતારામ પર એટલો પ્રેમ જ્યાં મગ્ન થાય ને છોકરો વચમાં આવે. તે છોકરાથી વિઘ્ન થતું હતું તેથી મારી નાખ્યો- બીજું મંત્રીનો પુત્ર તેણે રાજાના પુત્ર સાથે મૈત્રી કરી ને રાજાના પુત્રને ચક્કર બનાવી દીધો. રાજપુત્રને મારી તે રાજા બનવા ઈચ્છતો હતો એટલે તેને માર્યો- એ રાજા થયો હોત તો પ્રજાને ઘણું દુ:ખ થાત. એક મરતાં અનેક (પ્રજાજનો) બચે તે સારું, રાજપુત્ર જો રાજા થાય તો પ્રજાનું મંગલ થાય-ત્યારે ફરીથી પૂછયું-તમે કોણ છો? ત્યારે કહ્યું, તમે દસ દિવસથી સાધના કરી આવ્યા તે જ છે-નિરાશ થઈ જતાં, દૃઢ વિશ્વાસ થાય તો એને (ભગવાનને) છોડી શકો-તમે હવે છોડી શકો કેમ?

પન્નાલાલ : એમાં એ નીતિ ક્યાં આવી કે અવશ્ય છોડી દો તો મળે.

મા : જે બેસીને ધ્યાન કરે, ચાલતી સમયે પણ એ જ ધ્યાન રાખે- જેને એમ રહે તે સારું- છોડતાં (ધ્યાનમાંથી ઊઠે પછી) સંસારમાં રસ રાખે તો ખોટું. દુનિયાનો રસ દુ:ખથી છૂટી જાય છે-ભગવાન માટે તલસાટ રહે તેને દુનિયામાં સારું નથી લાગતું. દુનિયાનો રસ રહે તો મન કાચું છે...ચોવીસ કલાક મન લાગેલું રહે તે નથી લાગ્યું.

પન્નાલાલ : દુનિયાના રસથી ફિક્કા થઈ ગયા! અહીં માની નજરથી રહે છે.

મા : જે રસ લાગે તે મા છે..તમે બહુ ભણ્યા, તમારામાં કર્મશક્તિ છે, સુકૌશલ છે. તમે જો બેકાર રહો તે પણ ઠીક નહીં-વિના કર્મ મળે તે ઠીક નહીં.

પન્નાલાલ : હું પણ વિના કર્મ મળે તે નથી ઈચ્છતો.

મા : જે બંધનથી મુક્તિ થાય એ બંધન થવું જોઈએ. જેની અંદર જે શક્તિ છે એ શક્તિથી દુનિયાનું કામ કેટલું કરે છે. લોભ- મોહ રહે જેનાથી પ્રતિષ્ઠા, પ્રશંસા, તેથી સુંદર કાર્ય-અનુલોમ, વિલોમ કહે છે. ત્યાં પોતાને મેળવવાનો રસ્તો પોતાની પાસે રહી ગયો. જો થોડા ધ્યાન-જપ શરૂ કરે તો તેમાં રસ લાગે છે. કરતાં કરતાં બની જશે. ત્યારે ને! કોઈ રીતે કર્મશક્તિ રહી ગઈ. પ્રકાશ મળે છે, જગ્યાએ જગ્યાએ અનુભવ મળે છે. એ રીતે તાપથી તાપ ક્ષય થાય છે. કરી રહ્યા, કંઈ ના થયું. એનાથી દુનિયાનો તાપ શિથિલ થઈ જાય છે. એવી રીતે પરમ પ્રાપ્તિ કહો, પરમ આનંદ કહો-જ્યાં જવાનો અનુભવ એ લાઈનમાં તમને મળે છે-રસ મળવાથી શું પ્રાપ્તિ થાય છે? એટલે મનુષ્ય શું કરે છે? સાધન-આખા દિવસનો સમય નક્કી કર તો વળી સમય નક્કી કરવા-ન કરવાની વાત નથી. જે નીરો પીવાથી શરીર ઠીક રહે છે. કોઈને નોકરી હોય, બધાં કાર્યમાં સેવા જ સમજે. દુનિયાના રસથી જુઓ- દુનિયામાં ભાવ રાખો, તમે જ છો...નિયમ બાંધી કરવું જોઈએ, રસ પ્રાપ્ત કરવા માટે. ધ્યાન, ઉપાસના વગેરેમાં રસ રહે... વળી જો

મહાપ્રકાશ; જે પ્રકાશ મળતાં પ્રકાશ, અપ્રકાશની વાત નથી. કોઈ સ્થાનમાં મોટી મુશ્કેલી આવે છે. મારાથી થશે નહીં. દુનિયાનો રસ પ્રબળ હોય છે; મનમાં થાય છે, દુનિયાનો રસ પરિચિત લાગે છે; અસલી પરિચિત નથી એટલે લાગે છે તકલીફ છે. સંસાર તરફ ચાલે, અસલી તો એ વાત છે. એ તો સામાન્ય વાત છે. પછી સામાન્ય અસામાન્ય વાત નહીં રહે..ભગવાનની કૃપા બધામાં સારી છે.

પ્રશ્ન : આધ્યાત્મિક વિકાસ માટે ગુરુની જરૂર છે?

મા : તમે શું પૂછો છો?

પ્રકનર્તા : શિષ્ય પોતાની ચિંતા કરે, ગુરુકૃપાનો ભરોસો ના રહે.

મા : શિષ્ય થતાં ગુરુ આપોઆપ આવશે. પોતે તૈયારી કરવા પ્રયત્ન કરવો, પોતાનો પુરુષાર્થ રહ્યો એનાથી તૈયારી કરવા પ્રયત્ન કરવો. અમારાથી ના થઈ શકે કોણ અમને બતાવે? એ કારણે કોઈની શોધમાં રહે-તમે કહો છો ગુરુ મળે, શિષ્ય ન મળે.

પ્રશ્નકર્તા : જયારે શિષ્યની મહેનતની જરૂર છે, શિષ્યની મહેનત વગર ગુરુકૃપા કામ નથી આપતી.

મા : ઠીક, ગુરુકૃપા કામ આપે છે.

પ્રશ્નકર્તા : શિષ્ય આળસુ હોય તોગુરુ મળતાં નિષ્ક્રિય થઈ બેસી જાય.

મા : નિશ્ચયી થઈ બેસી જાય તો સારું- મોટા ઈનામની વાત છે. પોતાની જેટલી શક્તિ હોય તે લગાવવી જોઈએ.

પ્રશ્ન : સાધારણ માણસ માટે કર્મ સારું છે કે કર્મસંન્યાસ?

મા : કર્મસંન્યાસ તો થાય છે-વાત એ છે કે કર્મ શું કરવું? ..દુનિયાની દ્રષ્ટિએ કર્મથી કર્મક્ષય, ચિત્ત શુદ્ધ થાય છે. ચિત્ત શુદ્ધ થવાથી શું થાય છે? દર્પણને સાફ કરો ને દર્પણમાં જેમ પોતે દેખાઓ છો અથવા સંન્યાસ લઈ લીધો. સંન્યાસ થઈ જાય ત્યારે વચમાં કોઈ વાત નથી આવી શકતી. જેમ ઉપાસના, ધ્યાન ના થયું, એ ના કરો તો સંન્યાસનો કોઈ ફાયદો નથી થયો. એટલે કહે છે કે નિષ્કામ કર્મ બધાથી શ્રેષ્ઠ છે, અથવા સંન્યાસ થઈ જાય તો સારું છે. નિષ્કામ કર્મ થવું જોઈએ, તેમ થતાં થતાં નિષ્કામ થઈ જાય છે. જો નિષ્કામ થઈ જાય તો કર્મથી છુટ્ટી મળી જાય છે; જેમ પાંદડુ પાકી જાય તો પાડવું પડતું નથી અથવા વાસના ના રહે તો કોને માટે કર્મ કરવાનું? કર્મ રહ્યું-પ્રવૃત્તિ રહી; જ્યારે નિષ્કામ કર્મ થઈ જાય ત્યારે આપોઆપ છૂટી જાય છે. કર્મ-અકર્મ કોઈ વાત નથી રહેતી. જે કર્મ કરવાથી ચિત્ત શુદ્ધ રહી શકે તે અનુકૂળ કર્મ કરો. પહેલાં તો નહીં થાય, નિષ્કામ માટે કોશિશ કરો. સંન્યાસ તો કપડાં રંગવાનાં નથી ને! એટલે કહું છું કે સત્ કર્મ કરો. જેમાં સત્ નથી એ કર્મ કરવું નિષ્ફળ છે. ભગવાન સત્ છે. સચ્ચિદાનંદ સ્વરૂપ-જે કર્મથી નિષ્કામ કર્મ થઈ જાય તે કર્મ કરો. અંતરમાં સંન્યાસ હોય એવું કર્મ કરવું જોઈએ. અનાસક્ત ભાવથી કર્મ થવું જોઈએ.

પ્રશ્ન : ઈશ્વર બધી જ ઉન્નતિ કરે એ જોતાં મુક્તિ થવાની જ છે. મને ગાવાનો શોખ હોય ને બજાવું-શું મુક્તિ મળે?-બધું જ ઉન્નતિ કરે?

મા : તમે એ વાત મનમાં રાખો. એનાથી તમારું થોડું પણ કલ્યાણ થશે. બધાનો વિચાર ના કરો. તમે એ રીતે કામ કરો.

પ્રશ્નકર્તા : એને તો બધા સરખા છે.

મા : માતાપિતા નથી ચાહતા કે પુત્ર ને પુત્રી સુખી રહે - સમાન છે ને! એવો ભાવ રાખો; તમારું મંગલ છે. એ જે કંઈ કરે છે તે અમારું કલ્યાણ કરશે. ભગવાન જે કંઈ કરે છે-બધું મંગલ માટે કરે છે. કોઈ વાર કોઈ કહે છે, ભગવાને આ ભૂલ કરી, એ ભાવના ઠીક નથી..

જે કંઈ કરી રહ્યો છે તે મંગલ માટે કરી રહ્યો છે, એવો ભાવ રાખો. પૂર્ણ સંયોગથી શું થયું, થઈ રહ્યું, થશે-કોઈને ખબર નથી. સમજમાં આવે ના આવે, એ તો છોડશે નહીં.

પ્રશ્ન : મને એ વાત સમજમાં નથી આવતી, સારી ભાવના લાગવા છતાં, મનમાં ખોટી ખરાબ વાત કેમ કેમ આવે છે?...ફરીથી પણ કેમ આવવાનું છે?

મા : તમે પહેલાં પણ આ વાત કરી. મનની એ હાલત છે. એથી જો મનની ગતિ રહી ગઈ-ખાવાપીવામાં એક ગતિ રહે છે. તમે શુદ્ધ થઈ ધ્યાન, ધરણા, જપ જે કંઈ કરી રહ્યા છો-કર્મસંસ્કાર તો જે પૂર્વ-પૂર્વના રહી ગયા તે સતાવે છે (હેરાન કરે છે), એટલે એ લાઈનમાં જતાં વિઘ્ન આવે છે. જેમ તમે કાલે કંઈ ખાધું-પાચન ના થયું-એની ક્રિયા જરૂર કરશે. આજે સારું ખાધું તેથી શરીર હલકું રહ્યું. એવી રીતે શુભકર્મમાં પણ વિઘ્ન આવે છે. ખાનપાન અનુકૂળ હોય તો તમે બદલાઈ જશો. જેવું આપો તેવું devlop થાય છે. (જેવું કરો તેવું પામો છો)

પ્રશ્ન : એની અસર પડે છે કેમ?

મા : હા, નાનપણથી દરેક રીતનો સંયમ રહે તો તેમ થતું નથી. પૂર્વ સંસ્કાર રહેતાં ન રહેતાં વિઘ્ન આવે છે.

પ્રશ્નકર્તા : પહેલાનાં ઋણ બાકી છે, વ્યાજ પણ લે છે. ઈશ્વરપણ શાહુકારી કરે છે.

મા : પોતાની કૃપા પ્રકાશ થાય ને-તમારા હિતમાં. આ વયમાં ભગવાનમાં જોડાઓ તો સારું. ભણીને નોકરી કરે તો પેન્શન પણ લઈ શકે-નાની ઉંમરમાં શરૂ કરો તો જ્યારે ખૂબ વૃદ્ધ થાઓ ત્યારે પેન્શન પણ મળી શકે. જ્ઞાન હોવાની વાત છે - નાની કે વૃદ્ધ વયમાં હોઈ શકે છે. તમારી ઉંમરની વચમાં અનુભવ રહી ગયો- જેમ તાજા વૃક્ષનું ફળ સારું. આ ઉંમરમાં મન જોડો તો તમારે માટે સારું છે, એ દૃષ્ટિએ મોટી નોકરી મળે. જ્ઞાનમાં વયની અપેક્ષા નથી. જે લાઈનમાં જશો ત્યાં કર્મ ફળ બનવાની આશા છે.

પ્રશ્નકર્તા : કર્મના ફળની આશા તો ના કરવી જોઈએ.

મા : કર્મ કરતી વખતે આશા ના રાખો. કર્મ કરવું જ માત્ર એક ફરજ છે. ભગવત્-કર્મ સિવાય જે કર્મ છે તે બેકાર છે. અસલી કર્મ નથી. તમે કહી શકો છો શું સંસાર ખરાબ છે? સંસારધર્મ જો રહી શકે તો એ પણ સારું છે. બધા માટે બધા રસ્તા નથી. કોઈ સંસારના રસ્તાથી ચાલે. કોઈ સીધા આ માર્ગથી ચાલે-સારું છે.

શ્રીમા બોધ આપે છે કર્મયોગી બનો, કર્મભોગી ના બનશો.

## તા. ૧ ફેબ્રુઆરી, મહા સુદ ૩, મંગળવાર, વિંધ્યાચળ

પ્રશ્ન : સૃષ્ટિની રચના શી?

મા : એનો ખેલ છે-લીલા છે.

પ્રશ્નકર્તા : સમજમાં નથી આવતું.

મા : સમજમાં આવે તો પૂછો કેમ? સૃષ્ટિ શું છે તે પહેલાં સમજવું જોઈએ પછી રચના સમજો.

પ્રકનર્તા : એનો તો ખેલ થયો પણ અમારા તે જીવ પર આવ્યું.

મા : તમને તરવાનો ખેલ નથી થયો, બરોબર રહેવાનો ખેલ થયો.

પન્નાલાલ : ખેલવામાં મોટા છોકરાઓને દોડાવે છે.

મા : કોઈ આગળપાછળ તો પડ્યા ને?

પ્રશ્નકર્તા : ધીરે ચાલવું સારું કે દોડવું સારું?

મા : કોઈની પાસે વધારે ભાર હોય તો ધીમા ચાલે, નહીં તો દોડી શકે. બહુ વધારે ભાર હોય ને દોડે તો પડી જાય...બધાએ દોડવું જોઈએ-તાકાત, શક્તિ હોય તો દોડે.

પન્નાલાલ : જેની પાસે સમય નથી તે દોડે.

મા : જેને સમય હોય તો?

પન્નાલાલ : બધાને સમય થોડો છે.

મા : હું માનું છું કે ખબર છે કે કોઈને સમય હોતો નથી.

પ્રશ્નકર્તા : પડી જવાથી હાથ પકડીને ઉઠાવીએ.

મા : જે પાડે તે ઉઠાડે. દોડો પછી ધીમા ચાલો. પહેલાં બહુ દોડે તો પછી નિરાશ થઈ જાય. પહેલાં ધીમા ચાલો - અભ્યાસ થતાં રસ મળશે. જેમ સમુદ્રતટ પર ડૂબકી મારી પાછો આવે છે; એકદમ જવાથી પડી જાય કે મરી જાય. રોજ જતાં જતાં હિંમત આવી ગઈ. પછી વધારે currentમાં પડવાથી ધીમે પાછા આવે, આવવા-જવાનું કરતાં શું થાય. સ્વાભાવિક રીતે મહાસમુદ્રમાં લઈ જાય. પહેલાં ધીમે ધીમે અભ્યાસ કરે પછી અભ્યાસ વધવાથી આગળ જઈ શકે.

પ્રશ્ન : કોઈ ગુરૂની જરૂરિયાત પણ રહે.

મા : લક્ષ્ય રહેવાથી પણ બોજો ઉઠાવી શકે છે...જે કાલ કરો તે આજ કરો. આજ કરતાં હમણા કરો...

પ્રશ્ન : મનુષ્ય શું કર્મમય છે?...

મા : પોતાને જાણવાની કોશિશ કરો, પોતાને જાણવું એટલે ભગવાનને જાણવું. પોતાને જાણ્યા વિના ભગવાનનો પ્રકાશ નથી થતો.

પ્રશ્નકર્તા : આત્માને સમજવો-

મા : સમજવા માટે કહેવું પડે છે આત્મજ્ઞાનનો પ્રકાશ થવો. જે છે તેનો પ્રકાશ થવો. પ્રકાશ તો છે જ. પૂર્ણરૂપથી હોય, અંશરૂપથી હોય. દાસરૂપથી જેમ હનુમાનને કહ્યું એક આત્મા જ છે. પ્રભુ છે. હું દાસ છું. એક રીતે હું પૂર્ણ છું, અંશ છું, એટલે એક વાત પોતાને પોતાને જાણો, પોતાને પામવું એટલે ગુરૂને પામવું. ઈશને પામવું કરો, નિષ્ફળ કંઈ જતું નથી.

પ્રશ્ન : ઘણાં રૂપ, કોઈ બંસીવાળો, કોઈ ચાર હાથવાળો, શું બધી એક વાત?

મા : એક પણ છે, અનંત પણ છે. જે તીર ધારણ કરવાવાળો એક જ છે. તમે એક વાર સફેદ ચાદર ઓઢો, એક વાર કાળી-તમે તો એક જ છો...ઘરમાં તમને જુદા નામે બોલાવે, ઓફિસમાં જુદા નામે...બંસીવાળો લો તોપણ શક્તિ રહી, સમજી લો તોપણ યુગલ રહી ગયું...એક શરણ લો.

પ્રશ્ન : એ બધાં રૂપ બતાવી શકે છે?

મા : હા, બધું જોઈ શકે છે. વિંધ્યાચળમાં રહો. પથ્થર જુઓ; મિરજાપુર જાઓ તો શહેર દેખો-જે સ્થાનમાં જે છે તે જુઓ.

પ્રશ્નકર્તા : સાધનના ખેલમાં આ સ્વરૂપ પ્રકાશિત થયું હતું.

મા : તમે સાંભળ્યું નથી?

પ્રશ્નકર્તા : ઘણુંખરું સાંભળ્યું છે; ચોપડીમાં વાંચ્યું છે.

મા : જેમ ડોક્ટર બીમારીનો નિર્ણય કરે, કીડા જોઈ શકે, સાધારણ લોક નથી જોઈ શકતા. યંત્રથી કોણ જોઈ શકે, જે છે તે (સમજે તે) જોઈ શકે.

પન્નાલાલ : ડૉક્ટરો કોઈને બતાવી શકે છે.

મા : જે શીખે તે જુએ, બધો પત્તો લાગી જાય. Theoratical, practical થાય. બિલકુલ પ્રત્યક્ષ થઈ શકે છે. એનાથી પણ વાધારે પ્રત્યક્ષ હોઈ શકે છે.

પ્રશ્નકર્તા : એ વાત સમજમાં ના આવી.

મા : કોઈને જોવું એટલે પોતાને જોવું, પોતાને જોવું એટલે સાફ બરોબર જોવું. દાક્તર લોક હાડકાં, પાંસળી જુએ છે તેમ જોવું નહીં, પૂરું નથી જોતા તો કોઈની બીમારી સમજમાં નથી આવતી.

મા : જેવું બજાઓ તેવું સાંભળો.

પન્નાલાલ : મા, બજાવતાં શિખવાડો, અંખડ રીતે બજાવવું શરૂ કરો. ખંડ કોને કહો છો તે સમજાય છે એટલે અખંડ નથી મળતું.

મા : એક મણ હોય, કંઈક ઓછું રહી જાય (૦II શેર જેટલું) તો પણ ઓછું તો રહ્યું. વળી એક વાત. થોડા સમયમાં તો મન બરોબર નથી રહેતું-જો એમ થઈ શકે કે ક્ષણમાં ૨૪ કલાક પૂરા થઈ જાય-જેમ સવાર, બપોર, સાંજ-દિવસ જાય ને રાત આવે, વચમાં તો કંઈક છે... તેથી વચલો સમય લે છે... નિરંતર એમાં લાગી રહેવું-નિરંતર કોશિશ કરવી જોઈએ.

પન્નાલાલ : અભ્યાસ કે ભજનથી.

મા : Boundary માટે-પોતાની Boundary તોડવી નહીં. નિયમથી પોતાને બાંધી લેવા.

પ્રશ્ન : ભગવાન બધાને બહિર્મુખ કેમ રાખે છે? સેંકડોમાં કોઈકનું એ તરફ મન રહે છે.

મા : અંદરબહાર સુંદર રહેવા કોશિશ કરો-ખેલ તો બહાર રહે છે.

પ્રશ્ન : બધી વાતો શું મુશ્કેલ છે?

મા : સહેલાથી પણ સહેલી છે - ઘણાં શુભ કર્મથી આ શરીર મળ્યું; તેને વેડફી નાખવું નહીં. એનાં ચરણ છોડવાં નહીં. ભગવાનને છોડવાથી ટક્કર લાગે છે. જે બાળક માની ગોદમાં છે તેને ટક્કર નહીં લાગે. બાળક વાત ના સાંભળે તો મા થપ્પડ મારે છે. એને દુઃખ પહોંચાડી સુખ આપે છે. રાત્રે સુઈ જાય તો ભણે નહીં. મા મૂળમાં રસ્તો કરે છે. પોતાના ઘરમાં લેવા મા, એમ કરશે...પોતાનું ઘર છોડીને રહેવું, એનો આદેશ પાલન ના કરવાથી એને દુઃખ છે. તેથી મનુષ્ય-કર્તવ્ય કે પોતાને મેળવી લેવો. ચાહવું, આનંદ, ચાહવાની શક્તિ-શક્તિ અખંડ આનંદને માટે એનાં ચરણ પકડીને રહે તો બધું થઈ જાય-જેનાથી કામ થવું જોઈએ તે થઈ જાય છે - માટે પોતાનું કામ કરો.

## મા, ઝૂસીમાં - ૨૮ માર્ચ, ૧૯૪૯થી ૮ એપ્રિલ, ૧૯૪૯

શ્રીમા સવારની ગાડીમાં ઝૂસીમાં પધાર્યાં. પૂજ્ય પ્રભુદત્ત બ્રહ્મચારીજીએ શ્રીમાના સ્વાગત માટે સુંદર તૈયારીઓ કરી હતી. પૂજ્ય હરિબાબા કીર્તનપાર્ટી લઈ સ્વાગત કરવા સ્ટેશને આવ્યા હતા. ધામધૂમથી શ્રીમાને લઈ ગયા. ચારે તરફ વાતાવરણમાં શ્રીમાનાં આગમનથી

આનંદ વ્યાપી ગયો છે. બીજે દિવસે ભાગવત્-સપ્તાહ શરૂ થતાં સાંજના પાઠમાં શ્રીમા જાતે પધારે છે. (કાશીથી શ્રીમા નીકળ્યાં ત્યારે કન્યાપીઠની એક છોકરીનું શ્રીમાની હાજરીમાં કીર્તનમાં જ કીર્તન થતું હતું ત્યાં જ મૃત્યુ થયું હતું! કંઈ જ ના થયું હોય એમ નિર્લેપતાની મૂર્તિ સમાં શ્રીમા પાછાં કાશી ગયાં, અન્ય કન્યાઓને સાંત્વન આપવા!) તે પછી શ્રીમાની હાજરીમાં વાસંતીપૂજા થઈ. દસમીના પૂજન પછી - પ્રતિમા વિસર્જન પછી શ્રીમા અલ્લાહાબાદ જવા નીકળ્યાં.

તા. ૯મીએ સવારે અલ્લાહાબાદ વૃન્દાવન જવા ઊપડ્યાં-સ્ટેશને શ્રીમા ખુરશીમાં બેઠાં છે. એક ભક્તે સેવા બાબત પ્રશ્ન કર્યો-શ્રીમાએ કહ્યું-સેવા નિષ્કામ હોવી જોઈએ. સેવામાં પ્રતિષ્ઠાનો ખ્યાલ જરા પણ ના જોઈએ. સેવામાં ત્યાગ હોવો જોઈએ, ને મોહ જરા પણ ના જોઈએ...શ્રીમા સાથે દીદી, પરમાનંદજી વગેરે પણ છે. રાત્રે વૃન્દાવન પહોંચ્યા.

### તા. ૧૩ એપ્રિલ, ચૈત્ર સુદ પૂનમ, બુધવાર, વૃન્દાવન

આજે શ્રી ઊડિયાબાબા તરફથી ભંડારો છે. હજારોની સંખ્યામાં લોકો ભોજન કરે છે. ઊડિયાબાબાના જીવન ઉપર વ્યાખ્યાનો પણ થયાં-શ્રીમા હરિબાબા સાથે મોટરમાં દિલ્હી જવાં ઊપડ્યાં!

❖ સ્વયમ્ ભગવાનનો જ ગુરુરૂપમાં પ્રકાશ થાય છે. ગુરુમાં ઈશ્વરબુદ્ધિ રાખવી પડશે. જો મનુષ્યબુદ્ધિ કરો તો તમારા ગુરુ થયા નથી., કારણ મનુષ્ય શું ક્યારેય ગુરુ હોઈ શકે? એમણે સ્થાન આપ્યું છે, એમના પર નિર્ભર રહેવું જોઈએ. એમની કૃપા અને આશીર્વાદ નિરંતર વરસી રહ્યાં છે. એમની બાજુ ઉન્મુખ થઈને રહેવું જોઈએ.

❖ (કોઈના મૃત્યુના સમાચાર સાંભળીને માએ લખાવ્યું) આ જ સંસારનો નિયમ છે. ધૈર્યનો આશ્રય લેવો જ પડશે. સંસારનું જે રૂપ છે એ જોઈ લીધું ને? ભગવાન બાજુ મન લગાવવાથી શાંતિ. ઈચ્છાથી કે અનિચ્છાથી જપ-ધ્યાનમાં જેટલો અધિક સમય આપી શકાય, દુર્દૈવથી એટલી જ બચવાની આશા છે.

❖ પહેલા તો સ્નાન-આહાર જ સહજ ભાવમાં કરવાં જોઈએ જેથી સારી ઊંઘ આવે. આથી ભગવાનનું ચિંતન, ધ્યાન આદિ સહજ થશે. શરીર સ્વસ્થ રહેવાથી મન એમની બાજુ લગાડવામાં સુવિધા રહેશે. ક્રમોન્નતિમાં આહાર - નિદ્રામાં આપોઆપ પરિવર્તન થતું જશે.

❖ મારું જે સમજીને બધાંને પકડી રહ્યા છો. આ બધી દુઃખ પામવાની ચેષ્ટા છે. એમનું જ બધું છે સમજીને એમને બોલાવો. એમનું જ છે એટલે એમને બોલાવો. આજ મોટો પોકાર છે. કર્તવ્ય-પાલન કરતા જાઓ ધીર વીર થઈને. તેઓ જ બધું કરાવી રહ્યા છે, આ યાદ રાખો. તેઓ જે કાંઈ કરાવશે, એ જ બરોબર છે. એમના હાથમાં યંત્રવત્ પોતાની જાતને રાખવાની ચેષ્ટા કરો. ચિંતા ન કરો.

# "સુભગસમન્વય"

ફૂલની એક ડાળીને, કાચની એક બારી સાથે,
પ્રેમ થઈ ગયો, ડાળી તો અંધ, બારી તો બંધ.
આ તે કેવો સંબંધ! રે, પૂછો નહીં કેમ થયો?

કવિ સુરેશ દલાલની આ પંક્તિઓ અહીં એટલા માટે યાદ આવી કે સંતો, મહંતો અને મહર્ષિઓનો પ્રેમ-કરુણા વાત્સલ્ય હરહંમેશ સમાજ ઉપર વરસતું રહ્યું છે. સૌથી વધુ બુદ્ધિનિષ્ઠ પ્રાણી તરીકે ઓળખાતાં આપણે સહુ સ્વાર્થ અને ઈર્ષ્યાના અપારદર્શક કાચ જેવા બની રહ્યાં છીએ, જ્યારે ફૂલ જેવું કોમળ હૃદય ધરાવતાં મહંતોએ વર્ષોથી એકતરફી પ્રેમ કર્યો છે. જાત અને જગતના ઉત્કર્ષ માટે વિવેકાનંદ, દયાનંદ, રમણ મહર્ષિ, રામકૃષ્ણ પરમહંસ અને તુકારામ જેવા અનેકાનેક અલૌકીક આત્માઓનો અનેરો ફાળો રહ્યો છે. આ દેશના પ્રાચીન ઈતિહાસ તરફ દૃષ્ટિ નાખતાં મહાન, ભવ્ય અને ઉદાત્ત સંસ્કૃતિ નજર સમક્ષ તરવરે છે, એ સંસ્કૃતિના પાયામાં આવા મહામાનવોનું પ્રમુખ યોગદાન રહ્યું છે. ભારતીય મહામાનવોના જન્મ ઉધ્યાંચલ પર ઊગતા સૂર્યની સમા છે. તેઓ કોઈ સીમિત ક્ષેત્રની સંપત્તિ બનીને રહ્યાં નથી. એમની સમક્ષ સમસ્ત ધરતી - સમસ્ત માનવ - પરિવાર એજ પોતાનો પરિવારનું ઉદાત્ત લક્ષ્ય રહ્યું હતું, રહ્યું છે. ભારતની આવી મહાન આધ્યાત્મિક વિભૂતિઓમાં જગદ્જનની શ્રી શ્રી મા આનન્દમયીનું સ્થાન ગૌરવવંતુ રહ્યું છે. આપણા સનાતન ધર્મ, આપણા તપ - ત્યાગ સંપન્ન ઋષિમુનિઓની પરંપરાનું સાત્વિક સત્વગુણ પ્રધાન જીવન જીવનારા પૂજ્ય મા જગદંબા સ્વરૂપ દિવ્યાત્મા હતા.

સન્ ૧૯૩૪માં શ્રી શ્રી મા સહુ પ્રથમવાર ચાંદોદ પધાર્યા ત્યારે ત્રિકમજીના મંદિરમાં તેઓનો નિવાસ હતો. મા એ નાવમાં બેસી વ્યાસ, શુકદેવ, અનસૂયા વગેરે સ્થાનોમાં ભ્રમણ કર્યુ હતું. મુમુક્ષો-સાધકો નર્મદાતીરે પરમ સાધનાની ધૂણી ધખાવી શકે તે માટે શ્રી શ્રી મા એ જે સ્થાન પસંદ કર્યું તે આજનો ભીમપુરા આશ્રમ. પ્રારંભમાં હાલની ગુફાવાળો ભાગ એક નાની ઓરડી સાથે બાંધવામાં આવેલો. રાજપીપળા તથા ડભોઈ અને કરાળા ગામના સેવકો-પૂ. માના ભક્તો ઉપરાંત નડિયાદના સ્વ. મુળજીભાઈ જીભાઈ પટેલ પણ સતત સેવામાં હતા. સન્ ૧૯૩૯ - ૪૦માં ભીમપુરા આશ્રમ માટે થોડીક જમીન ખરીદવાની હતી. તે અંગેનું કામ પૂ. માએ મુળજીભાઈ (બાપાજી)ને સોંપ્યું. નટવરભાઈ પટેલ (જજ) અને મુળજીભાઈના ભત્રીજા શ્રી રમેશભાઈ પટેલ પણ સેવામાં સંકળાયેલા હતા. આ કુટુંબે ત્યારથી, સન્ ૧૯૩૯-૪૦થી ભીમપુરા આશ્રમમાં પોતાનું યોગદાન આપી સાચા અર્થમાં સેવા-ભક્તિયજ્ઞ આરંભેલો. તે પરિવાર ૧૯૭૪થી વિદેશમાં ગયેલો. સન ૧૯૮૯થી શ્રી રમેશભાઈ પટેલના સુપુત્ર શ્રી દેવાંગભાઈ (ઈપ્કોવાળા)ના સ્વદેશાગમન બાદ પરંપરા જળવાઈ રહી છે.

૧૯૭૮ના સંયમ સપ્તાહ મહાવ્રતથી શ્રી સંતરામ મંદિર, નડિયાદના મહંતશ્રી પ.પૂ. નારાયણદાસજી મહારાજશ્રીની શ્રી શ્રી મા પ્રત્યેની આત્મીયતા, સ્નેહ-શ્રદ્ધાને પરિણામે શ્રી સંતરામ મંદિર તથા પૂ. માના આશ્રમ વચ્ચે અભેદ સંબંધ સેતુ બંધાયો. આમ, ભીમપુરા આશ્રમને શ્રી સંતરામ મહારાજના આશીર્વાદ સાંપડ્યા. શ્રી દેવાંગભાઈ શ્રી શ્રી માના કૃપાપાત્ર તો હતા જ, સાથે સાથે તેમનો સમગ્ર પરિવાર યોગીરાજ અવધૂત શ્રી સંતરામ મહારાજના પરમભક્ત સમુદાયમાંનો હતો. પરદેશથી પરત આવ્યા પછી પ્રાતઃસ્મરણીય પૂ. નારાયણદાસજી મહારાજના આશીર્વાદાત્મક કૃપા પ્રેરણા અને પૂ. ઈન્દુભાઈ ઈપ્કોવાળા (પપ્પાજી)ના સત્કાર પ્રોત્સાહનથી શ્રી સંતરામ સમાધિ સ્થાનના અદના સેવક બની રહ્યાં. આમ શ્રી દેવાંગભાઈનો જીવનરથ શ્રી સંતરામ મંદિર અને શ્રી શ્રી માના સેવાયજ્ઞની ધરા ઉપર પૂરઝડપે દોડવા લાગ્યો.

પ.પૂ. સ્વામી શ્રી ભાસ્કરાનંદજી મહારાજની પ્રેરણાએ ભીમપુરા આશ્રમમાં ભક્તોને નિવાસ માટે રૂમોની અગવડ નિવારવા દોર્યા. ત્યાંની સ્થાનિક કમિટિએ તો પાકું મકાન બાંધવાનો વિચાર કર્યો હતો, પરંતુ આર્થિક વિટંબણા અને વેરાન પ્રદેશમાં આ કામ કરવું તેમને માટે અશક્ય હતું. સદ્ભાગ્યે પ.પૂ. પ્રાતઃ સ્મરણીય શ્રી નારાયણદાસજી મહારાજના આશીર્વાદાત્મક સહયોગથી શ્રી દેવાંગભાઈએ આશ્રમનો જીર્ણોધ્ધાર કરવાનું કામ ઉપાડ્યું. આશ્રમ પાછળ ૨૭૫ ફૂટ પહોળો, ૧૫૦ ફૂટ લાંબો અને લગભગ ૨૦ ફૂટ ઊંડો ખાડો હતો ત્યાં પૂરાણ કરી, તે જમીનનો સદ્ઉપયોગ કરવા તેને સમતલ બનાવી. તેમના ઈપ્કો પરિવારના અથાગ્ પરિશ્રમથી ટૂંકા ગાળામાં માતૃ મંદિર-શ્રી શ્રી મા આનન્દમયી જન્મ શતાબ્દી હોલ, તથા શ્રી હનુમાનજીના મંદિરનો જીર્ણોધ્ધાર કર્યો. અદ્યતન સુવિધાવાળું વિશાળ "ભક્ત સંત નિવાસ" દેવાંગભાઈએ સતત ઉપસ્થિત રહીને બાંધકામની સંપૂર્ણ જવાબદારી નિભાવીને આશ્રમ કમિટીને સુપ્રત કર્યું. કારીગરો, મજૂરો, અતિથિઓ વગેરે સર્વે માટે શ્રી સંતરામ મહારાજ તરફથી રસોઈની વ્યવસ્થા પાંચથી છ માસ સુધી સતત પૂરી પાડવામાં આવી. વિના મૂલ્યે અને સંપૂર્ણ જવાબદારી પોતાને શિરે લઈ ખૂબજ ટૂંકા ગાળામાં સ્વખર્ચે આવું અદ્યતન ભગીરથ કાર્ય શ્રી શ્રી માના જન્મ શતાબ્દી મહોત્સવમાં ભેટ ધર્યું. વિશાળ જનમેદનીની ઉપસ્થિતિમાં પ.પૂ. સ્વામી શ્રી ભાસ્કરાનંદજી મહારાજના આશીર્વાદે નવચંડી યજ્ઞ દ્વારા વાસ્તુવિધિ સંપન્ન કરી, ધ્યાન-જપ-ભજન માટે જ્યારે આશ્રમ ખુલ્લો મુકાયો ત્યારે તો પટેલ શારદાબેન ઈન્દુભાઈ ઈપ્કોવાળા ચેરિટેબલ ટ્રસ્ટના સહુ ટ્રસ્ટીઓ, સમગ્ર ઈપ્કો પરિવારના તેમજ શ્રી શ્રી માના ભક્તવૃંદ અને શ્રી સંતરામ મહારાજના સેવાવૃંદના હૃદયમાં આનંદનો પાર નહોતો.

ગુજરાતમાં શ્રી શ્રી મા આનન્દમયી જન્મશતાબ્દી મહોત્સવનો સં. ૨૦૫૧ વૈશાખ વદ ૧૪ના શુભદીને શ્રી સંતરામ મંદિરમાં શુભારંભ થયો. ૨૦૧ વિદ્વાન પંડિતોએ શ્રી વિષ્ણુસહસ્ત્રનામ તથા શ્રીમદ્ ભગવદ્ ગીતાના સામૂહિકપાઠ બુલંદ સ્વરે કર્યા. આ પ્રસંગે "વાઙ્મયીમા" - શ્રી શ્રી માની નિઃસૃતવાણીનું પૂ. સ્વામી ભાસ્કરાનંદજી મહારાજ સંકલિત-અનુવાદિત પુસ્તકનું પ્રકાશન થયું. શ્રી શ્રી માની ૧૩મી નિર્વાણ તિથિ તા. ૨૦-૮-૯૫ના રોજ ગાયત્રી મંડળ, વસોના ૧૦૦ થી વધુ વિપ્રવૃંદે એક આખો દિવસ જપાત્મક, હોમાત્મક ગાયત્રીયજ્ઞ કર્યો. તેનું સફળ સંચાલન પણ દેવાંગભાઈની લાડીલી ટોળકી (શ્રી સંતરામ સેવાવૃંદ તથા ઈપ્કો પરિવાર)એ ગજબની શિસ્ત સાથે કરી બતાવ્યું. શ્રી શ્રી માના જન્મ શતાબ્દી મહોત્સવના ભાગરૂપે શ્રી સંતરામ મંદિર, નડિયાદમાં 'ઉપનિષદ સ્વાધ્યાયસત્ર' તથા '૪૭મા સંયમ સપ્તાહ મહાવ્રત'નું ભવ્ય આયોજન થયું. અગાઉ સન્ ૧૯૯૧માં આશ્રમમાં દુર્ગાપૂજા મહોત્સવમાં પણ ઘણી જવાબદારીઓ સ્વીકારીને શ્રી શ્રી માની અનન્ય ભક્તિમાં પોતાનો યથોચિત ફાળો આપ્યો હતો.

પ.પૂ. પ્રાતઃસ્મરણીય નારાયણદાસજી મહારાજની સદાય પુણ્ય પ્રેરણા-શુભાશીર્વાદથી કાર્યરત આદરણીય વડીલ શ્રી ઈન્દુકાકા ઈપ્કોવાળા તથા સુખી પરિવારનો ત્યાગ કરી સદાય પ.પૂ. સ્વામી ભાસ્કરાનંદજી મહારાજની સતત સેવામાં જોડાઈ જનાર શ્રી રમેશભાઈ પટેલ તેમજ ભીમપુરા આશ્રમની અનેકાનેક પ્રવૃત્તિમાં રત રહી તન-મન-ધનથી આશ્રમની શુભ પ્રવૃત્તિમાં સક્રિય સુપુત્ર શ્રી દેવાંગભાઈ. આ સર્વ જીવડાઓનો કેવો સુભગ સમન્વય અને અદ્ભૂત કર્મઠતા.

અસ્તુ.....

- પ્રા. હસિત હરિવિલાસ મહેતા

સંચાલક : અ.સૌ. ડાહીલક્ષ્મી પુસ્તકાલય, નડિયાદ.

શ્રી શ્રી મા આનન્દમયી જન્મ શતાબ્દી મહોત્સવ પર્વે
'શ્રી શ્રી મા'ને શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજી (પૂ. દાદાજી)ની
ભાવપૂર્ણ વંદના.....

# ભક્તિનું મૂર્તસ્વરૂપ મા

ભક્તિનું મૂર્તસ્વરૂપ અને દયાનું મંગલદર્શન, શ્રી આનન્દમયી મા મૂર્તિમંત હતાં. ઉપાસના અપાર, પરંતુ વાસનાની પેલે પાર. તપશ્ચર્યા અને તિતિક્ષાનો સાક્ષાત્કાર, પરંતુ અહં અને આવેશ એનો લેશ પણ અંશ દષ્ટિગોચર ન થાય એવી દેવદુર્લભ, દિવ્યવિભૂતિનાં દર્શન, ક્ષણે ક્ષણે આનન્દમયી માતામાં ઉપલબ્ધ થતાં. દર્શનમાત્રથી માર્ગદર્શન દેતાં, સાન્નિધ્યમાત્રથી સંસ્કારોનું સિંચન કરતા, દષ્ટિમાત્રથી દોષરાશિને દૂર કરતાં, વાણીથી અમૃતનું આચમન કરાવતાં શ્રી આનન્દમયી મા હૃદયમાં વસી જતાં. હાસ્યથી રહસ્યને ક્ષણમાત્રમાં દર્શાવી દેતાં, ભક્તિના પુંજોને પ્રસરાવતા, આટલું બધું છતાં પણ બાળક જેવાં નિર્દોષ, સરળ અને સુલભ થઈ જતાં.

કઠોર કલિયુગમાં ભગવાનના આવા, જવલ્લે જ સ્વરૂપો ઉપલબ્ધ થતાં, તેમાંની આ એક મંગલમયી મા એના જેમણે પાસાં સેવ્યાં એ તો અનાયાસે આશાપાશ ને માયાના વિલાસથી મુક્ત થયા. આ માતાને પ્રણામ સિવાય શું અર્પી શકીએ! અને એમના આદર્શોને જીવનમા ઉતાર્યા વગર, એમનો આદર કઈ રીતે કરી શકીએ!

કૃષ્ણશંકર શાસ્ત્રી
ભાગવતભાસ્કર - વેદાંતાચાર્ય
અધ્યક્ષ : સંસ્થાપક : ભાગવતવિદ્યાપીઠ
સોલા (ગુજરાત)

